શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રંથાવલિ : ૧૯ મું પુષ્પ

શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. તથા અ. સૌ. કમળાબેન
માણેકલાલ ચુનીલાલ શાહ સીરીઝ મણકો ૪ થો.

# મહર્ષિ મેતારજ

[ ક્રાન્તદર્શી ભગવાન મહાવીરના
સમર્પણપ્રધાન યુગની વાર્તા ]

: લેખક :
'જયભિખ્ખુ'



: પ્રકાશક :
સારાભાઈ નવાબ
નાગજીભૂદરની પોળ
અમદાવાદ



શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી.

તથા તેઓશ્રીનાં ધર્મપત્ની

અ. સૌ. કમળાબેનના કરકમળમાં

પ્રકાશક

## પ્રકાશકનું નિવેદન

શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થાવલિના ઓગણીશમા પુષ્પ તરીકે અને શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. તથા અ. સૌ. શ્રીમતી કમળાબહેન માણેકલાલ ચુનીલાલ શાહની સિરીઝના ચોથા મણુકા તરીકે પ્રાતઃસ્મરણીય શ્રી મેતારજ મુનિવરનું જીવનચરિત્ર "મહર્ષિ મેતારજ" ના નામથી નવલકથાના સ્વરૂપમાં જનતા સમક્ષ મૂકવા હું પ્રેરાયો છું.

મારી ગ્રન્થાવલિના સોળમા પુષ્પ તરીકે પૂજ્ય શ્રીસ્થૂલિભદ્રજીના જીવન અંગેની નવલકથા " કામવિજેતા શ્રીસ્થૂલિભદ્ર "ના નામથી મેં ચાલુ વર્ષના બીજ જ ( ભાઈબીજના ) દિવસે જે લેખક પાસે લખાવીને રજૂ કરી હતી, તે જ લેખકની કસાએલી કલમથી લખાએલી આ બીજી નવલકથા હું માત્ર સાડા આઠ માસના અંતરમાં પ્રસિદ્ધ કરી શક્યો હોઉં તો તેનો યશ આ નવલકથાના લેખકને તથા ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલયના માલિકો : ભાઈશ્રી શંભુલાલ જગશીભાઈ તથા શ્રીયુત ગોવિંદલાલ જગશીભાઇના સુપ્રયત્નોને આભારી છે.

મારા છેલ્લાં ત્રણ વર્ષનાં લગભગ બધાં જ પુસ્તકો જેમ મેં શેઠ માણેકલાલ ચુનીલાલ શાહ જે. પી. તથા તેઓશ્રીનાં ધર્મપત્ની અ. સૌ. કમળાબહેન માણેકલાલ ચુનીલાલ શાહને અર્પણ કરેલાં છે, તેમ આ પુસ્તક પણ તેઓશ્રી (દંપતી) ને જ અર્પણ કરવામાં આવ્યું

છે અને ઇચ્છું છું કે તેઓશ્રી મારી આ માગણીનો પણ સ્વીકાર કરશે જ.

આ ગ્રંથને સર્વાંગ સુંદર રીતે લખી આપવા માટે શ્રીયુત બાલાભાઈ વીરચંદ દેસાઈ (શ્રી. જયભિખ્ખુ)નો, સમયસર છાપકામ કરી આપવા માટે સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસના માલિક શ્રીયુત મગનચંદભાઈ ત્રિ. પટેલનો, ચિત્રો તથા જેકેટની સુંદર આકર્ષક ડીઝાઈન બનાવી આપવા માટે ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર મુરબ્બી શ્રી રવિશંકર રાવળનો તથા જેકેટ અને ચિત્રો છાપી આપવા માટે કુમાર પ્રિન્ટરીના મેનેજર મુદ્રણકલાવિશારદ સ્નેહી શ્રી બચુભાઈ રાવતનો પણ અત્રે આભાર માનવાની તક લઉં છું.

સાબરમતી
(અમદાવાદ)
તા. ૧૧–૭–૪૧

**સારાભાઈ નવાબ**

## લેખકનું નિવેદન

**
*

સાંપ્રદાયિક વાતાવરણની વધુ વાર્તાઓ ન લખવાનો અનેક સજ્જન મિત્રોનો આગ્રહ છતાં, 'કામવિજેતા શ્રી સ્થૂલિભદ્ર' પછી શ્રી સારાભાઈ નવાબ દ્વારા આ મારી એક અન્ય નવલકથા બહાર પડે છે. આમ મિત્રોના આગ્રહથી અળગા રહેવાનું કારણ, એજ છે કે મેં જૈન ધર્મને કદી સંપ્રદાય માન્યો નથી, ને મને એનાં તત્ત્વોમાં કોમવાદની કદી ગંધ આવી નથી. ધર્મનું એક માત્ર ધ્યેય—સ્વભાવે પશુતાના પાડોશી બનતા માણસને માનવધર્મ શીખવવાનું છે. એ જે દ્વારા થાય તે ધર્મ છે, અને તે ખરેખર આદરણીય છે. જૈનધર્મે એ હાંસલ કરી બતાવ્યું છે.

જૈનધર્મ વિશાળ ધર્મ છે, ને એ વિશાળતાને દર્શાવવાનો આ મારી બે નમ્ર નવલકથાઓનો દાવો છે. ખુશી થવા જેવી બીના છે, કે એ દાવાને અનેક જૈન તેમજ જૈનેતર વાચકોએ પ્રથમ પુસ્તક 'શ્રી સ્થૂલિભદ્ર'ને સાદ્યોપાન્ત વાંચીને પોતાનો ટેકો આપ્યો છે. અને એ જ બળે આ બીજી નવલકથા સર્જાઈ છે.

આ નવલકથાના નાયક મહર્ષિ મેતારજ શ્રી સ્થૂલિભદ્રની જેમ સુપ્રસિદ્ધ પુરુષ નથી. ઇતિહાસનો એમને બહુ ઓછો—નગણ્ય ટેકો છે.

ને સમાજમાં ય ' સમતાગુણ 'ના દૃષ્ટાંત સિવાય એમને વિશેષ સ્થાન મળ્યું નથી. ઘણા ઘણા ગ્રંથોના અવલોકન બાદ એમના વિષે થોડી-ઘણી લીંટીઓ અને એકાદ બે અધૂરી સજ્ઝાયો માત્ર મેળવી શકાઈ છે. મને લાગે છે, કે છેલ્લા વખતની ધર્મજડતાએ એ જીવનને બની શક્યું તેટલું ગોપવ્યું હશે, અથવા અનેકાનેક સ્વસ્વમતપોષક વાદવિવાદો ઉપજાવી ગૌણ કરી મૂક્યું હશે.

મારો અને મહર્ષિ મેતારજનો સંયોગ અણધાર્યો થયેલો છે. પેટપૂરવાની રોજગારીની રોજિંદી ધમાલમાં ' સ્વાધ્યાય 'ને સદા ઓછો અવકાશ મળ્યા કર્યો છે: છતાં ય એકવાર આડાંઅવળાં પાનાંઓ ફેરવતાં આ શૂદ્ર મુનિ હાથ પર આવી ગયા. આવતાંની સાથે જ એણે આકર્ષણ કરી લીધું. નાનું શું જીવન છતાં કેવું રંગબેરંગી ! કેવું તેજસ્વી ! ધર્મ, અર્થ, કામ ને મોક્ષ: ચારે પુરુષાર્થને કેવાં ચરિતાર્થ કરી જાણ્યાં ! જાણે માનવીની રોજની પ્રાર્થનાઓનું સ્વપ્ન ! જેટલી ઝડપથી એણે આકર્ષણ કર્યું એટલી ઝડપથી જ એણે એક સામાહિક પત્ર માટે દશેક અઠવાડિયાં ચાલે તેટલું વાર્તાસ્વરૂપ લઈ લીધું.

આ પછી ' સ્થૂલિભદ્ર ' જન્મ્યું, પણ એથી પેલા શૂદ્રમુનિની વાર્તા આછી બનવાને બદલે વધુ જીવનતત્ત્વો પામતી ગઈ. કથાનાયકનું જીવન તો સાવ અલ્પ હતું, પણ એમાંથી નવક્રાન્તિનાં અનેક બળોનું દર્શન લાધતું ચાલ્યું. એ શૂદ્રમુનિની આસપાસ જીવતી વ્યક્તિઓના વ્યક્તિત્વનું જાદુ થયું. સ્યાદ્‌વાદના પરમ પ્રચારક જ્ઞાતપુત્ર મહાવીરની ઉપદેશધારા ક્યાં ક્યાં ને કેવી કેવી રીતે વહી હતી, તેનું એક સળંગ દર્શન પ્રાપ્ત થયું.

અને એ બધામાંથી આજના યુગને માટે ગુરુમંત્ર સમાન એક બોધપાઠ મળ્યો. જે યુગમાં માનવી માત્રને મન સમર્પણ ભાવના—કંઈ કરી જવાની તમન્ના હોય છે, એ યુગ જ મહાન હોઈ શકે છે. દ્રવ્ય-લોભ, સત્તાલોભ કે કીર્તિલોભ કરતાં માનવી માનવી માટે મરવામાં

મહત્તા સમજતો હોય, ત્યાગ એ જ ધર્મ હોય ત્યારે જગત નવક્રાન્તિનાં દર્શન પામી શકે છે.

મને લાગે છે કે ભગવાન મહાવીર ને ભગવાન બુદ્ધનો એવો સમર્પણભાવના પ્રધાન યુગ હતો. અને એનું જ કારણ છે, કે એ યુગે જે આપ્યું છે, એ આજે બબે હજાર વર્ષ વીત્યે હજી કોઈ આપી શક્યું નથી.

આ નવલકથાનો કાળ અહિંસાના પરમ ઉપદેશક મહાન તપસ્વી જ્ઞાતપુત્ર મહાવીરની યુવાનીનો છે. આમાં નાયક મેતારજ છે, છતાં એનું જીવન એટલું સ્વલ્પ મેળવી શકાયું છે કે ઘણીવાર એનું નાયકપદ ઝાંખું પડતું જાય છે. કેટલીકવાર એ અન્ય પાત્રોની પીઠ પાછળ પડી જાય છે. છતાં ય બધે એના જીવનસૂરનો એક તંતુ ચાલ્યો આવે છે, જે વાતાવરણને વિકસાવે છે. નાયકની આ દશા છે, જ્યારે નાયિકાનું તો ઠેકાણું જ નથી. વિરૂપા, શેઠાણી, દેવદત્તા, ચેલ્લણા, સુલસા ! સહુ સહુના વખતે સહુ પ્રમુખપદ મેળવે છે ને પછી લુપ્ત થઈ જાય છે. છતાં ય સમર્પણની ધારા વહાવતાં એ સ્વલ્પ તો ય રસભર્યાં જીવનોમાંથી મારા જેવો એક આખી નવલકથા રચી શક્યો, એ ઓછું નથી. મને લાગે છે, એમાં મારી કલમની મહત્તાને બદલે એ જીવન સાથે જડાયેલા રાખવાની પાત્રોની જીવન્ત અદ્ભુતતા છે. કર્મશૂર ને ધર્મશૂર રોહિણેય, અલબેલી મેતરાણી વિરૂપા, છેલછબીલો માતંગ, નૃત્યકુશળ દેવદત્તા, પ્રબલ પરાક્રમી મગધેશ્વર ને બુદ્ધિનિધાન મહામંત્રી અભય: આ પાત્રો તો કોઈ કુશળ શિલ્પીને હાથે કંડોરાવાને યોગ્ય છે, અને સાચો ક્રાન્તિદીપ પેટાવનાર જ્ઞાતપુત્ર મહાવીરના જ્ઞાનબલ ને તપોબલપૂર્ણ જીવનને તો કોઈ સંજીવની કલમનો સ્પર્શ કરાવવાની વાર છે.

પણ શોકની વાત એ છે કે સંપ્રદાયજડતાએ આ વાત કોઈને સૂઝવા દીધી નથી, કોઈને સૂઝી છે તો સર્જવાની એને તમા નથી. અને એનું જ આજે પરિણામ આવ્યું છે કે વિવેચકો સારા કે નરસા

પણ સંપ્રદાયને લગતા એવા પુસ્તકને જોઈ 'રાતું કપડું જોઈ ભેંસ ભડકે' એમ ભડકી ઊઠે છે. તેઓ સંપ્રદાયને નામે સારા પુસ્તકને પણ તુચ્છકારીને અવમાનતાની ટોપલીને હવાલે કરે છે.

મારી આ નવલકથાદ્વારા જૈનોને પોતાની પૂર્વ મહત્તાનું ભાન થાય ને એ માર્ગે કંઈ રચનાત્મક પ્રયત્ન સેવે; તેમજ જૈનેતર વાચકો આને જરા ધૈર્યથી અપનાવે તો મારા શ્રમને સફળ લેખીશ.

અંતે યુદ્ધકાળની મોંઘવારીના આવા કાળમાં જૈનસમાજના જાણીતા પ્રાચીનકળાના ઉપાસક શ્રી સારાભાઈ નવાબે જે સાહસ ખેડયું છે, તે માટે તેમનો આભારી છું.

પટેલનો માઢ
માદલપુરા : એલિસબ્રીજ
**અમદાવાદ**
તા. ૧૧-૭-૪૧.

'જયભિખ્ખુ'

# અનુક્રમણિકા



શ્રી રવિશંકર રાવળકૃત

ત્રણ ચિત્રો



મહર્ષિ મેતારજ
ચિત્રકાર · રવિશંકર રાવળ



''પૂર્વ અને પશ્ચિમ''

...પ્રિન્ટરી • અમદાવાદ

# પૂર્વ ને પશ્ચિમ

[ ૧ ]

" થનગન વનમાં નાચે વસંતડી
હૈયાની કુંજ મારી ફૂલે-ઝુલે." ન્હા. દ.

રોજ પ્રાતઃકાલે રાજગૃહીની ઐશ્વર્ય ભરી શેરીઓમાં એક મીઠો સ્વર સંભળાતો. પ્રભાતની મંદ મંદ પવન-લહેરો પર સવાર થઈ ને, જનશૂન્ય વીથિકાઓમાં થઈ ને વહેતો આ મધુર ગીત-સ્વર સૂતેલાં નર-નારીઓની કાગાનીંદરમાં ઔર મિઠાશ પૂરતો.

ધીરે ધીરે સ્વચ્છ થતા જતા આકાશના આંગણા પર અદ્ભુત ચિતારો અરુણ, કુમકુમનાં છાંટણાં છાંટીને વિદાય લેવાની તૈયારી કરતો કે તરત આ ગીત-સ્વર સંભળાતો. દૂર દૂર આંબાવાડિયાઓમાંથી વહ્યો આવતો કોયલનો ઉન્મત્ત ટહુકાર, થોડે દૂર આવેલાં વ્રજ-ગોકુળોનાં ઘમ્મર વલોણાં ફેરવતી ગોપકન્યકાઓના મીઠા કંઠસ્વરો, અને તે બધાની સાથે ભળીને વહ્યો આવતો આ સૂર અપૂર્વ સ્વર-માધુરી ધારણ કરતો.

અને આ સૂર પણ કંઈ એકલો જ નહોતો વહેતો. તાલબદ્ધ ઘરઘરાટનો ધ્વનિ પણ સાથે સાથે આવતો. પરોઢિયાની તંદ્રામાં પડેલા

રસિક જનોને વાદળોના ધીમા ગડગડાટ પર સવાર થઈને કોઈ ઈંદ્રપરી ટહૂકતી ચાલી જતી હોય; એવી કલ્પના ઊગી આવતી. પણ કલ્પનાનો ઉપભોગ પૂરો થાય તે પહેલાં વૈતાલિકોનાં ગાન આરંભાતાં, દેવાલયનો ગંભીર ઘંટારવ નિદ્રાની સાંકળને છિન્નભિન્ન કરી નાખતો, અને જરા મોડાં જાગેલાં પુરજનો ઉતાવળે નિત્યકર્મમાં પરોવાતાં.

શેરીની વીથિકાઓમાં અવર-જવર વધતો અને અચાનક એક મીઠો અવાજ સંભળાતો.

"છેટાં રહેજો માબાપ!" પેલું ગીત બંધ થઈ જતું. ઘરઘર અવાજ વેગવાન બનતો.

"હત્તારીની! અરે આ તો ચાંડાલણી વિરૂપા!" કેટકેટલા રસિકજનોની ભાંગીને ભુક્કો થઈ ગયેલી મનોરમ કલ્પનાનો આમાં પડઘો પડતો હતો.

"એનો ધણી રાજાજીના બગીચાનો રક્ષક અને આ ગાંડી આમ શેરીઓવાળી જીવન કાં ભરે?" પાસેથી પસાર થતા પુરજનો વિરૂપાને જોઈ મધપૂડો જોઈને માખીઓ ગણગણવા લાગે એમ કંઈ ને કંઈ ગણગણતા ચાલ્યા જતા.

"પેલો માતંગ જ એનો ધણી ને! અલ્યા, એ તો પૂરો મંત્રવેત્તા છે મંત્રવેત્તા! આ રૂપાળીના દોહદ પૂરવા ઘેર બેઠા રાજાજીના બગીચાની કેરીઓ મંગાવતો એવો જબરો છે."

"મૂકને એ વાત! પ્રભાતના પહોરમાં ચાંડાલની વાત ક્યાંથી કાઢી?"

"ચાંડાલ થયા એટલે શું? શું એ કંઈ માણસ નથી?"

"અલ્યા એ માણસવાળો છે કોણ? કોઈ શ્રમણનો ચેલો લાગે છે!" અચાનક પાછળથી ક્રોધભર્યો ગર્જારવ સંભળાયો.

વાતો કરનારા પાછળ જોવા જાય છે, તો કોઈ ભૂદેવતા ચાલ્યા આવતા દેખાયા. માથા પર હવામાં ફરતી ખાસ્સી અડધા ગજની શિખા, ખભા ઉપર લાંબી યજ્ઞોપવીત, કપાળમાં મોટું ત્રિપુંડ ને હાથમાં પૂજાપાત્ર! એમના પગની ચાખડીઓનો ખડખડાટ ભલભલાની તંદ્રા ઉડાડી દે તેવો હતો. વાતો કરનારા તો ભયથી ઉતાવળા આગળ વધી ગયા પણ પેલા ભૂદેવતાનો ક્રોધ ઓછો ન થયો. ક્રોધ ઠાલવવાનું પાત્ર દૂર થતાં એમણે વિરૂપાને જ યોગ્ય પાત્ર સમજી.

"અરે એ ચાંડાલણી! મહાપાતકી, નીચવર્ણા. ધર્મહીના; જરા કોઈ જતું–આવતું હોય એ જો તો ખરી! આમ ધૂળ ઉડાડે જાય છે, પણ એ ધૂળ અમારા તરફ ઊડીને આવી રહી છે, તે તો જો! ધર્માધર્મનો વિચાર તો કર! આ ભવ તો બગાડ્યો, પરભવનો તો વિચાર કર!"

"ખમા મારા દેવતા! પાયે પડું!" વાળતી વાળતી વિરૂપા થંભી ગઈ ને જરા કટાક્ષમાં બોલી! "તમારો ધર્મ અમર રહો! પણ તમને ધર્મભ્રષ્ટ કર્યા, એ ગુનો મારો નથી મહારાજ!"

"ત્યારે કોનો છે?"

"આ અધર્મી પવનનો જ. આમ તેમ વહેતો અમને અને તમને સરખાં કરે છે. એને જરા શિક્ષા કરોને!" વિરૂપા જરા ટોળથી બોલી.

"જોયાં નીચ! મારી મશ્કરી?" ભૂદેવતાનું ત્રીજું લોચન ખૂલી ગયું. એમણે ક્રોધાગ્નિ વરસાવતાં કહ્યું: "આખર કજાત તે કજાત! સાબુથી ગમે તેટલો ધુઓ, પણ કોલસો કાળો મટે? આ કોલસાને ધોળા કરવા પેલો પાખંડી હાલી નીકળ્યો છે. એણે જ આ બધાંને ફટવ્યાં છે. હોમ–હવન, યજ્ઞ–યાગ, પૂજા–પાઠ બધા વૈદિક ક્રિયાકાંડો પર પાણી ફેરવ્યું. હળાહળ કળિ આવ્યો!"

## ૬ મહર્ષિ મેતારજ

"પેલો પાખંડી!" અટક બોલી લાગતી વિરૂપા એકદમ ભક્તિના આવેગમાં આવી ગઈ. "તમારે મન પાખંડી, પણ અમારો તો તારણહાર! અમ દુઃખિયાંનો બેલી! અમ ગરીબોનો નાથ! જનમ જનમની અમારી હીનતા એમણે ધોઈ નાખી! દેવતા, એ અમારો પ્રભુ તમારી હીનતા નિવારો!"

"મહત્પાપં, મહાપાખંડ! નીચને મોઢે લગાડવા જ ખોટાં! એમની સાથે તે વાત હોય! એ તો તાડનનાં અધિકારી!" અને અનેક શાપ આ ચાંડાલ જાત તરફ વરસાવતા ભૂદેવ શાસ્ત્રનાં ફરમાનો રટતા, કાષ્ટની ચાખડીઓ ખખડાવતા આગળ વધ્યા.

વિરૂપા પણ એક મંદ સ્મિત વેરી કામે લાગી. રોજ રોજ આવા આવા અનેકવિધ અનુભવોને પાત્ર થનાર વિરૂપા શું ખરેખર લક્ષ આપવા લાયક વ્યક્તિ હતી? માનવીનાં ચર્મચક્ષુ સ્વાભાવિક રીતે આકર્ષાય એવી રૂપસુંદર હતી?

વિરૂપા હતી તો જાતની ચાંડાલ, વાને કંઈક ઘનશ્યામ. પણ કુદરતે એના ઘાટમાં સુતું સૌંદર્ય મૂક્યું હતું. શામળી છતાં વિરૂપા સુંદર હતી. સુંદરતા કંઈ સફેદ ચામડીમાં નથી હોતી. કામદેવની કામઠી શી એની દેહલતામાં અંગે અંગે મરોડ ભર્યો હતો. એ ચાલતી અને જાણે નૃત્યનો કોઈ ભંગ રચાતો. એનું સુરેખ નાક, મોટી ને કાળી આંખો, છટાદાર શરીર રેખાઓ જોનારની આંખોને ખેંચી રાખતાં. ગોળ લાડવા શા મુખ પર ઊંચો-ઊતાવળે બાંધેલો અંબોડો એની મુખશ્રીમાં અનેકગણો વધારો કરતો.

છતાં ય એ ચાંડાલ કુળની હતી: જે કુળને બ્રહ્માજીએ પોતાના પગ દ્વારા સરજ્યું, અને જેમના અનુયાયીઓએ એને પગ તળે કચર્યું; એ હીણા-શૂદ્ર કુળનું સંતાન હતી. શાસ્ત્રજ્ઞાન એમના માટે શિરચ્છેદ સમાન હતું ને હીનતા એ એમનો જન્મસંસ્કાર હતો. એવા કુળની

આ સ્ત્રી હતી. વિરૂપાનો પતિ માતંગ રાજગૃહીના રાજ–ઉદ્યાનનો રખેવાળ હતો, ને વિરૂપા પોતે રાજગૃહીની શેરીઓ વાળતી, સ્વમાન ને સ્વહક્ક જેવા કંઈયે સિદ્ધાંત આ દંપતિએ જાણ્યા નહોતા, છતાં એમનું જીવન એ સિદ્ધાંતો પર જ રચાયેલું હતું.

" વિરૂપા ? "

" કોણ આ ? " શેરીઓ વાળતી વિરૂપા શેરીને એક છેડે આવેલી હવેલી નીચે આવી પહોંચી હતી. ઊંચી ઊંચી હવેલીના સુંદર નકશીદાર ગવાક્ષમાં એક સુંદર સ્ત્રી ઊભી હતી, અવસ્થા તો કંઈક વિરૂપાથી મોટી હશે, પણ લાવણ્ય હજી ઉભરાઈ રહ્યું હતું. વિરૂપા ગવાક્ષ નીચે ઊભી રહી ને પોતે સાવરણાથી રાજમાર્ગ પર પાડેલી ભાત તરફ જોતાં બોલી:

" આ. ઊગતે પહોર અશુભ દર્શન ? "

" અશુભ દર્શન ? " બોલતી ગવાક્ષમાં ઊભેલી સુંદરી એકદમ નીચે ઊતરી આવી. નિસરણી ઊતરતાં નુપૂરોએ એક જાણે નવો રમઝમાટ જ ખડો કરી દીધો. હવેલીના બગીચાની દીવાલે આવીને આ સુંદરી ઊભી રહી ગઈ.

રાત્રી અને દિવસ ! પૂર્વ અને પશ્ચિમ ! શશી અને સૂર્ય ! બધાને પોતપોતાનું અનોખું અનોખું રૂપ છે, અને રૂપની એકબીજાની ભિન્નતાને લીધે ભિન્નરૂપ અરૂપ નથી ઠરતું ! બરાબર આ બે સુંદરીઓ માટે તેમજ કહી શકાય. એકના રૂપમાં પૂર્વદિશાની મિહાશ હતી; બીજીમાં પશ્ચિમની મધુરતા હતી. એકના રૂપમાં રાત્રીની ભવ્યતા હતી, બીજીના રૂપમાં દિવસનો ઝગમગાટ હતો.

ગવાક્ષથી ઊતરી આવનાર સુંદરીએ તાજું સ્નાન કર્યું હતું. કદલીદલ જેવાં કોમળ અવયવો પર એની સ્નિગ્ધતા ચમકતી હતી;

એણે એક બહુમૂલ્ય પટકુળ પહેર્યું હતું ને આછું આસમાની ઉત્તરીય ઓઢ્યું હતું. કેડે મોટી રત્નજડિત મેખલા ઝૂલતી હતી. કંઠમાં અનેક જાતની રત્નાવલિઓ પુષ્ટ થયેલા વક્ષસ્થળ ઉપર હિલોળા ખાતી હતી. હાથે અને પગે શણગારનો કોઈ અન્ત નહોતો. તાજી ગૂંથેલી વેણીમાં ચંપાનાં ફૂલ ગૂંથ્યાં હતાં. ને સેંથો સિંદૂરથી ભરેલો અને હીરાજડિત દામણીથી સુશોભિત હતો. આટઆટલાં રૂપ અને સુશ્રી સામે ઊભેલી અલંકારહીના, અસ્નાતા વિરૂપા કોઈ રીતે હીણી નહોતી લાગતી.

" સખી સુરૂપા ! "

" નહીં, નહીં બા ! હું તો ચાંડાલણી વિરૂપા ! "

" અલ્યા, તમે તો ઘેલાં લાગો છો ! રોજ જ્ઞાતપુત્રના ઉપદેશની વાતો કરો છો, અને હજી ચાંડાલ ચાંડાલ કૂટ્યા કરો છો ! તમારાં લોકોનાં દર્શન અશુભ ! તમે લોકો અપશુકનિયાળ ! આવી આવી વાતો ક્યારે દૂર કરશો ? " ગવાક્ષથી ઊતરી આવેલ સ્ત્રીએ નિરાશામાં હાથ પછાડ્યા. એ કંકણ પણ એક નવું કાવ્ય સરજી બેઠાં.

" શેઠાણી બા, ડાહ્યાં થઈને કેમ ભૂલો છો ? એમનો ઉપદેશ એ નથી કે અમે અમારી જાતને ચાંડાલ ન કહીએ અને બ્રાહ્મણ કહીએ. એમનું તો કહેવું એવું છે કે ચાંડાલ કુળની હીનતા ભૂલી જાઓ ! હીનતા ગઈ એટલે ન કોઈ ઊંચું કે નીચું ! સર્વે સરખાં ! " વિરૂપાએ ગંભીર રીતે જવાબ આપ્યો.

" સવા લાખની વાત છે, સુરૂપા ! હું તો તને જોઉં છું ને કર્મની ગતિને યાદ કરું છું. અલી સખી..."

" જુઓ પાછી સખી અને સુરૂપા કહેવા માંડ્યાં." વિરૂપાએ લાડમાં ટોળ કરતાં કહ્યું.

" હું તો એ જ કહેવાની ! તારા દેદાર સામું તો જો ! અલી,

હવે તો તું મોગરાની કળીની જેવી ફૂલીફાલી રહી છે." શેઠાણીએ વિરૂપાનાં પુષ્ટ થયેલાં અવયવો ઉપર એક ઊડતી નજર નાખતાં કહ્યું.

"બા, ગરીબની મશ્કરી કરશો મા! મને તો સાત પૂરા થયા. તમને?"

"એ જ. આઠમો બેઠો! પણ મારું તો શું......" શેઠાણી બોલતાં બોલતાં થંભી ગયાં. લજામણીના છોડને સ્પર્શ થતાં જેમ પાંખડીઓ સંકોચાઈ જાય, એમ એમનું મુખ લેવાઈ ગયું. સ્વર કંઈક ભારે થઈ ગયો. વેદના ભર્યા અવાજે આગળ ચલાવ્યું: "સુરૂપા, મારા કોઠામાં કોઈ ભયંકર લાવા રસ જેવી ગરમી સડસડે છે. એ ગરમી બાળકના હાડ–ચામને ચૂસી લે છે, ને જન્મતાંની સાથે બાળકના પ્રાણ હરી લે છે. પાંચ પાંચ વાર પ્રસૂતિપીડા ભોગવી, પણ મુજ અભાગણીને એકે ન જીવ્યું..." શેઠાણીના ગળામાં ડૂમો આવ્યો.

વિરૂપાની લીંબુની ફાડ જેવી આંખોમાં પણ આંસુ હતાં. શેઠાણીએ જરા જીવ શાન્ત થતાં કહ્યું: "અને સુરૂપા! આ મારું છેલ્લું ને છઠ્ઠું સંતાન છે! છેલ્લું એટલા માટે કે એ જો ન જીવ્યું તો આ અખુટ ધન–દોલતનો વારસદાર તો ખોળવો જોઈશે ને! અને એ વારસદાર માટે શોકનાં પગલાંનો અવાજ આજથી મને સંભળાઈ રહ્યો છે. એણે મારી ઊંઘ હરી લીધી છે. ક્ષુધાતૃષા ઓછાં કરી નાંખ્યાં છે." સોના–રૂપાના અલંકારો પાછળ, મણિ–મુક્તાથી મઢ્યા દેહ પાછળ દુભાઈ રહેલા હૃદયનો આર્તનાદ વિરૂપાના દિલને ધ્રૂજાવી રહ્યો. પરિગ્રહની ઇચ્છા, એની અમાપ પ્રાપ્તિ અને એને પોતાની પાછળ પોતાના જ કોઈકને આપી જવાની માયા મમતા કેટકેટલાનાં જીવનને ધૂળ કરતી હશે! કેટકેટલાં શાપ ને અભિશાપના ઢગ રચતી હશે! કેટકેટલાં પાખંડ ને પારાયણ ઊભાં કરતી હશે! એ વાત શેઠાણીના દિલ સિવાય અત્યારે કોઈ વર્ણવી શકે તેમ નહોતું. દર્દીની ગત તો દર્દી જ જાણે!

"બા, જરા બહાર આવશો કે ?"

"તું અંદર આવને !"

વિરૂપા દરવાજો ઓળંગી અંદર ઉદ્યાનમાં ગઈ. વિરૂપાએ ચારે તરફ એકવાર નજર નાખી લીધી. એ ધીમેથી બોલી:

"બા, મને કેવું સંતાન થશે ? રૂપાળું કે કદરૂપું !" માતા બનતી નારીના દિલમાં સ્વાભાવિક ઊઠે એવો આ પ્રશ્ન હતો.

"રૂપાળું ! સુરૂપા, જોતી નથી કે તારું લાવણ્ય કેવું છે ? તારું સંતાન રૂપસુંદર થશે, સાથે ગુણસુંદર પણ હશે." શેઠાણી પોતાની સખીના ગર્ભસ્થ સંતાનને આશીર્વાદ દેતાં હોય એમ બોલ્યાં.

"બા. કેવું રૂપાળું ! તમારા સંતાન જેવું !"

"અરે. અમારાં સંતાન કરતાં ય સારું ! સુરૂપા, અમારા સંતાનનાં રૂપ–ગુણ તો અમારી કામવાસનાઓ ચૂસી લે છે, આ ભોગોપભોગ જ એમનાં દૈવત અર્ધાં કરે છે." શેઠાણીના શબ્દોમાં શ્રીમંત જીવનના એક અણજાણ્યા અનિષ્ટ પર ધનુષ્ય ટંકાર હતો.

"બા. ચિડાશો નહિ. કોઇ ભૂલથી તમારા બાળકને મારી ગોદમાં મૂકી દે ને મારા બાળકને તમારી ગોદમાં મૂકે તો. મારું સંતાન તમારા સંતાન જેવું લાગે ?"

"અરે, પાગલ થઇ ગઇ લાગે છે ? અત્યારથી સંતાન પાછળ આવી ઘેલી થઈ જઇશ, તો પછી તારું શું થશે ?"

"બા, ઘેલી થઈ છું, કહો તો પાગલ થઈ છું. પણ જુઓ એક વાત કહું ! વિરૂપા વધુ નજીક ગઈ, ને ચારે તરફ કોઈ જોતું નથી, એની ખાતરી કરી ધીરેથી બોલી: "બા, આપનું બાળક મારું ને મારું તમારું ! જેવું હોય તેવું મોકલી આપજો ! બા, અવિનય લાગે તો માફ કરશો."

"શું કહે છે વિરૂપા?" શેઠાણી ક્ષણભર આ શબ્દો સાચા માની શક્યાં નહિ! વર્ષોની અભિલાષાઓ અને દિવસો સુધી હાડ-માંસનો ખોરાક ખવરાવી ગર્ભને ઊછેરનાર, લગ્નજીવનની અમુલખ દોલત સમા પ્રથમ સંતાનને કઈ માતા છોડી શકી છે! સંતાનને માટે પ્રસૂતિની નરકપીડાને સ્વર્ગનું સુખ માનનારી કઈ માતા આટલી સહેલાઇથી આવો એક તરફી સોદો પાર કરી શકે!

"બા, હું બકતી નથી. તમે મને સખીપદ આપ્યું છે. એ સખીપદ ઊજળું કરી બતાવવાનો નિરધાર છે. જો હું જૂઠું બોલતી હોઉં તો તેત્રીસ કરોડ દેવતાની મને આણ છે!"

"મારો સંસાર ઊજળો કરવા તારા સંસારને શા માટે ખારોપાટ બનાવે છે!"

"બીજી વાત હું નથી જાણતી. સખીધર્મ અદા કરવાની અમુલખ પળ જીવનમાં બીજીવાર નથી આવતી! સંતાનની માતા થવાની પળ ફરીવાર આવશે. હું ઘરડી નથી થઈ."

"પણ પેલો માતંગ તને કાઢી નહીં મૂકે?"

"ભગવાનનું નામ લો, બા! આપણી વાતોમાં પુરુષ શું સમજે! એ વહાણવટું ખેડે કે રાજસેવા કરી જાણે! સંસારના વ્યવહાર તો સદા સ્ત્રીએ શોભાવ્યા છે." વિરૂપાની જીભ પર ત્યાગની વાણી હતી. "અને બા, માતંગ મને કાઢી મૂકે એ વાત ભૂલેચૂકે માનશો મા! કોઈ બીજી આવે તો ખરી! તમારી માફક રોઈ ને રાતો કાઢનારી હું નહિ! આવનારીના માથે છાણાં થાપું છાણાં!"

"ના, ના, વિરૂપા! એ મારાથી નહિ બને!"

"ના કે હા, શેઠાણી બા, કશુંય બોલવાનું નથી. હા, એટલું કહું છું કે એને ખૂબ ભણાવજો, ગણાવજો ને બહાદુર બનાવજો!

નારે ત્યાં બિચારો ક્યાં તમારાં જેવાં લાડ–પાન પામવાનો છે ?"

અને આ પછી બન્ને સુંદરીઓ કેટલીએક વાર સુધી તારામૈત્રક રચીને ઊભી રહી. સ્ત્રી અને પુરુષનાં તારામૈત્રક સંસારે જાણ્યાં છે; પણ સ્ત્રી સ્ત્રી વચ્ચેના તારામૈત્રકની મિઠાશ હજી કુશળ કવિજનથી પણ અવર્ણવી છે. દિલનું ઔદાર્ય, હૈયાનું અમી, મનની મિઠાશ: આ બધાનું એમાં ઘમ્મરવલોણું હતું. સાગરોના સાગરનું એમાં મંથન હતું.

સૂર્યદેવતા પૃથ્વીના પાટલે પધારી ચૂક્યા હતા. બગીચાનાં ફૂલ ખીલી ઊઠ્યાં હતાં, ને ભ્રમરવૃંદ પણ ગુંજારવ કરવા આવી પહોંચ્યા હતો. રાજગૃહીનાં ઊંચાં કોટ–કાંગરા પણ સોનેથી રસાઇ રહ્યાં હતાં.

રાજમાર્ગ પર કોલાહલ સંભળાયો. થોડીવારમાં રાજસેવકો જોરથી છડી પોકારતા સંભળાયા. રાજહાથી ઉપર મણિમુક્તા જડેલી અંબાડીમાં બેસીને મહારાજા બિંબિસાર ભગવાન બુદ્ધદેવના દર્શને જતા હતા. હાથીઓના ઘંટારવ અને ઘોડાઓના હાબલાએ આ બંને સખીઓને જાગ્રત કરી. વિરૂપા શેઠાણીની રજા લઈ ઉતાવળે પગલે પડખેની શેરીમાં અદૃશ્ય થઈ.

# ભવનાં દુઃખિયારાં

## [ ૨ ]

ગંગા અને સોન નદીનાં નીર જ્યાંથી વળાંક વળતાં હતાં, એ નગરને એક નિર્જન છેડે, તીર પરનાં આંબાવાડિયાં પાસે: રાજગૃહીના ગગનચુંબી કોટની મર્યાદા જ્યાં પૂરી થતી હતી ત્યાં, બસોએક ફૂબાઓની વસતી આવેલી હતી. આ ફૂબાઓમાં રાજગૃહીના ચાંડાલો વસતા હતા.

આ ચાંડાલોનો ઇતિહાસ આર્યાવર્તથીય જૂનો હતો. જે વેળા સંસ્કૃતિ અને સામ્રાજ્ય સ્થાપવા માટે આર્યોનાં ટોળાં હિમાચલ ઓળંગી આ તરફ આવ્યાં. ત્યારે દસ્યુઓનાં રાજ હતાં. આ દસ્યુઓને આર્યોએ અનાર્ય કહ્યાં, અને એમને પરાજિત કરી આર્ય સામ્રાજ્ય જમાવ્યું.

આ આર્ય સામ્રાજ્યે પછી પોતાને મનગમતી રચના કરી. એકનો સ્થાપિત હક્ક બીજા છીનવી ન શકે, એકની જન્મજાત મોટાઈ કોઈ હણી ન શકે એ માટે પ્રજાના ભાગ પાડ્યા. આ ભાગલામાં જેઓને ભાગ અસ્પૃશ્યતા, હીનતા આવી તે શૂદ્ર!

ચાંડાલ એ શૂદ્રની એક જાત! આ જાત માથે ગામ-નગરની ગંદકી દૂર કરવાની ફરજ અને એ ગંદકી ગામમાં પાછી

ન આવે એ માટે એની પાસે જ પડ્યા રહેવાની ફરજ! રાજમાર્ગ પર જ્યાં બીજા ઉચ્ચવર્ગના લોકો ચાલતા, ત્યાં આ લોકોને ચાલવાની તો શું, ખોંખારો કરવાની કે થૂંકવાની પણ મનાઈ હતી! ગામમાં મહામારી, મરકી ને બીજા રોગો ફાટી નીકળતા તો તો આ લોકોનું આવી બનતું! એક તો એમની આસપાસ થર જમાવીને પડેલી ગંદકી એમનું સત્યાનાશ વાળતીઃ જ્યારે બીજી તરફ ઉચ્ચ વર્ણોની જોરતલબી બાકીનું કામ પૂરું કરતી.

છતાં ય કુદરતની કોઈ પ્રેરણા હશે કે આ વસ્તી ઉજ્જડ ન બનતી. એમને ત્યાં વારસદારની તાણ ન પડતી. જે બાળકો માટે દુનિયા તલસતી, તે બાળકો એમને ત્યાં ઊભરે ભર્યાં હતાં, જાણે દુનિયાના જીવો આ ભાગમાં જ જન્મવાનું વિશેષ પસંદ કરતા હતા. પણ અહીં જન્મનારના ભાગ્યમાં જન્મતાની સાથે અંધારનાં ઘોર પડ વીંટળાઈ વળતાં. અહીંના બાળકની તાકાત, તમન્ના ને તેજ આ ગંદકીમાં ખાક થતાં. અને જે ખાક થવા ન ઇચ્છતા તેઓ બીજી જાતિઓ સામે વેરે ચડતા.

આ જ કુમાઓનો જુનો ને જાણીતો વાસી રોહીણીઆનો દાદો! પૂરો પડછંદ ને જબરો પરાક્રમી નર! ગંગાનાં કોતરો તો એને મન રમવાનાં ઘર ને ઘોડાપુર પાણી તરવાં તો એને મન બાળકની રમત! એની મૂછોના વળાંક ને આંખોની લાલાશ પાસે ભલભલા યોદ્ધાઓ ઝાંખા પડતા લાગે. આ બળીઆને એક દહાડો એને પોતાનું કુલકર્મ અકારું લાગ્યું ને એણે યોદ્ધાનું જીવન જીવવું પસંદ કર્યું.

યોદ્ધા તરીકેની એકેએક લાયકાત એનામાં હતી, ઘોડેસવારી, તીરંદાજી, પટાબાજી કોઈ વાતે ખામી નહોતી, પણ એનું કુળ એની આકાંક્ષાઓને આડે આવ્યું. ઘોડેસવારીને બદલે ઘોડાસરની રખવાળી, છાણ-વાશીદાનું કામ સોંપાયું.

વનના વાઘની સામે ઘૂઘવાટા લેનારને આ કામ ગમે ? એણે નગરયોદ્ધો ન બનાય તો વનયોદ્ધા બનવાનું પસંદ કર્યું. સરખે સરખા જુવાનીઆઓને લઈને એણે ગંગાને પેલે તીર પોતાની પલ્લી બાંધી. ચોરી, ડાકાં ને લૂંટ કરી એણે પોતાનું નાનુંશું સામ્રાજ્ય જમાવ્યું.

આ પછી એક દહાડો અચાનક શૂદ્રોમાં નવો પ્રકાશ આવ્યો. શૂદ્ર એ પણ માનવ ! માનવતાનો એ પૂરો અધિકારી ! શાસ્ત્ર એ ભણી શકે ! પવિત્ર એ થઇ શકે ! ક્રિયાકાંડ એ કરી શકે ! મોક્ષમાર્ગ એ મેળવી શકે ! ઊંચાં કૃત્ય કરે તે ઊચ્ચ ! નીચ કૃત્ય કરે તે નીચ ! પણ વર્ષોથી અંધકારમાં રહેલ શૂદ્રો સર્વ પ્રથમ આ પ્રકાશ ન ઝીલી શકયા. એમણે પોતે જ પ્રકાશને આવતો ખાળવા પોતાનાં કમાડ ભીડયાં.

એ કમાડ ભીડનારાઓમાં મુખ્ય આગેવાન આ રોહિણીઆનો દાદો હતો ! એણે છડેચોક કહ્યું કે શૂદ્રોનો સમૂલનાશ કરવા આ કાવતરું યોજાયું છે. મેં ધર્માચાર્ય ને ધર્મગુરુઓને ત્યાં જઈ જઇને એમની લાંબી દાઢીઓને સાષ્ટાંગ દંડવત કરીને પૂછયું છે, કે બાપજી, કયા ભવના પાપે અમે અસ્પૃસ્ય ! કયા ઘોર કૃત્યના કારણે અમે, કર્મધર્મના અનધિકારી ! અને તેઓએ પોતાની રૂપેરી દાઢી પંપાળતા પંપાળતા નિરાંતે મને કહ્યું છે કે શૂદ્રકૂલમાં જન્મ એ જ તમારું પાપ ! મેં પૂછયું એ પાપ ધોવાનો કોઈ માર્ગ ? તેમણે કહ્યું : કોઈ માર્ગ નથી ? ઊંચવર્ણની સેવા કરતાં આ ભવપૂરો કરો ! આવતો ભવ સારો આવે એની વાંછના કરો !" એટલે હવે તમે કોઇ રખે આ વાતમાં ફસાતા. આપણે અને એ જૂદા ! બે વચ્ચે જન્મનાં વેર ! એ ભેદને, એ વેરને જમીનદોસ્ત કરવા એમને લૂંટો, મારો ! એક દહાડો આપણે આપણું રાજ્ય જમાવી, કોટકાંગરા ખડા કરી આવું જ કરીશું.

રોહિણીઆના દાદાની આ વાત કેટલાકને વધુ પડતી લાગતી. નાના મોંએ મોટી વાત જેવી ભાસતી; છતાં એનું બાહુબળ, એની

પટાબાજીથી જે પરીચિત હતા; તેઓ જાણતા હતા ને વિશ્વાસ રાખત હતા કે જો એને કોઈ સાથ આપે તો કોઈ ગામનો રાજા સહેલા ઈથી બની શકે તેમ હતો. અને પછી તો 'સમરથકો નહીં દોષ ગુસાંઈ!' એની જ મહત્તાનાં કાવ્ય, સાહિત્ય ને શાસ્ત્ર રચી શકાત બળીઓ બે ભાગ પાડી લેત !

પણ રોહિણીઆના દાદાની આ વાતથી વિરૂપાનો પતિ માતંગ ને તેના પાડોશી થોડા ફૂબાઓ જુદા પડતા. માતંગના કુળમાં બાપદાદાન વખતથી અમુક વિદ્યાઓનો વારસો વહ્યો આવતો હતો. કહેવાતું માતંગના કોઈ બાપદાદા ઉચ્ચ વર્ણનો વેશ સજી શાસ્ત્ર ભણું આવેલા: અને એમણે પોતાના કુળમાં આ શાસ્ત્ર ઊતારેલું. આ શાસ્ત્રનાં સૂક્તોથી એ રોતાં પીડાતાં બાળકોને સાજા કરી શકતા પ્રસૂતિની ભયંકર પીડામાં પડેલી સ્ત્રીનું આડું છોડાવતા, કોઈને લાગેલી નજર, કોઈને કરડેલો સાપ કે કોઇ ને વળગેલો પ્રેત–પિશાચ પણ એ કંઈક બોલીને, કંઈક પાણી કે વનસ્પતિ પાઈને દૂર કરી શકતા.

માતંગ એની આ લાયકાતને બળે રાજબગીચાનો રખેવાળ બન્યો. ભાગ્યયોગે માતંગ વિરૂપા જેવી શીલવતી ને ગુણવતી સ્ત્રીને પરણી લાવ્યો. વિરૂપા અને માતંગનાં દ્વાર પર સર્વ પ્રથમ પ્રકાશ ઝીલાયો. વનવગડાનાં વાસીઓ વચ્ચે રહીને રોહિણીઆનો દાદો જ્યારે વાઘ જેવો ક્રૂર બનતો ગયો, ત્યારે વિરૂપા ને માતંગ રાજગૃહીની વસતિ વચ્ચે આડે પહોર વસીને નમ્ર ને ઉદાર બન્યાં. ઠોકરાયેલું એમનું શદ્રત્વ વધુ ને વધુ ઘસાતા ચંદનની જેમ અનેરી સુવાસ પ્રસારતું ગયું.

આ પ્રકાશના આદિ સર્જકને તો કોઇએ જોયા નહોતા, પણ એમના અનુયાયીઓ રાજગૃહીમાં આવતા, ત્યારે વહેલા–મોડા પણ આ લોકને લાભ મળતો. એમાં સહુથી વિશેષ લાભ વિરૂપાને સાંપ-

ડચો હતો. એના ચિંતનશીલ સ્વભાવને લીધે એ તત્ત્વ જલદી ગ્રહણ કરી શકતી. તે વારે ઘડીએ કહેતીઃ

" સાચા પ્રેમ માટે સાચી દયા જોઈએ. સાચી દયા માટે સાચો ત્યાગ જોઈએ. વનનો વાઘ ને રાફડાનો ભોરીંગ પણ એ રીતે વશ કરી શકાય."

અને એનો સાચો પ્રયોગ એણે માતંગ પર અજમાવ્યો હતો. મંત્રવેત્તા માતંગને પોતાનો વારસો કોઈ ઉત્તરાધિકારીને આપી જવાની ખૂબ ચિંતા રહેતી. વિરૂપા સાથે સંસાર માંડયાંને વર્ષો વીત્યાં, પણ સંતાનપ્રાપ્તિ થઈ નહોતી. અને વળી માતંગનું ઘર કંઈ દરિદ્રીનું ઘર નહોતું. મહારાજા બિમ્બિસાર અને રાજકુળના એના પર ચાર હાથ હતા. દ્રવ્ય તો મોં માગ્યું મળતું. માતંગ કલાવંત મયૂર હતો. એને એકલાને જોઈને જ ઊંચ-નીચની કલ્પનાઓ મનમાંથી સરી જતી. આવો માતંગ પણ વિરૂપાને વશવર્તી હતો. એણે કદી નિઃસંતાન વિરૂપાને પોતાના મનની ઇચ્છા જાહેર કરી દુભવી નહોતી. પણ ત્યાં તો એ ઇચ્છા કુદરતે પાર પાડી.

માતંગ હમણાં ખૂબ રાજી રહેતો. આજે પણ રાજબાગમાંથી ઊતરેલાં અનેક ફળફૂલ લઈને એ વહેલો-વહેલો ઘેર આવ્યો હતો. વિરૂપાને ઘરમાં ન જોઈ એ ઓશરીમાં જ બેઠો બેઠો ફૂલ ગૂંથવા લાગ્યો. રાજગૃહીની ટૂંકી ટૂંકી શેરીઓ વટાવતી વિરૂપા જરા મોડી ઘેર પહોંચી ને બહાર ઓશરીમાં જ સૂંડલો-સાવરણો મૂકી સીધી ઘરમાં ચાલી ગઈ. થોડીવારમાં ઘરમાંથી ધૂમાડો આવવા લાગ્યો. વિરૂપા ચૂલામાં ઈંધન નાખતી હતી.

" હાશ, હવે તો રાહ જોઈને થાક્યો ! મારા આંબે રૂપાળી પીળી ઘમરખ જેવી કેરીઓ લટકી રહી છે ને આ જો તો ખરી ! લીંબડીએ કેવી પાકી ગલ જેવી લીંબોળીઓ ઝુમી રહી છે, ને આ

ફૂલ તો જો! એની બહાર તો નીરખ !" ઓશરીમાં બેઠોબેઠો ફૂલમાળા ગૂંથતો માતંગ કટાક્ષમાં બોલ્યો.

વિરૂપા કામ કરવાના બહાને આડું મોં રાખી બધું સાંભળી રહી હતી. એ ધીરેથી બોલી :

" અલ્યા, ગાંડો ન થઇ જતો. "

" વિરુડી, ખરેખર: હવે તો વાર લાગશે તો ગાંડો જ થઇ જઇશ. અને વળી આજે એક વાત સાંભળી એથી તો મન ઘણું ઊંચું થઈ ગયું. " માતંગે અડધી ગૂંથેલી ફૂલમાળા નીચે મૂકતાં લાંબો નિઃશ્વાસ નાખ્યો. પતિને ઉદાસ જોઈ વિરૂપા એકદમ દોડી આવી.

" શાથી મન ઊંચું થયું છે ? "

" માએ દીકરાને વેચ્યો. "

" હેં, આ તું શું કહે છે ! " વિરૂપાના દિલમાં ફાળ પડી. એને લાગ્યું કે સવારમાં ધનદત્ત શેઠનાં પત્ની સાથે થયેલી વાતચીત માતંગ જાણી ગયો લાગે છે. એના મોં પર રતાશ તરી આવી. એનું પારેવા શું ભોળું દિલ ઉતાવળે ધડકવા લાગ્યું. પણ એક ક્ષણમાં સાવધ થઇ ગઈ. માતંગ નવી ખબર આપવાના હર્ષાવેશમાં આગળ બોલતો હતો.

" વીરુ, તને જાણીને આશ્ચર્ય થશે કે એક માતાએ પોતાના પુત્રને બલિ આપવા વેચ્યો, અને તે પણ થોડીઘણી સોનામહોરો માટે !"

" સોનામહોરો લીધી ? " વિરૂપાને હવે ખાતરી થઈ ગઈ કે વાતનું લક્ષ બીજું જ હતું.

" હા હા, સોનામહોરો લીધી. "

" પછી શું થયું ? "

" શું થાય ? એનો ભોગ દેવાવાનો હતો. હતો બ્રાહ્મણનો દીકરો. નામ અમર. પણ ભલા બાળકને કોઈએ નમસ્કાર મંત્ર શીખવેલો."

" નવકાર મંત્ર કે ! અલ્યા, એની પાસે તો તારા બધા મંત્ર પાણી ભરે હોકે !"

" બહુ પંડિતા ખરીને, એટલે તું બધું જાણે ! એ બધા ય આપણી તો રિદ્ધિ ! એમ કૂડું ન બોલીએ."

" હાં હાં, અલ્યા પછી થયું શું ?" વિરૂપા માતંગના ડોલતી શ્રદ્ધાવાળા દિલને પિછાનતી હતી. એણે વાત બદલી નાખી.

" થાય શું ? રાજાજી ચિત્રશાળા ચણાવતા હતા. કોઈ રીતે દરવાજો ઊભો ન થાય ! આખરે કોઈએ કહ્યું કે એમાં બત્રીસ લક્ષણો બાળ હોમો ! રાજાના સેવકોએ તો ઢંઢેરો પિટાવ્યો, અને માગી સોનામહોર આપી છોકરાને શોધી લાવ્યા. શું છોકરાનું રૂપ, શી એની કાન્તિ ! પહેલાં તો છૂટવા એણે ઘણાં ફાંફાં માર્યાં; પણ યમરાજાના હાથમાંથી છૂટાય તો એ લોકોના હાથમાંથી છૂટાય ! બાળકને કોઈએ નવકાર મંત્ર શીખવેલો. આખરે એ મંત્રનો એણે જાપ કર્યો. એ જાપ સાંભળી એક ચમત્કાર થયો. બધા થંભી ગયા. બાળકને મુક્ત કર્યો. બાળક તો બિચારો મુનિવેશ ગ્રહી ચાલ્યો ગયો."

"ધન્ય, ધન્ય ! અનેકશઃ નમસ્કાર હજો એ મંત્રને !"

" અને અનેક વાર નમસ્કાર હજો આ વૈરીઓની જાતને, જેને પેટની ઓલાદ કતલ કરવા આપતાં શરમે ન આવી. અને વળી એ તો કહેતી હતી કે આમાં તો ધરમ સમાયો છે. બાળકને સ્વર્ગ મળશે ! અરે, કતલમાં તે, હત્યામાં તે ધરમ ક્યાં ભાળ્યો ?"

" બેસ, બેસ, ડાહ્યા ! વળી બે વર્ષ પહેલાં તું જ વાત નહોતો લાવ્યો કે મા–શક્તિને સાત છગાલ ચઢાવીએ તો સાત દીકરા થાય.

અને મેં જ તને ઉધડો નહોતો લીધો. અલ્યા, બધી સ્ત્રીઓને તમે સરખી શી રીતે માની ?"

"સરખી નહિ તો બીજું શું ? જેવી એ તેવી તું, જેવી તું તેવી તારી મા !" માતંગ વિરૂપાને લક્ષ કરી પેલા બાળકની માતા પર ઉપજેલો ગુસ્સો ઠાલવતો હતો.

"જોજે અલ્યા, મારી માનું નામ લીધું છે તો. સળગતું છાણું જ મારીશ."

બે ઘડી પહેલાં પ્રેમથી વાતો કરતાં ધણીધણિયાણી લડી પડ્યાં. બન્નેએ એકબીજાની સાતસાત પેઢીઓ યાદ કરી ભલી-બૂરી આલોચનાઓ કરી. આ વાતનો અંત ક્યારે આવત એની કોઈ સીમા દેખાતી નહોતી.

આખરે વિરૂપા રડી પડી. અને વિરૂપાના સુંદર કપોલપ્રદેશ પરથી સરતાં આંસુઓએ આ પ્રેમકલહને મીઠો બનાવી દીધો.

# કર્મની ગત

## [ ૩ ]

ગ્રીષ્મ ઋતુની એક સાંજ પડતી હતી. આખા દિવસનો ઊનો વાયુ અત્યારે કંઈક ઠંડો પડયો હતો. દિવસભર તપેલાં પુષ્પો હવે ધીરે ધીરે સુગંધ પ્રસારવા માંડયાં હતાં. શેકી નાખે એવા તાપથી બચવા માળામાં લપાઈ ગયેલાં પંખીઓ સંધ્યાગાન ગાતાં આકાશમાં આમતેમ ઊડી રહ્યાં હતાં. અંતઃપુરના ઊંડા આવાસોમાં આખો મધ્યાહ્ન પૂરાઈ રહેલી રાજરમણીઓ આરામ લેવા હવેલીના ઝરૂખામાં આવી હતી, ને પાળેલાં પંખી પણ આંગણામાં લટાર મારી રહ્યાં હતાં.

રાજબાગના હોજમાં થોડીવારમાં રાજરમણીઓ નહાવા ને જલક્રીડા કરવા ઊતરી પડી. નિર્ભય એકાન્ત, ઠંડું હિમ જેવું પાણી ને સંધ્યાનો મનોરમ સમય ! રમણીવૃંદ લાજ–શરમ છોડીને જળ-ક્રીડા કરવા લાગ્યું. સ્ફટિકશા જળમાં છબછબિયા કરતા એમના રૂપભર્યાં અંગપ્રત્યંગ, વારે વારે રણઝણાટ મચાવતાં હાથનાં કંકણો અને પાણીના પટ પર બિછાઈ ગયેલા એમના લાંબા કેશકલાપ, અદ્‌ભુત ચિતારાની કલ્પનાને પણ નિસ્તેજ બનાવી નાખે તેવું રમણીય દૃશ્ય ખડું કરતાં હતાં.

રાજભોજન માટે ફળફૂલ વીણતો માતંગ આજે અહીં કેદી બન્યો હતો. રાજબાગના મુખ્યદ્વાર પર આ રાજરમણીઓ સ્નાન કરી પાછી ન ફરે ત્યાંસુધી એને ચોકી કરવાની હતી. ગ્રીષ્મની સંધ્યા ખીલી ને કરમાઈ, રાજગૃહીના દેવમંદિરોમાં આરતી ઉતારવાની તૈયારીઓ થઈ; તો ય આ રમણીઓ પોતાની ક્રીડામાં મશગૂલ હતી.

આખરે રાજમહેલની નોબતો ગગડી. નગારે ઘાવ પડ્યો ને રાજાજીને મહેલમાં પધારવાનો વખત થયો. રાજરમણીઓને ભાન આવ્યું કે અરે, વેળા વીતી ગઈ. ઉતાવળે ઉતાવળે જેમ આવ્યાં તેમ પટકુળ વીંટીને તે વિદાય થઈ. દરવાજે ચોકી પર ઊભેલો માતંગ આ રૂપરાશીને જતો નિહાળવા જરા ય ન લોભાયો. એ કોઈ જોગીજતિની બેપરવાઈથી ખડો હતો.

રમણીવૃંદ અદસ્ય થયું કે માતંગ ઘરભણી વળી નીકળ્યો. આજ રાતે એને અગત્યના કામે ગંગાને પેલે પાર રોહિણીઆના દાદાને મળવા જવાનું નિમંત્રણ હતું. ભલા, એ ગામ–દાદાના નિમંત્રણને કોણ ઠેલી શકે ? તેમાં ય જ્યારે શૂદ્ર કુળોની ભિન્ન ભિન્ન નાતોના આગેવાનોને તેડ્યા હોય ત્યારે તો ઘેર કેમ રહેવાય !

વિરૂપાએ ભોજન તૈયાર રાખ્યું હતું, પણ આજ માતંગને એકલા જમવા બેસવાનું હતું. એક તો ગ્રીષ્મનો દિવસ અને એમાં ગર્ભવતી! એટલે આજે હમેશ કરતાં એ વિશેષ બેચેન હતી. છતાં બેચેની બતાવી માતંગને જતો રોકવાની તેની ઇચ્છા નહોતી.

મીઠી મશ્કરીઓ કરતાં કરતાં માતંગે જમી લીધું, અને ઝટ લાઠી ખભે મૂકી. " વીરુ, કદાચ રાત્રે આવું પણ, અને ન પણ આવું ! પંચના આગેવાનો મળવાના છે, એટલે રાત નીકળી પણ જાય ! "

" સારું, વહેલા આવજે ! "

માતંગ મોટા જોડા પહેરી બહાર નીકળ્યો! થોડે દૂર પહોંચ્યો નહિ હોય, ને વિરૂપાએ ધીમી બૂમ પાડી એને બોલાવ્યો. માતંગ પાછો ફર્યો. વિરૂપાએ શિખામણ આપતા કહ્યું:

"રોહિણીઆના દાદા સાથે કંઈ ચડભડ કરીશ મા! એ ભલે ગમે તે કહે. આપણને રૂચે તો માનવું, નહિ તો ચૂપચાપ બેસી રહેવું. એવા સાથે બાકરી બાંધવી સારી નહિ. મને તો લાગે છે કે, એ એમ કહેવાનો હશે કે આ શ્રમણોનો ઉપદેશ કોઈએ સાંભળવો નહિ. એ હમણાં શ્રાવસ્તી અને એ તરફ જઈ આવ્યો છે. ને તારણહાર પ્રભુ જ્ઞાતપુત્રનાં દર્શન કરી આવ્યો છે. કહે છે. કે બડો જાદુગર છે. જતાંની સાથે મોરલીની સામે સર્પ ડોલે તેવી સ્થિતિ થઈ જાય છે. મનમાં ન રહે અભિમાન કે બાકી ન રહે કોઈ જાતની બળતરા! એ તો બિચારો એમને જોઈ છક્ક જ થઈ ગયો છે. એટલે એ કહે છે કે જો આપણે એ જાદુગરનું સાંભળીએ તો પછી આ કર્મ કરવાં ગમે જ નહિ! અને વળી એ ત્યાંના કેટલાક પંડિતોને પણ મળ્યો. એ બધાએ એને સમજાવ્યું કે જો એ મોટો પતિતોદ્ધારક હોય તો આ એના પંથમાંથી છૂટાં પડેલાં પોતાનાં દીકરી–જમાઈને સમજાવે, પોતાના પ્રથમ શિષ્ય ગોશાળને સમજાવે!"

"હવે બસ, લાંબી વાત ટૂંકી કરને! એમાં એ શું કરે? સૂરજ ઊગે ને ચામાચીડિયાં ફફડાટ કરે તેમાં સૂરજનો શો દોષ! એવી વાતો નહિ ચાલે. જો સાફ સાફ કહું છું કે હું કંઈ રોહિણીઆના દાદાથી ડરતો નથી. મારા બાવડાનું બળ તું ક્યાં જાણે! એક હાથે એવા ચારને લડાવી દઉં!" આ અવાજમાં સ્ત્રીની શિખામણથી ઘવાયેલા પુરુષત્વનો વિજયટંકાર હતો.

"બહુ મોટો લડવૈયો ન જોયો હોય તો!" વિરૂપાએ એક એવી ભાવભૂંગી કરી કે માતંગ હરી ગયો. એ હસીને ચાલી નીકળ્યો. એ

વિચારતો હતો કે મારી લાઠીમાં માણસને હરાવવાની વિશેષ શક્તિ હશે, કે વિરૂપાની આંખોમાં?

આંબાવાડિયું વટાવી, ગઢની રાંગે રાંગે થઈ માતંગ નગરના સ્મશાન પાસે આવ્યો ત્યારે રાત્રી પૂરી જામી ગઈ હતી. ગ્રીષ્મ ઋતુનું સ્વચ્છ આકાશ તારલિયાઓથી દીપી રહ્યું હતું. તમરાંઓનો અવાજ અને શિયાળીઆઓની લારી સિવાય બીજો કોઈ અવાજ સંભળાતો નહિ. સ્મશાનમાં તાજી બુઝાએલી ચિતાઓમાંથી કદી કદી ભડકા નીકળતા હતા.

થોડે દૂર ગંગાનાં નીર ચૂપચાપ વહે જતાં હતાં. આકાશના તારાઓ પોતાનાં નાનાં તેજસ્વી મુખ ગંગાના જળ–અરિસામાં નિહાળી રહ્યા હતા. માતગ રાજમાર્ગ કાપતો હોય તેટલી નિર્ભ-યતા ને ચોક્કસાઇપૂર્વક પંથ કાપી રહ્યો હતો. અલબત્ત, એને એ વાતની પૂરી જાણ હતી કે આ પ્રદેશમાં મોટા ફણીધર ઉપરાંત વાઘ-વરુ પણ ફરે છે, પણ એને પોતાની લાઠી ઉપર અને કમર પર રહેલા ઝેર પાયેલા છરા પર અત્યંત વિશ્વાસ હતો.

ગંગાને તીરે આવતાં માતંગ ક્ષણભર રાત્રીનું ભરપૂર સૌન્દર્ય જોવા થંભ્યો. એને હજી થોડું આગળ વધવાનું હતું, કારણકે પલ્લીમાં જવા માટે હોડીઓ થોડે દૂર બાંધેલી હતી. આકાશના તારાઓ ઝાંખા પ્રકાશ બધે વેરી રહ્યા હતા. આ પ્રકાશમાં માતંગની આંખોએ સ્મશાનથી થોડે દૂર ઊભેલી એક વ્યક્તિ નિરખી. એ વ્યક્તિ શાન્ત ઊભી હતી. માતંગના મનમાં કંઇ કંઈ કલ્પનાઓ ઊભરાઇ આવી. એણે જોરથી એક ખોંખારો ખાધો, જમીન પર લાઠી ઠોકી. પણ નિસ્તબ્ધ! પેલી વ્યક્તિ તો પાષાણની પ્રતિમા માફક ખડી હતી.

પીછો પકડવા પ્રેત–પિશાચ તો આ રૂપ ધરીને નહીં આવ્યું હોય? માતંગને નિર્ણય કર્યા વગર ચેન પડે તેમ નહોતું. એ રસ્તા

પરથી જ એને પસાર થવાનું હતું. એણે કમર પરના છરાનો બંધ ઢીલો કર્યો, હાથમાં લાઠી મજબૂત પકડી ને મનમાં મંત્ર જપતો જપતો આગળ વધ્યો.

છતાં ય પેલી વ્યક્તિ તો પ્રતિમાશી ખડી હતી. ન હલન કે ન ચલન! માતંગ લગભગ નજીક આવી ગયો હતો. ચાલવાની સાદી ગતિ છોડી હવે એ એકએક કદમ ઉઠાવીને ચાલતો હતો. પણ આ શું! પેલી વ્યક્તિ તો જેવી ને તેવી શાન્ત જ ખડી હતી. નિર્જીવ, નિર્બંધ, નિસ્ચેતન, સંસારના કોઈ પણ વાતાવરણથી પર! માતંગ એક હાથ છરા પર ને બીજો હાથ લાઠી પર મક્કમ રાખી આગળ વધ્યો. રખેને નજીક જતાં ઊછળીને આ પ્રેત કોટે બાઝે તો! એએક કદમનું છેટું રહ્યું, અને તારાના પ્રકાશમાં જોવા ટેવાયલી એની આંખોએ તરત નિર્ણય કરી લીધો કે આ વ્યક્તિ કોઈ પ્રેત–પિશાચ નહીં પણ કાયોત્સર્ગમાં ઊભેલા કોઈ મુનિરાજ છે.

મુનિરાજના વેશે કોઈ ધૂર્ત કાં ન હોય? કોઈ મેલું તત્ત્વ કેમ ન હોય? પણ એની શંકા ક્ષણવારમાં દૂર થઈ ગઈ. ચતુર માતંગને પરખી લેતાં વાર ન લાગી કે આ મુનિરાજ તે જ પેલો બાળકુમાર અમર. ચિત્રશાળાના પાયામાં બલિ આપવા જેની માએ વેચેલો.

ધન્ય કુમાર તારા વ્રતને! ધન્ય તારી અહિંસાને! માતંગે સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યાં.

રાત વધતી જતી હતી. મધરાતના શીળા વંટોળ હવે ઊઠવા લાગ્યા હતા. આજ તો બધેથી માતંગને મોડું થવાનું લખ્યું હતું. સ્નાન કરવા આવનાર રમણીવૃંદે પ્રારંભમાં મોડું કર્યું, ઘરથી નીકળતા વળી ડાહ્યલી વિરૂપાએ ઉપદેશ સંભળાવવા રોક્યો ને છેલ્લે છેલ્લે આ બનાવ બન્યો. પણ મોડું થયું તો થયું, મુનિજનનાં દર્શન તો પામ્યા, આ સંતોષ સાથે માતંગ ઉતાવળે આગળ વધ્યો.

પણ આજની રાત એને માટે અનેક નવાજૂનીઓ લઈને આવી હતી. એ હજી થોડે દૂર ગયો હશે કે ગંગાના નીરમાં એક નાવડી તીવ્ર વેગે માર્ગ કાપતી આવતી દેખાઈ. કોઈ પોતાને લેવા તો આવતું નથી. એ જોવા માતંગ થોડીવાર ઊભો રહ્યો.

હોડી ઉતાવળે કાંઠે આવી લાંગરી. એમાંથી શ્યામ વસ્ત્રાચ્છાદિત એક વ્યક્તિ ધીરેથી નીચે ઊતરી આવી. માતંગ સાવધ થઈ ગયો, કિનારા પરના વૃક્ષની પાછળ ઝડપથી લપાઈ ગયો. હોડીમાંથી ઊતરેલી વ્યક્તિએ એક વાર ચારે તરફ જોયું. હોડીમાં બેઠેલ માણસ સાથે કંઈ વાત કરી: પેલો હોડી પર ઊભો થઈ સ્મશાન તરફ આંગળી ચીંધવા લાગ્યો. મધરાતનો એક મોટો વંટોળ આંબાવાડિયામાંથી આવી ચકરડી–ભમરડી ખાવા લાગ્યો. એ વંટોળે શ્યામ વસ્ત્રાચ્છાદિત વ્યક્તિના શિરોવેષ્ટનને કાઢી નાખ્યું.

સ્ત્રી! માથેથી વસ્ત્ર ખસી જતાં કાળો ભમ્મર કેશકલાપ ને રમણીમુખ તારાઓના તેજમાં માતંગે જોઈ લીધું! કોઈ ઓરત!

કોઈ અભિસારિકા તો નહિ હોય? અહા, વેશ છોડ્યો, પણ વાસના છોડાય છે! માતંગના મનમાં મુનિરાજ કોઈ છદ્મવેશી લાગ્યા. રાત તો આગળ વધતી જતી હતી. વનેચરો ય હવે બોડ તરફ પાછાં ફરતાં હતાં, ને ત્યાં પલ્લીમાં ન જાણે શું થયું હશે! છતાં અદ્‌ભુતતા પ્રત્યેની માનવસહજ જિજ્ઞાસા માતંગને પકડી રહી. એણે વૃક્ષની ઓથે લપાઈ બધું નિરખવાનો નિર્ણય કર્યો ને સવારે જ્ઞાતપુત્રના ધર્મ પર કલંકસમાન આ સ્વાર્થસાધુઓને છડેચોક ઉઘાડા પાડવાની ત્યાં ને ત્યાં પ્રતિજ્ઞા કરી.

પેલી સ્ત્રી ધીરે ધીરે આગળ વધતી હતી, પણ મુનિરાજની શાન્તિમાં લેશમાત્ર ખલેલ નહોતી પહોંચી. એ તો હતા તેવા ને તેવા ધ્યાનસ્થ હતા!

"મારાં બેટાં દગ ! પેલા પુરાણી ખરું કહેતા હતા કે પુરુષનું ભાગ્ય અને સ્ત્રીનું ચરિત્ર દેવો પણ નથી જાણી શકતા, તો બિચારા મનુષ્યનું શું ગજું?[1]"

આવનાર શ્યામવસ્ત્રધારી સ્ત્રી વનપ્રદેશમાં ચાલવાને અજાણી હોય તેમ લાગતી હતી. એ વારે વારે ઠોકર ખાતી છતાં અવાજ ન થાય તે રીતે સાવધાનીથી વર્તતી, આગળ વધતી હતી. થોડીવારમાં એ ઠેઠ મુનિરાજની પાસે પહોંચી ગઈ. ક્ષણવાર એ ધારી ધારીને મુનિરાજને જોઈ રહી. મુનિરાજ તો પ્રતિમા શા ખડા હતા !

"પૂરો પાખંડી !" માતંગ મનમાં બબડ્યો; એના દિલમાં જબરો પુણ્યપ્રકોપ જાગી ઊઠ્યો હતો. અને પેલી સ્ત્રી વૃક્ષને વેલી વીંટાય, વાંદરીને બચ્ચું વળગી પડે તેમ જોરથી મુનિને વળગી પડી. પણ આ શું !

તેનો એક હાથ ઊંચો થયો. એ હાથમાં તારાઓના પ્રકાશમાં પણ તેજકણ વેરી રહેલી ધારદાર છરી તોળાઈ રહેલી દેખાઈ. એ છરી બે વાર ઊંચી થઈને બે વાર નીચી નમી. કોઈ કુમળું વૃક્ષ મૂળથી ઉખડી પડે એમ મુનિરાજ ધરણી પર ઢળી પડ્યા. ઓરત એક હાથમાં છરી પકડી પાછલે પગે નાઠી.

'ખૂન ! કતલ !' માતંગે અચાનક બૂમ પાડી. આ બૂમ ગંગાના નીરવ જળ પર થઈને સામાં કોતરોમાં પડઘા પાડવા લાગી. પોતાનાં કૃત્યને કોઈ અજાણી આંખો નિરખી રહી છે, એનું ભાન આવતાં સ્ત્રી મૂઠીઓ વાળી હોડી તરફ નાસી.

માતંગ એનો પીછો પકડવા જેવો આગળ ધસ્યો કે ગિરિકંદરાઓને ધ્રૂજાવતો ઘુઘવાટો સંભળાયો. અંધારી રાત, નદીકિનારો અને

---

૧ स्त्रियाश्चरित्रं पुरुषस्य भाग्यं,
दैवो न जानाति कुतो मनुष्यः ॥

નિર્જન જંગલ! આખા ય પ્રદેશ પર હક જમાવતો એ ઘુઘવાટો જાણે અનન્ત સુધી સામ્રાજ્ય જમાવી ગયો. નાટકનો પડદો ખેંચાય ને ભયંકર દૃશ્ય રજૂ થાય એમ આ બનાવ બની ગયો. જોતજોતામાં નાની એવી ટેકરી પરથી મોટી પૂંછડી પછાડતો એક વાઘ ઊતરી આવ્યો. વનના આ બેતાજ બાદશાહની હાક પાસે ભલભલા વીરનો મદ ગળી જાય!

માતંગ એકવાર ભયથી પાછો હટી ગયો.

બેટી રમણી પણ ડગલું ય આગળ વધી શકી નહીં. પોતાના પાપકર્મનો આખરી ફેંસલો અહીં ને અહીં આવેલો જોઈ, એની શુધબુધ ખસી ગઈ.

યમરાજનો અવતાર બનીને આવેલો રાજા ફરીથી ગરજ્યો. જેમ માનવી શોકના પ્રસંગે રડે છે, સુખપ્રાપ્તિના પ્રસંગે હસે છે, ને મસ્તીના પ્રસંગે કંઈક ધીમો ગુંજારવ કરે છેઃ એમ પશુઓ પણ જુદા જુદા સૂર કાઢે છે. માતંગ સમજી ગયો કે આ ગર્જના હર્ષની હતી; ક્ષુધાતુરને શિકાર હાથવગે થયાની હતી.

વનના રાજાએ એક જ છલાંગ ભરી; અને સ્ત્રીના દેહને પંજા વચ્ચે પકડી લીધો. એક જ પંજો, છેલ્લી હૃદયભેદક કરુણ ચીસ અને કામ તમામ! લોહીના ફુવારાઓ ગંગાના તીરને રંગી રહ્યા. ઓરતના નિર્જીવ દેહને થોડે દૂર ઘટાદાર વૃક્ષ નીચે ઘસડી જઈ આ વનરાજ પોતાનું ભોજન પૂરું કરી લેવા વ્યગ્ર બન્યો.

માતંગે વનરાજના પ્રત્યાગમન સુધી શાન્ત રહેવામાં જ ડહાપણ માન્યું. જીભના લપકારા અને વાઘના મોંની દુર્ગંધ આખા વાતાવરણને ભરી રહી હતી. એક તરફ નિર્જીવ લોહીતરબોળ મુનિરાજનું શબ, બીજી તરફ ખૂની ઓરતના દેહનો ભક્ષ કરતો વનનો વિકરાળ પશુઃ અને માથેથી સમસમાટ કરતી વહે જતી ઘનઘોર રાત્રી! માતંગના

દિલને આશ્વાસન આપવા એકાદ જળચર પ્રાણીયે બોલતું નહોતું; જાણે બધે માનવજીવનના કરુણ અંતનો બધે સોપો પડી ગયો !

વીજળી અને વરસાદથી તોફાની બનેલ અંધારી રાત્રે જોજનના જોજનનો પંથ કાપનાર માતંગ આજે કમજોરદિલ બની ગયો. એને જમીન ભારે લાગવા માંડી. આસ્માન ઉપરથી પડું પડું થતું લાગ્યું. પગને જાણે કોઈએ સીસાના રસથી ભરી દીધા. કેમે ઉપડે જ નહિ ! માતંગ મંત્ર ઉપર મંત્ર બોલવા લાગ્યો. ચારે દિશાના દેવોને મદદ માટે આવાહન આપવા લાગ્યો.

થોડીવારે એના દિલને શાતા વળી. પગ હળવા થતા લાગ્યા. વાઘ પણ આજપૂરતું ભોજન જમી ઓરતની લાશને એક ખાડામાં સંતાડી ધીરેધીરે ટેકરી પાછળ અદૃશ્ય થઈ ગયો. માતંગના શિર પરથી આકાશનો બોજ હળવો થતો લાગ્યો. એ આગળ વધવાને બદલે ઘર તરફ વળ્યો. સોએક ડગલાં ચાલ્યો હશે ને વળી વિચાર આવ્યો, લાવને જોઉં તો ખરો પેલી સ્ત્રી કોણ હતી ? સદાને માટે અજાણ્યો રહેવાનો આ કોયડો ઊકેલતો'તો જાઉં.

વળી બીજો વિચાર આવ્યો. આજની રાત ભારે છે, ઝટ ઘરભેગો થઈ જાઉં એમાં જ સાર છે. એ આગળ વધ્યો. વળી એના દિલમાં સૂતેલું પુરુષત્વ સળવળ્યું. એણે આમ કાપુરુષ થઈને ઘેર નાસી જતા માતંગને જાણે ચૂંટી ખણી. ધિક્ તારા મંત્રોને, ધિક્ તારી જાતને ! આ લાઠી અને આ વિષધર છરો તારાથી શરમાય છે !

અને એકદમ માતંગ પાછો ફર્યો. એને એટલી તો માહિતી હતી કે પેટપૂરતું જમીને વિદાય થયેલો વનરાજ આજે ફરી પાછો આવવાનો નહિ ! એ તો અત્યારે પોતાની બોડમાં નિરાંતની નિદ્રા લેતો હશે. છતાં કમર પરનો છરો ઢીલો કર્યો, એકાદ મંત્ર જપ્યો ને આગળ વધ્યો. બાજુમાં મુનિરાજનું શબ એ જ શાન્તિ ધારીને પડ્યું હતું.

શોણિતની નાની એવી નદી વહીને થોડે દૂર થંભી ગઈ હતી. માતંગે નીચા લળીને જોયું તો મુખ પર એ જ શાન્તિ, એ જ સૌમ્યતા, એ જ કાન્તિ! સુખની કોઇ ચિરનિદ્રા જાણે મુનિરાજ માણી રહ્યા હતા!

વહેમે ભરાયેલા ને શંકાશીલ બનેલા માતંગથી સહેજે નમસ્કાર થઈ ગયા. એ ગદ્‌ગદ કંઠે આગળ વધ્યો. ઓરતના શબવાળો ખાડો શોધી લેતાં માતંગને વાર ન લાગી. ધૂળ, કચરો ને ઝિઝરડાથી એનું મુખ ન કલ્પી શકાય તેવું ભયંકર થઇ ગયું હતું. કેટલાક અવયવો તૂટી ગયા હતા. કેટલાક વનવ્યાઘ્રના ઉદરમાં પ્રવેશ કરી ગયા હતા. માતંગે એ મોંને ઓળખવા ધૂળ ને કચરો હળવે હાથે દૂર કર્યાં.

ગુનાને પણ નામ દેવાનું મન થયું હશે. જગતની અનોખી સ્વાર્થાંધતા જાહેર જ થવાની હશે, વનના વાઘને પણ પોતાને માથે બિનગુનેગારને હણ્યાનું આળ લેવું ગમ્યું નહિ હોય. એ કલંકિત મોં તરત જ પરખાઇ ગયું. આ એ જ સ્ત્રી, જેણે ચિત્રશાળાના દરવાજામાં બલિ આપવા દીકરો વેચેલો. પેલા મુનિરાજની માતા. અરે માતા શાની? ખૂની! એવી માતાને ઘેર આવાં સંતાન જન્મ લે એ જ કર્મની વિચિત્રતા!

કર્મ! માતંગને વિચાર થઈ આવ્યો. આ શબ્દ તો પેલા શ્રમણ મુનિઓનો! એ મુનિઓ કર્મની ગતિ મહાન બતાવી રોજ ઉપદેશ આપે છે. અહા, એ જ કર્મની ગતિનો કેવો સાક્ષાત્કાર! કોણ મા ને કોણ બાપ! કોણ પિતા ને કોણ પુત્ર!

અને મડદું સળવળતું લાગ્યું. પાસેના વૃક્ષ પરથી કોઇ ખડખડ હસતું લાગ્યું. માતંગ એકદમ ઊભો થઇ ગયો. એ પાછા પગે થોડું ચાલ્યો, ને પછી મૂઠીઓ વાળી નાઠો. મડદા નીચેથી એક ઘોરખોદિયું નીકળીને નાસતું હતું.

આંબાવાડિયા નીચેથી ચાલ્યા જતા માતંગને જોઈ જાણે આમ્રપર્ણો

હસી રહ્યાં હતાં. પણ એ તો આડુંઅવળું કંઇ પણ નીરખ્યા વગર પોતાના ફૂબાઓની પાસેના ટીંબે આવી ઊભો. ટીંબાની નીચે એક કૂતરીને તાજાં વિયાએલાં બચ્ચાં ચસચસ ધાવતાં હતાં, અજાણ્યાને જોઈ કૂતરી ભસી ઊઠી.

માતંગના દિલને ભસવાના અવાજથી કંઈક શાન્તિ વળી. એના મનની નિર્જનતા એકદમ ઓછી થઈ ગઈ. એ મોટી ડાંફો ભરતો પોતાના વાસમાં જઈ પહોંચ્યો. જેવો એ પોતાના ઘરભણી આગળ વધે છે, કે સામે ધનદત્ત શેઠની દાસી આવતી મળી.

"કોણ નંદા? અત્યારે કેમ આવી હતી!"

નંદાના હાથમાં કંઇક વસ્ત્રમાં વીંટાળેલું હતું, પણ માતંગની આંખો અત્યારે નવું જોવા ને જાણવા માટે અશક્ત હતી. નંદા ધીરેથી બોલી:

"શેઠાણીબાએ વિરૂપાની ખબર લેવા મોકલી હતી. વિરૂપાએ તો લક્ષ્મીને અવતાર આપ્યો છે."

"લક્ષ્મી એટલે?" માતંગની સમજશક્તિ અત્યારે બહેર મારી ગઇ હતી.

"દીકરી."

"મારે ત્યાં દીકરી અવતરી?" માતંગ નિરુત્સાહમાં આગળ વધી ઘરની ઓશરીમાં બેસી ગયો. એને અત્યારે કંઈ સૂઝ નહોતી પડતી.

આકાશમાં પરોઢની ઝાંખી ઊગતી આવતી હતી. વહેલી ઊઠેલી સ્ત્રીઓના નૂપુરઝંકાર ઠંડી પડેલી રાતમાં ખૂબ મીઠા લાગતા હતા.

# પરભૃતિકા

[ ૪ ]

**કેટલાએક** દિવસો પછીની એક સવાર ઊઘડતી હતી. કામદેવનો મિત્ર વસંત વૃક્ષે વૃક્ષે નવપલ્લવતા આપી વિદાય થયો હતો. વસંતની વાડીએ વાડીએ ગાનારી પરભૃતિકાઓને ( કોયલોને ) ઓધાનના મહિનાઓ પૂરા થતા હતા. નર અને માદાએ નવા સંસારની રાહમાં ડાળીએ ડાળીએ બેસી કૂંજવા માંડ્યું હતું.

કેટકેટલી પરભૃતિકાઓએ સંતાનને જન્મ આપ્યો હતો, પણ નગુરી પરભૃતિકાઓ ગાવા ને નાચવામાંથી નવરી પડે તો સંતાનને ઉછેરે ને ! એ તો જઈ જઈને પારકી માતાઓના માળા ભેગાં પોતાનાં સંતાન મૂકી આવી હતી, અને એ રીતે તરત નિવૃત થઈ રંગીલી રસીલી પરભૃતો પાછી નર સાથે ગાવા લાગી ગઈ હતી.

પણ એ નિષ્ઠુર પરભૃતિકાઓને ધીરે ધીરે એક વાતની પીડા જાગતી જતી હતી. પારકી માતાના માળામાં સંતાન તો મૂકી આવી પણ નારીના દિલમાં વસતું માતૃત્વનું વહાલસોયું મન થોડું મૂકતી

આવી હતી ! એ મન હવે એને ખૂબ પજવવા લાગ્યું હતું. આમ્રઘટાઓ અને દ્રાક્ષના લતામંડપોમાં આખો દિવસ ટહુકાર કરતી આ નારીને હવે પેલા માળાથી દૂર જવું નહોતું ગમતું. બહારથી તો એ ડોળઘાલુ કહેતી કે મારે સંતાન જ ક્યાં છે, કેવી ફક્કડ છું, અને એ રીતે દેશદેશના પરભૃતોને પોતાના રૂપથી આંજતી, છતાં અંદર વસેલું મન ઘણીવાર બંડ કરતું, એના કાળજાને ચૂંથતું. કોઈ કહેતું:

" ઓ નિષ્ઠુર માતા ! તારા સંતાનના દેહ પર એક વાર પાંખો પસારી અડધી ઘડી ભેટી લેવાનું ય દિલ નથી થતું !"

માતા બધું ય સમજતી, પણ શું કરે ! એ નિરુપાય હતી. એને સમાજ વચ્ચે જીવવું હતું. અને તે માટે એ જ બનાવટી ડોળથી ગીત ગાવાં પડતાં છતાંય કેટલીક અનુભવી પરભૃતિકાઓ જરૂર કહી દેતી:

" અલી, તારું ગાન કેટલું મીઠું બન્યું છે ! નક્કી કોઇ માયાની મીઠી વેદના તારા સ્વરને તપાવી રહી છે. એ વિના આટલી મિઠાશ ન સંભવે ! "

બિચારી પરભૃતિકા શું કહે ?

અને એવી જ સ્થિતિ ભોગવી રહેલી રાજગૃહીનાં હીણાં કુળની શ્રેષ્ટ પરભૃતિકા વિરૂપા પણ કોને શું કહે ? લક્ષ્મીનો જન્મ થયો સાંભળી માતંગે તો મોટો નિસાસો નાખેલો. દીકરી તે બાપના બાકી રહેલા મનોરથ પૂરે ! ઘા સામે ઘા ઝીલી શકે ! માતંગને તો રોહિણેયના જેવો ભડ દીકરો જોઈતો હતો.

ભોળા દિલના માતંગે સુવાવડી વિરૂપાને આ વાત કરી. વિરૂપાએ પથારીમાં પડ્યા પડ્યા કહ્યું: "તને દીકરી ન ગમે. બાકી મારાં સૂંડલો ને સાવરણી તો દીકરી જ મૂકાવશે."

પણ માતંગનાં આ કૂડાં વેણુથી જાણે લક્ષ્મીજી રિસાઈ ગયાં હોય તેમ, દીકરી છએક દિવસે પરલોકગમન કરી ગઈ. દશેક દિવસે વિરૂપા ખાટલેથી ઊઠી ઘરમાં કામકાજ કરવા લાગી. માતંગ થોડા દિવસ ઉદાસ રહ્યો, પણ વિરૂપાની મોહજાળમાં ધીરે ધીરે બધું ભૂલી ગયો.

પણ વિરૂપાની સ્થિતિ તો સંસારની વાટમાં ભૂલા પડેલા પ્રવાસી જેવી હતી. હસવું કે રડવું, આનંદ કરવો કે અશ્રુ સારવાં, શું કરવું એની સમજણ જ નહોતી પડતી. એનું વક્ષસ્થળ વિશાળ બન્યું હતું, એનો કંચૂકીપટ ફાટફાટ થતો હતો, અને અંદરથી જાણે કોઇ ધોધ બહાર ધસી આવવા ઘૂમરડા લઈ રહ્યો હતો. અંગપ્રત્યંગ વધુ ને વધુ પુષ્ટ બનતાં ચાલ્યાં હતાં. એના કદલીદળ જેવા હસ્ત વધુ સ્નિગ્ધ બન્યા હતા, એના કામદેવની કામઠી સરખા લાલ ઓષ્ઠ વધુ સુરક્ત બન્યા હતા; પણ શા કામના !

મનની પરવશતામાં એ હાથ ઘણીવાર કંઇ ગ્રહણ કરવા લાંબા થતા, એના ઓષ્ઠ કોઈની પ્રતીક્ષામાં વારેવારે નિષ્ફળ રીતે ઊઘડી જતા, વાતવાતમાં વક્ષસ્થળ ઊછળવા લાગતું. ઘેલો માતંગ વિરૂપાને જોઈ કહેતો:

" પાકી ગલ જેવી થઈ છે."

અને બીજા બધાનો પણ એવો મત હતો. છતાં વિરૂપાની સ્થિતિ પેલી પરભૃતિકાના જેવી હતી. પોતાના સંતાનને પારકા માળામાં હોંશે હોંશે મૂકી આવી હતી. માનતી હતી કે વાત ભૂલાઈ જશે ને કાળનાં વહેણ વહેતાં રહેશે, પણ દીકરીનું મૃત્યુ થતાં વાત ન ભૂલાઈ.

આજ સવારથી એ બેચેન હતી. પાછું મનદુઃખ જાગ્યું હતું. પારકા માળામાં મૂકેલું પોતાનું સંતાન કેવું હશે ! માતંગનું મોં લઇને આવ્યું હશે કે પોતાની આકૃતિ લઇને ! એનાં નેત્રો માતંગ જેવાં

સહેજ ભૂરાં હશે કે પોતાનાં જેવાં આસ્માની! અને એની નાસિકા!

વિરૂપા કલ્પનાની સૃષ્ટિમાં સરવા લાગી. ભલે માતંગ દેખાવડો રહ્યો, પણ મદમાં સદા ફાટી રહેતી એની નાસિકા મારા બાળકને નહિ શોભે! નાની એવી પણ સુરેખ નાસિકા જ એને હશે. પહેલાં એકવાર બંનેને એકાંતમાં ચડસાચડસી થયેલી. માતંગ કહે કે બાળક મારા જેવું થશે, વિરૂપા કહે મારા જેવું.

અને સ્મૃતિવિહારે ચઢેલી વિરૂપાની નજર સમક્ષ નાના નાજુક હાથપગ ઉછાળતું, કોમળ કિસલય જેવું બાળક ખિલખિલાટ કરતું દેખાયું.

બરાબર મારા જેવું જ! ચાલ માતંગને બતાવું! ને વિરૂપા એકદમ આવેગમાં ઊભી થઈ ગઈ. પણ આ શું! ઘેલછા તો નથી ઊપડીને! બીજી જ પળે એ સાવધ થઇ ગઈ. લાંબા કરેલા હાથ વક્ષસ્થળ પર સખત રીતે દાબી દીધા. શાન્તિ માટે એક ભજન ગાતી ગાતી કામે લાગી.

ભૂલ્યો મનભમરા, તું ક્યાં ભમ્યો?
ભમિયો દિવસ ને રાત,
માયાનો બાંધ્યો પ્રાણિયો,
ભમે પરિમલ જાત.

કોનાં છોરું કોનાં વાછરું
કોનાં માય ને બાપ,
અંતે જાવું છે એકલું,
સાથે પુન્ય ને પાપ.

સવારની મીઠી પવનલહેરો પર સવાર થઇને આ કંઠસ્વર વહેતો ચાલ્યો. મૂળથી જ મીઠો સ્વર, એમાં વેદનાના–વૈરાગ્યના ઝંકાર ઉમે-

રાયા ! કોઈ અપૂર્વ રસની ખરલમાં ઘૂંટાઈ ઘૂંટાઈને આવતા હોય એવા આ સ્વરો હતા. લોકપરિચય સાધી રહેલા શ્રમણોએ દીનહીન લોકોને શાસ્ત્રોનાં ગૂઢાર્થવાળાં સૂક્તો ને ઋચાઓને બદલે પ્રાકૃત ભાષાનાં આવાં પદો શિખવાડ્યાં હતાં. એમાંનું આ એક પદ આજે વિરૂપાને મદદ કરતું લાગ્યું. એની બહાવરી દશા ઓછી થતી ચાલી.

"ધમણ ધખંતી રે રહે ગઈ,
બુઝ ગઈ લાલ અંગાર,
એરણકો ઠબકો મટ્યો,
ઊઠ ચલ્યો રે લુહાર !

ભૂલ્યો રે મનભમરા...આ શબ્દે વિરૂપાને ઠીક શાન્તિ આપી. એ પંક્તિ પુનઃ પુનઃ બેવડાવવા લાગી. આમ ને આમ કેટલી ય પળો વીતી ગઈ હશે. અચાનક કોઈએ એને બોલાવી.

"વિરૂપા !" ધનદત્ત શેઠની દાસી ઊભી ઊભી બોલાવી રહી હતી.

"કોણ નંદા !"

"હા, હા, હું નંદા ! વિરૂપા, હવે તો તું કોયલ થઈને ઊડી જવાની લાગે છે. ગાવામાં એવી તો મગ્ન થઈ ગઈ હતી કે મેં ચાર વાર બોલાવી તો ય ન બોલી. જોજે પેલા માતંગને ન રખડાવતી !"

"નંદા, મશ્કરી શું કામ કરે છે ! કેમ આવી હતી, બેન !" વિરૂપાએ મિઠાશથી કહ્યું:

"બા બોલાવે છે. ત્યાં તારા નામની માળા જપાય છે, અને અહીં તો તને કશી શુધ જ નથી. બાળકના પ્રથમ દિવસના જાતકર્મ સંસ્કાર વિષે તો તું જાણે જ છે ! તને બોલાવાય એમ હતું જ નહિ ! બીજે દિવસે જાગરણ ઉત્સવ અને ત્રીજે દિવસે સૂર્યચંદ્રદર્શન પણ બરાબર પતી ગયાં. બાળકની શી કાન્તિ ! ધનદત્ત શેઠ તો પુત્રની

કાંતિ જોઇ ઘેલા બની ગયા છે. તેઓ તો રાજકુમારોના જેવા બધા સંસ્કારો ઉજવવાના છે.”

“ એમ કે, વાહ રે નસીબ ! ”

“ પાછી ગાંડી ગાંડી વાત કરવા માંડી ! વિરૂપા, ત્રીજા દિવસથી એક સપ્તાહ સુધી તો સંગીત, નૃત્ય, વાજિંત્ર, ખેલ, નાટક—વગેરે ચાલ્યાં, આખું અઠવાડિયું એક સ્વર્ગીય આનંદનું વીત્યું. શેઠે રાજાજીને પોતાને આંગણે તેડયા. પોતાની તમામ દુકાને તોલ–માપ વધારી દીધાં. મોતી, મણિ, કનક, હિરણ્ય ને પશુ દાનમાં દીધાં. શેઠે તો બાળક માટે દેશદેશની ધાત્રીઓ બોલાવી. કોઈ બરબર દેશની છે, કોઇ દ્રમિલની છે, કોઇ સિંહલ, અરબ ને પુલિંદની છે. શબર ને પારસ દેશની પણ આવી છે. બાળકના જતન માટે ચાર ધાત્રીઓ રાખવાના છે. ”

“ત્યારે તો ફૂલની જેમ બાળકની સંભાળ થશે.” વિરૂપાના મુખ પર અવર્ણનીય આનંદની સુરખી ઉભરાઇ રહી હતી.

“એવી જ સંભાળ શોભે ને ! વિરૂપા, અમાપ સંપત્તિના એકમાત્ર અધિકારીને માટે આ કંઇ વધુ નથી. પણ, હા, આ બીજી બાબતોમાં ખરી વાત તો કહેવી ભૂલી જ ગઇ. અલી, બારમે દિવસે તો મોટી ધમાલ મચી. નામસંસ્કરણનો દિવસ એટલે સવારથી જ્ઞાતિજનો, સ્વજનો, મિત્રો અને આત્મીયોથી ઘર ઉભરાઈ રહ્યું હતું. મોટા મોટા જોશી પણ આવ્યા હતા. જોશીઓએ જોશ જોયા અને નક્ષત્ર. રાશિ ને કરણનો મેળ મેળવ્યો. તેઓ તો નાચી ઊઠ્યા, ને બોલ્યાઃ

“ શ્રેષ્ઠિવર્ય, આ બાળક મહાન પદવીને પામશે. ધર્મ, અર્થ અને કામને પ્રાપ્ત કરી, સંપૂર્ણ રીતે ભોગવીને અંતે માનવજીવનના અંતિમ પુરુષાર્થ મોક્ષને પણ સાધશે. એની નામના દિગદિગન્તમાં વ્યાપશે. એનું નામ ! ” પણ તેઓ કંઈપણ નામવિધિ કરે તે પહેલાં જ પાસે બાળકને લઇને ઊભેલી એક ધાત્રી બોલી ઊઠીઃ

"જોશીજી મહારાજ, એનું નામ રખે પાડતા! એની રાશી પણ જોશો મા! શેઠાણીબાએ કહેવરાવ્યું છે, કે હમણાં નામ નથી પાડવાનું. થોડા વખત પછી કોઈ શૂદ્ર કે મેત પાસે પડાવવા વિચાર છે. આટઆટલાં સંતાનની અછત અને અત્યારે નામ પાડવાની ઉતાવળ શી!"

"બિચારા જોશી મહારાજને નકામા ઝાંખા પાડ્યા." વિરૂપાએ વચ્ચે ટીકા કરી.

"ન પાડે તો શું કરે! એ તો તારા નામની માળા લઈ બેઠાં છે. નામકરણ તારી પાસે જ કરાવવાનું છે. આજ સવારમાં ઊઠતાં વેંત જ મને બોલાવવા મોકલી છે."

"નામ નહોતું પાડવાના ને!"

"એ તો બહાનું. પણ હવે જલદી ચાલ! વાતમાં ને વાતમાં બહુ મોડું થઈ ગયું. શેઠાણીબા તારી રાહ જોઈને ક્યારનાં બેઠાં હશે. મેં અહીં મારું પારાયણ ચલાવ્યું ને ત્યાં નક્કી ઠપકો મળશે."

બાળકને જોવાની અદમ્ય લાલસા દિલમાં ઘોળાતી જ હતી. અચાનક અણધાર્યો પ્રસંગ પ્રાપ્ત થયેલો જોઈ વિરૂપા એકદમ લાગણીવશ બની ગઈ. ધીરે હાથે કેશ સમારી, ઉત્તરીય બદલી એ નંદાની પાછળ ચાલી નીકળી. એના હૃદયમાં અત્યારે એક અજબ તોફાન જાગ્યું હતું.

બંને ધનદત્ત શેઠની હવેલી નજીક આવ્યાં ત્યારે અંદરથી મંગળગીતોના સ્વરો આવી રહ્યા હતા. સોનેરસેલી દીવાલોને પુષ્પમાળા, ગજરા વગેરેથી શણગારી હતી. સુગંધી ધુપદાનીઓનો સુગંધી ધુમ્ર આખા વાતાવરણને મઘમઘાવી રહ્યો હતો. પરિચારકો, ગાયકો ને વાદકો આડાઅવળા ફરતા જોવાતા હતા. ગૃહાંગણમાં સુંદર રંગોળીઓ પૂરી હતી. ઘરનાં પશુઓને પણ શણગાર્યાં હતાં.

બધે આનંદની લહેરો વાઈ રહી હતી, પણ સહુના દિલને એક વાત અણછાજતી ભાસતી હતી. વિપુલ સંપત્તિના ધણી ધનદત્ત શેઠના પુત્રનું નામ પાડનાર મેત !

બટકબોલી નંદા સાથેની વાતમાં વિરૂપાને આવતાં સહેજ વિલંબ થયો. બધાં સ્નેહીઓ જાતજાતનો ગણગણાટ કરી ઊઠયાં, પણ શેઠાણી મક્કમ હતાં. અને શેઠ હવે કોઈ પણ રીતે શેઠાણીને દુભવવાની મનોભાવનાવાળા નહોતા.

આખરે વિરૂપા દેખાણી. નંદાની પાછળ એ ધીરે ધીરે ચાલી આવતી હતી. દૂરથી જોનારનાં નેત્રોને નાથી લે એવો કેશકલાપ, લીંબુની ફાડ જેવાં કાળાં ભમ્મર નયન, મજબૂત ને સ્નાયૂવાળા અંગ-પ્રત્યંગ, સુરેખ નાસિકા ! વિરૂપાના દેહદર્શને એકવાર બધાના દિલમાંથી નીચ–ઊંચની ભાવના ભૂલાવી દીધી. એણે સાદુ એવું ઉત્તરીય પહેર્યું હતું: પણ એના અંગો સાથે એ એકમેળ થઈ ગયું હતું. એના ભરાવદાર સ્તનો સંતાડતું પટ કિંમતી નહોતું; પણ જોનારને જાણે કાવ્યની કોઈ શૃંગારપંક્તિઓ ત્યાં શોભતી હોય તેમ લાગતું હતું.

“ જોઈને વિરૂપા ! લાગે છે મારા–તમારા જેવી ! ” શેઠાણીથી ન રહેવાયું.

“ નીચને નખરાં ઝાઝાં. ” એક વૃદ્ધ સ્ત્રીએ મનોભાવનાનો પડઘો પાડયો.

“ કોણ નીચ, કોણ ઊંચ ! જે હલકાં કરમ કરે તે નીચ ને સારાં કરે તે ઊંચ. સહુ પોતાનાં કરમાકરમનો સરવાળો કરે તો સહુ પોતે આપમેળે સમજી શકે કે કોણ ઊંચ ને કોણ નીચ ! ”

આ વાત કદાચ ચર્ચાનું ચોગાન બની જાત, કારણ કે આવા વાયરા આજકાલ ઘેરઘેર વાતા હતાઃ કેટલીક વાર રણમેદાન પણ થઈ

જતાં, પણ વિરૂપા નજીક આવી પહોંચી હતી. એ થોડે દૂર ઊભી રહી કુશળ પૂછવા લાગી.

" સુરૂપા, નજીક આવ ! " શેઠાણીએ પ્રેમથી કહ્યું. એ અવાજમાં કંઈક જુદી મમતા હતી. સ્વજનોને આ મમતા ન રુચી.

" ના, બા, હું નજીક નહિ આવું. નજર લાગે."

" તારી નજર લાગે માટે જ તને બોલાવી છે. બરાબર તારી નજર લગાડજે ! "

વિરૂપા સંકોચાતી સંકોચાતી નજીક આવી. આટલાં સ્ત્રીપુરુષો વચ્ચે એ આવી છૂટ લેતાં શરમાતી હતી. પણ શેઠાણીએ તો શરમ, સંકોચ કે મર્યાદાનાં બંધનો વેગળાં મૂક્યાં હતાં.

શેઠાણીએ બાળકને ઉપાડી વિરૂપાના હાથમાં મૂકી દીધો. બધાં સ્વજનો ચમકી ઊઠયાં.

પણ વિરૂપાની મીટ બાળકના દેહ પર મંડાઈ ગઈ હતી. પોતાની જ સુંદર નાસિકા, ખીલતી કળી જેવા એ જ પોતાના ઓષ્ઠ, પણ ભાલપ્રદેશ માતંગના જેવો સહેજ ઉપસતો ! માતંગ ઘણીવાર વિરૂપાને કહેતો કે તારી કીકીમાં ખંજન પક્ષી નાચે છે. એવી જ કામણ કરનારી કીકીઓ આ બાળકની હતી.

મોહની આ બે ક્ષણ વીતી–ન વીતી ત્યાં વિરૂપા સ્વસ્થ થઈ ગઈ. પોતાની જાતને સંભાળી લેતાં બોલી:

" જુગ જુગ જીવો મારા લાલ ! બા, કેવી નમણી કાન્તિ ! મોં–નાક તો તમારા જેવાં જ છે. અને આ ભાલપ્રદેશ બરાબર શેઠ જેવો!"

" હવે એ વાત મૂક ને ! તને નામ પાડવા બોલાવી છે કે ભાષણ કરવા. નામ પાડી દે ! "

"હું શું નામ પાડું! મારો લાલ મોટો થાય, ને અમારો આ થાય—અમારો પૂજ્ય થાય એ જ માગું છું. અને એની યાદ માટે તો 'મેતાર્ય' નામ પાડું છું."

"મેતાર્ય, મિત્રાર્ય! સુંદર નામ!"

"ખોટનાં નામ એવાં જ હોય!" એકે વિરોધીઓને શા‹ કરવા ખાતર ઉમેર્યું.

બધે મંગળધ્વનિ પથરાઈ રહ્યો. નામવિધિ સંપૂર્ણ થઈ.

વિરૂપા બાળકને ઊંચું ઊંચું લઈને ઉછાળી રહી હતી, ત્યાં ‹ બાળકે એના સ્તનપ્રદેશ પર નાજુક હાથથી પ્રહાર કર્યો. જાણે નાજુ‹ મૃદંગ પર કોઈ સંગીતનિપુણ પરીએ થાપી મારી. એ મસ્ત મૃદંગ‹ માંથી છૂટેલો પ્રચંડ નિનાદ અશ્રાવ્ય હતો, પણ એને વિરૂપાના દિલ‹ તો પ્રચંડ ઘોષ મચાવી મૂક્યો. એનું મનમંદિર એક વાર લાગણીઓ‹ રમઝમાટથી ધ્રૂજી ઊઠયું. બાળક પણ એટલેથી ન અટક્યું. અંદ‹ લહેરાઈ રહેલ પ્રચંડ નદને પીવા નાનું શું કમળપાંખડી જેવું મુખ ખોલ્યુ‹

વિરૂપાના હૃદયમાં એકદમ આંધી ઊઠી. એને લાગ્યું કે છાતી‹ પરના આ બે પહાડો હમણાં જ ચિરાઈ ઊઠશે, ને જળધાર‹ વછૂટી ઊઠશે. એણે મહામહેનતે સંયમ જાળવ્યો. અત્યંત પ્રયત્ને લાગણીઓને કબજે કરી અને બાળકને એકદમ પાછું આપી દીધું.

એ વિદાયના બે શબ્દો બોલ્યા વગર જ ઘર તરફ પાછી ફરી‹ એના હૈયાને કોઈ મજબૂત હાથે પીસી રહ્યું હતું. દૂર દૂર આંબા‹ વાડિયામાં પરભૃતિકાઓ ગાઈ રહી હતી. મનુકુળની આ પરભૃતિકાએ‹ પણ મનને શાન્ત કરવા ટહુકવા માંડ્યું.

**ભૂલ્યો રે મનભમરા ક્યાં ભમ્યો ?**

## રો હિ ણે ય

### [ ૫ ]

**ગંગાને** પાર આવેલી પલ્લીમાં ખૂબ ભાડાભીડ જામી હતી. રોહિણીઆનો દાદો મૃત્યુને ખાટલે પડ્યો હતો. વયોવૃદ્ધ સાવજસમા એની પડછંદ કાયા પડી પડી હુંકાર કરી રહી હતી. ઢાલ જેવી એની છાતી, વૃદ્ધાવસ્થાથી થાકી ગયેલી તો ય ધમણની જેમ ઊછળી રહી હતી. યમરાજના ઓળા સામે પથરાતા હતા, છતાં ય એની આંખોના ખૂણા એવા જ લાલ હતા. મૂછ–દાઢીના મોટા મોટા થોભિયા એના ચહેરાને અત્યારે ય કરડો બનાવી રહ્યા હતા.

પલ્લીના બધા રહેનારાંઓ અને આજુબાજુના ગામના જુદા જુદા શૂદ્ર કુળોનાં સ્ત્રી–પુરુષો એકઠાં મળ્યાં હતાં. સહુના મોં ઉપર ગમગીની અવશ્ય હતી,–પણ કોઈ વહાલું જન યાત્રાએ જાય ને વિદાય આપવાની વેળા જેવી. મોત સાથે તો આ બધાં મૈત્રી સાધનારાં હતાં. કોઈનું મોત એમને મન ભયંકર ઘટના નહોતી–છેક સામાન્ય બીના હતી. અને એટલે જ કોઇનું માથું ઉતારી લેવું કે ઉતારી આપવું : એનું એમને મન કંઈ મહત્ત્વ નહોતું.

"હવે હું તમારા બધાની વિદાય લઉં છું. મેં મારા જીવનમાં તમારા માટે મારાથી બનતું બધું કર્યું છે, એનો મને સંતોષ છે; છતાં ય મારી ઘણી મુરાદો બાકી છે." વૃદ્ધ લૂંટારો સહેજ શ્વાસ ખાવા થોભ્યો.

"કોઈ ન માનશો કે મારી મુરાદ ધનલક્ષ્મીની કે કોઇ દુશ્મનને હરાવવાની છે. તમારી વફાદારીપૂર્વકની સેવાથી તો મેં મહારાજ બિમ્બિસારની રાજધાનીને તોબા તોબા પોકરાવી છે. એના મોટા મોટા સેનાપતિઓ, ગુપ્તચરો, સંનિધાતાઓ, દુર્ગપાલો આજે ય મારું નામ સાંભળી થરથર ધ્રૂજે છે. મારી પલ્લીનો ખજાનો કોઇ રાજા કરતાં ઓછો નથી. મારા એકે દુશ્મનનું માથું મેં સલામત રહેવા દીધું નથી, પણ મને મારા પછીની ચિંતા છે."

"ચોખ્ખે ચોખ્ખું કહોને દાદા!" એક વયોવૃદ્ધ સાથીદારે જરા નજીક જઈ ધગધગતા કપાળે હાથ ફેરવતાં સ્નેહથી કહ્યું. રોહિણીઆના દાદાને બધા દાદાના નામથી જ સંબોધતા.

"ચોખ્ખે ચોખ્ખું જ કહું છે. મરતી વેળાએ માણસને છુપાવવાનું શું હોય? મને એ તો ખાતરી છે, કે મારી પાછળ તમે રોહિણેયની આજ્ઞામાં રહીને મારું કામ ચાલુ રાખશો, એક દહાડો આપણું રાજ સ્થાપીને સંતોષ પામશો; પણ મારા મનની મુરાદ, બધાં પંચ પાસે પ્રતિજ્ઞા કરાવવાની હતી, અને તે એ કે પેલા જ્ઞાતપુત્રનો ઉપદેશ કોઈ ન સાંભળે! ભૂલે ચૂકે પણ કોઇ એમ ન માનશો કે બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય સાથે તમારે કંઇ ભેદભાવ નથી, તેઓ તમને એકસરખા ગણે છે. એ અને આપણે જુદા! મેં એ વાતની ખૂબ ખૂબ ખાતરી કરી છે. હવે તમે ભરમાશો નહીં. એ લોકોને લૂંટવા, હેરાન કરવા, મારવા, ખાનાખરાબી કરવી એમાં જ આપણી શોભા. કોઈની પાસે ભીખ માગે મોટાઈ કે હક ન મળે. એ તો આપ પરાક્રમથી જ મેળવાય."

વૃદ્ધ પુરુષ થોભ્યો. આવેશમાં ને આવેશમાં એ ખૂબ બોલી ગયો હતો, એટલે એનો શ્વાસ વધી ગયો હતો.

" દાદા, શાન્તિ રાખો, વિશ્વાસ રાખો, ઇષ્ટદેવનું સ્મરણ કરો. અમે જ્ઞાતપુત્રની માયાજાળમાં નહીં આવીએ. એનો ઉપદેશ નહીં સાંભળીએ, એના સ્થવિરસંતોનું માન નહીં કરીએ."

" એ વાત બરાબર છે, પણ તમારામાંના કેટલાક ભોળા છે. અને આ તો શૂદ્રોને નામશેષ કરવાની ચાલાકી છે. દરેક જણ ઊભો થઇને પ્રતિજ્ઞા કરે કે અમે એનું એક પણ વાકય કાને નહીં ધરીએ, તો જ મને શાન્તિ થાય."

દાદાનાં આ વચનોએ ચારે તરફ જરા ઘોંઘાટ ઊભો કર્યો. એક બાજુથી સ્વરો આવવા લાગ્યા:

" શું દાદાને અમારા પર વિશ્વાસ નથી ?"

" શું દાદા અમને મૂર્ખા ધારે છે ?"

પણ આ બધા સ્વરો કરતાં એક મોટો સ્વર ચારે તરફ ગાજી રહ્યો.

" દાદાને મરતાં મરતાં ય સાચી મતિ નથી સૂઝતી. જ્ઞાતપુત્રના ઉપદેશને જરા તો શાન્તિથી વિચારો ! એને તમારી પાસે શો સ્વાર્થ છે ! એણે કેટકેટલાને પાપના માર્ગેથી વાળ્યા છે, એ તો જુઓ ! આ તો ધર્મકર્મની બાબત. દાદાની કહેવાની ફરજ, આપણને યોગ્ય લાગે તો આચરવાની ફરજ ! શા માટે બધાએ બંધાઈ જવું ! મને તો દાદાનો પ્રતિજ્ઞાનો આગ્રહ ફોગટ લાગે છે."

આ પ્રચંડ સ્વર માતંગનો હતો. આ સ્વર સાંભળી મરતો મરતો રોહિણેયનો દાદો એક વાર બિછાનામાં બેઠો થઇ ગયો, દાઢી મૂછના કાતરા ઠીકઠાક કરતો તે મોટા ડોળા ફેરવવા લાગ્યો.

શ્વાસની ધમણ વધતી હતી. બધા માણસો પણ બે ભાગમાં વહેંચાઇ ગયાં.

વાતાવરણ ઉગ્ર બન્યું. સામસામાં હથિયારો નીકળી પડે તેવી ક્ષણ હતી: અને પછી–ઉશ્કેરાયેલું આ ટોળું રક્તપાત વિના નહીં રહેવાનું.

જુવાન રોહિણેય દાદાના મૃત્યુના શોકમાં નીચું માથું કરીને અત્યાર સુધી ખાટલા પાસે શાન્ત ઊભો હતો. એણે સમય જોયો. હાથીના ગંડસ્થળ જેવા પોતાના મસ્તકને એણે ઊંચું કર્યું. આંખના ખૂણા પરનાં બે આંસુને લૂછી નાખ્યાં, ને વચ્ચે આવી ઊભો.

"ભાઈઓ, શાન્ત થાઓ! અત્યારે પૂજ્ય દાદાની આ ક્ષણે આપણને આવું ન શોભે!"

ટોળું એકદમ શાન્ત બની ગયું.

રોહિણેય વૃદ્ધ દાદાની પાસે ગયો, તેના શરીરને બે બાહુ વચ્ચે લઇને ધીરેથી પથારીમાં સૂવાડ્યું, અને દાદાના ચરણ પાસે ઊભો રહી બોલ્યો:

"દાદા, આ આખો સમૂહ તમે મને સોંપતા જાઓ છો ને! દાદાજી, શાન્ત થાઓ. મૃત્યુની આ પવિત્ર પળે શા માટે અકારણ ક્રોધ કરો છો. આ પલ્લી, આ આખું જુથ, આ ધનમાલનો માલિક તો તમે મને જ ઠરાવ્યો છે ને!"

"હા બેટા!"

"તો મને જ પ્રતિજ્ઞા આપોને! અને એ રીતે આપ મને પલ્લીપતિ તરીકેનો અભિષેક કરો! આ બધાની વતી હું જ આપની પાસે પ્રતિજ્ઞા સ્વીકારું, એ જ ઉચિત છે. દાદાજી, મારા ડહાપણમાં ને બાહુબળમાં તો વિશ્વાસ છે ને!"

"મારો રોહિણેય તો લાખોમાં એક છે."

"તો દાદા, આપો મને પ્રતિજ્ઞા! આપના ચરણને સ્પર્શ કરી અંજલિ જોડું છું. જીવ અને જાનને સાટે!"

"બેટા, ભૂલેચૂકે પણ એ જ્ઞાતપુત્રનાં દર્શન કરીશ નહિ. કદાચ દર્શન થઈ જાય તો એનો એક પણ શબ્દ શ્રવણ કરીશ નહિ. એનું દર્શન–શ્રવણ આપણને અધોગતિએ લઈ જનારું–ધંધોધાપો ભૂલાવનારું અને માયાજાળ પ્રસારનારું છે."

"દાદાજી, ઇષ્ટદેવની શાખે, આપની શાખે, આટલા મારા શૂરવીર સાથીદારો અને પલ્લીજનોની શાખે હું પ્રતિજ્ઞા કરું છું કે એ જ્ઞાતપુત્રનાં દર્શન કે શ્રવણ નહીં કરું, બીજા કરતા હશે તો કરતા અટકાવવા યત્ન કરીશ. અને એ રીતે આપે સોંપેલ આ પલ્લી, આ પલ્લીની શોભા અને આપની કીર્તિને ચોગુણી વધારીશ."

"શાબાશ રોહિણેય, મારી શિક્ષા ફળી. તારો પિતા તો તારા જન્મ પછી તને જોવા લાંબો વખત ન જીવ્યો. તારી મા પણ ન જીવી. પણ બેટા, આજ મારા જીવને શાન્તિ થઈ. હવે મારો વિદાયનો વખત નજીક આવતો જાય છે. સહુને છેલ્લા જુહાર છે!"

અને એ વૃદ્ધ તદ્દન શાન્ત થઈ લાંબી સોડ તાણી પડખું ફેરવીને સૂઈ ગયો. બધાં ચારે તરફ વીંટળાઈ વળ્યાં. વૃદ્ધની એકએક નસ તૂટી રહી હતી. શરીરનું દૈવત ધીરેધીરે ઓછું થઈ રહ્યું હતું.

મોતની પળ તો મિદાશની હોય. માતંગને લાગ્યું કે પોતે ઉતાવળ કરી. અને જો આ જુવાન રોહિણેયે વિવેકબુદ્ધિ ને સમયસૂચકતા ન વાપરી હોત તો આજે જ અહીં રણમેદાન જામી ગયું હોત! માતંગને રોહિણેય તરફ માનબુદ્ધિ જાગતી ચાલી. એ ધીરેથી વૃદ્ધના ખાટલા નજીક ગયો. મરતા જીવને શાતા આપવાનો કોઈ માનવધર્મ એને હાકલ કરી રહ્યો હતો.

"દાદા, શાન્તિ રાખજો. હવે આ લોકની મમતા છોડી ઇષ્ટ-

દેવમાં ધ્યાન જોડી દેજો! રોહિણેય જેવો તમારો એવો અમારો. એની ચિંતા ન કરશો."

માતંગના આ શબ્દોએ દાદાના મોં પર એક ટૂંકું હાસ્ય જમાવ્યું, પણ એ છેલ્લું હાસ્ય હતું. જીવનભરનો જોદ્ધો છેલ્લી ઊંઘમાં પોઢી ગયો. રોહિણેયના આક્રંદથી આખી પલ્લી ગાજી ઊઠી. તસતસતી યુવાનીવાળા રોહિણેયને વૃદ્ધ દાદાનો વિયોગ ક્ષણભરને માટે બેબાકળો બનાવી રહ્યો.

સહુએ એકઠાં મળીને દાદાનો ઉત્તર સંસ્કાર કર્યો. ધીરે ધીરે વખત જતો ચાલ્યો તેમ તેમ ગમગીની ઓછી થતી ચાલી.

રોહિણેય હવે પોતાના ધંધાના પ્રસ્થાન માટે તૈયારી કરી રહ્યો હતો. એને કોઈ અજબ પરાક્રમ કરવાની તાલાવેલી લાગી હતી, પણ ઘણા દિવસથી એને દેશની કોઈ માહિતી મળી નહોતી. વૈભાર પર્વતની ગિરિમાળાઓ અભેદ્ય હતી, અને એથી ય અભેદ્ય હતી એની કિલ્લેબંધી! એ તરફના માર્ગ ઉજ્જડ હતા. સાર્થવાહો ત્યાંથી કદી નીકળતા નહિ, અને નીકળતા'તો સહીસલામત ભાગ્યે જ પહોંચતા. એમને પણ આ વનના બેતાજ બાદશાહોને નજરાણું ધરવું પડતું. રાજા બિમ્બિસારના અનેક યોદ્ધાઓ પણ અહીં આવી જીવ જોખમમાં મૂકીને નાસી છૂટેલા.

આટઆટલી કિલ્લેબંધી છતાં રોહિણેયને ઓછી ચિંતા નહોતી. એક પણ લૂંટ કે એક પણ ધાડ પાડતાં પહેલાં એને રાજ્યના બધા સમાચારોથી વાકેફ બનવું પડતું. નવા સમાચારો માટે આજે એ એકલો જ બહાર નીકળવાનો હતો. એની આખી પલ્લી તો જુદા જુદા વનવિહારો ને વનનૃત્યોમાં મશગૂલ હતી.

સૂરજ મહારાજે પોતાની તમામ કળા સંકેલી લઈ, વૈભારગિરિની શિખરમાળાને કસુંબલ રંગે રંગી લીધી કે રોહિણેય પોતાના રહેઠાણ-

માંથી બહાર નીકળ્યો. એ એકલો હતો. ક્ષણવારમાં તો પલ્લી વટાવી ઊંડી ખીણોમાં સરી ગયો. ગંગાના કિનારેથી પલ્લી સુધીનો કોઇ ચોખ્ખો કે નિયત માર્ગ નહોતો. એકાદ પગદંડી કે માણસના અવર-જવર જેવાં ચિહ્નો પણ કદી શોધ્યાં ન મળતાં.

આખું જંગલ, એની કંદરાઓ, એની ખીણો; એનાં નાનાં ઝરણો, વાઘવરૂની બોડો, એ બધા વચ્ચેથી એમનો છૂપો રાજમાર્ગ વહ્યો જતો હતો. માથોડું માથોડું મોટા ઘાસમાં થઇને એમનો માર્ગ ચાલ્યો જતો. આવા માર્ગોએ રોહિણેય ઝડપથી આગળ વધતો હતો. ઘડીકમાં કોઈ ખાડો કૂદતાં નાનો બની જતો, કેટલીક વાર એક ઝાડ પરથી બીજે ઝાડ જતાં તાડ જેવો પડછંદ લાગતો. એ ચાલતો હતો, દોડતો હતો, કૂદતો હતો કે છલંગો ભરતો હતો; એનો નિર્ણય થઇ શકતો નહિ.

આખરે ગંગાને તીરે આવીને એ થોભ્યો. એણે મોંએથી ઝીણી સીસોટી વગાડી, અને પાછળથી જંગલી જાનવર જેવો અવાજ કાઢ્યો. પડતી રાતની શાન્તિમાં આ અવાજ ઘણે દૂર સુધી સંભળાયો.

એકાએક કોઈ જંગલી જેવો માણસ પાસેની વનરાજિમાંથી હાથમાં નાનું પોટકું લઇને બહાર નીકળી આવ્યો. રોહિણેયે પોટકું છોડીને એમાંથી જોઇતો પોશાક વગેરે લઇ લીધું.

બેએક ક્ષણ વીતી અને ગંગાના એક ઘાટ પર કોઇ દેશદેશની યાત્રા કરવા આવેલો રંગીલો સાર્થવાહ નૌકાવાળાને રાજગૃહીની સુંદર ગણિકાના ધામ માટે પૂછી રહ્યો હતો. એના હાથમાં સુવર્ણ-મુદ્રાઓ ખખડી રહી હતી. નાવડીઓના નાના દીપકોના ઝાંખા પ્રકાશમાં સુવર્ણમુદ્રાઓ ગરીબ નાવિકો પર અજબ કામણ કરી રહી હતી.

" રસિકજનો માટે તો પ્રિયદર્શના ખરેખર સ્વર્ગની સુંદરી જેવી છે. " એક નાવિકે કહ્યું:

"અરે, મારા શેઠ! એવી હજાર પ્રિયદર્શનાઓ જેના રૂપ ાસે ઝાંખી પડે એવી દેવદત્તાને આપ જુઓ તો સ્વર્ગની સુંદરી ય ૂલી જાઓ!" બીજા નાવિકે વચ્ચે ઉમેર્યું: નાવિકોને સુવર્ણમુદ્રાઓ ધુ ને વધુ વાચાળ બનાવી રહી હતી. એ એટલેથી પણ ન થોભ્યો, ેણે આગળ વધાર્યું:

"મારા મહેરબાન, ચારેક દિવસ પહેલાંની વાત છે, કે દેવદત્તા ારી જ નૌકામાં ઠેઠ વૈશાલિના રાજદરબારમાં જઈ આવી. અનેક મારો, રાજદૂતો, શ્રેષ્ઠિપુત્રો મારી હોડીમાં જ બેસીને એને ત્યાં ગયા છે. ેના પગની પાનીને સ્પર્શવા માટે હજારો મુદ્રાઓ કુરબાન કરનારા ણ પડ્યા છે."

"નાવિક, ચાલ તારી નૌકાને તૈયાર કર! દેવદત્તાને ત્યાં જ ાજની રાત ગાળીશું."

"ભલે, ભલે!"

થોડીવારમાં ગંગાના પ્રવાહમાં નૌકા સડસડાટ વધતી ચાલી. જગૃહોના ભવ્ય પ્રાસાદોના આકાશદીપકો હવે દેખાતા હતા. નૌકાનો વાસી એ દીપકો તરફ ધારીધારીને મીટ માંડી રહ્યો હતો.

ઊગતી તરુણાવસ્થાની સુંદરતા એના દેહ પર વિલસી રહી હતી. ારાવદાર ગુંછળાવાળા વાળ ઉપર એણે કિંમતી ઉષ્ણીષ (પાઘડી) હેરી હતી. કાને કુંડળ હતાં ને હાથે બાજુબંધ પહેર્યા હતાં. ગળામાં ક મોટો રત્નહાર લટકી રહ્યો હતો. બે હાથ પર બહુમૂલ્ય વર્ણમુદ્રિકાઓ ચડાવી હતી.

મૂછનો દોરો હજી ફૂટતો હતો, ને વસંતઋતુનાં કેશૂડાંની સુરખી ના તનબદન પર હતી. શી કાન્તિ! કેટલા લાંબા બાહુ, કેટલું ાયેલું બદન! રાત હતી, એટલે એની આંખોના ચમકારા અણદીઠ ેતા હતા, નહિ તો એની ઉઘાડ–મીંચ પણ અજબ હતી.

# અજબ પુરુષ

[ ૬ ]

સાર્થવાહને દેવદત્તા ગણિકાના આવાસનો દ્વારદીપક બતાવીને નાવિક પાછો ફર્યો, ત્યારે રાતનો પ્રથમ પ્રહર સમાપ્ત થઈ ગયો હતો. થોડે દૂર આવેલા પાનાગારમાં હજી હોહા સંભળાતી હતીઃ અને મદિરાના ઘેનમાં ડોલતાં કેટલાં ય સ્ત્રીપુરુષો ત્યાં અવરજવર કરતાં હતાં. એમના વેશ વિચિત્ર હતા ને વેશથી ય વિચિત્ર તેમની ચેષ્ટા અને હાવભાવ હતા. કોઈ મૂછાળો મર્દ પોતાની સાથેની માનુનીનું ઉત્તરીય ઓઢીને સ્ત્રી જેવી ચેષ્ટા કરતો જતો દેખાતો, તો કોઈ સ્ત્રી માથે મોટી ઉષ્ણીષ પહેરી મોંમાંથી દુર્ગંધવર્ષા કરતી જતી જોવાતી.

એ બધાંના મોંમાંથી છૂટતી દુર્ગંધ એમની ભાષા, ભૂષા ને ચેષ્ટા કરતાં ય અસહ્ય હતી. આ યુવાન સાર્થવાહને એકવાર આ સ્થળે આવવા માટે કંટાળો આવી ગયો. આ લોકો પ્રત્યે ઘૃણા કરવી કે દયા દાખવવી એની એને કંઇ સૂઝ ન પડી. એ વેગથી આગળ વધ્યો.

દેવદત્તાના આવાસ નજીક આવતાં જાણે કોઈ નવીન અનુભવ થતો હોય તેમ હવા મીઠી ને સુગંધપૂર્ણ વહેતી લાગી. ચારે તરફનું વાતાવરણ પ્રશાન્ત થતું ભાસ્યું. આવાસના ઊંડા ઊંડા ખંડોમાંથી ધીરો ધીરો નૃત્યઝંકાર, વાદ્યોનો સૂરીલો સ્વર ને ગાનારીઓની કંઠ-માધુરી મૃદુ મૃદુ રીતે શ્રવણપટને સ્પર્શવા લાગી.

" શ્રીમાન્ સાર્થપતિ, આ વિનમ્ર દાસી આપનું સ્વાગત કરે છે. પધારો ને આ આવાસને શોભાવો ! "

દ્વાર પર ઊભેલી એક સુંદર દાસીએ યુવાન સાર્થવાહનું સ્વાગત કર્યું. સાર્થવાહે સહેજ ઊંચે જોઈ મસ્તક નમાવી દાસીનું સ્વાગત સ્વીકાર્યું અને પોતાના કમરબંધમાંથી કેટલીક મુદ્રાઓ કાઢી દાસીના હાથમાં મૂકી. સાથે સાથે પોતાનો એક બાજુબંધ છોડીને તેને ભેટ આપ્યો.

દાસી વિમાસણમાં પડી ગઈ. એની સુંદર લાંબી પલકો અને નાના કોમળ ઓષ્ઠ ચંચળ થઈ ગયા. એ મુખ મલકાવતી યુવાન તરફ નીરખી રહી. પણ આ યુવાનની દૃષ્ટિ દાસીના સુંદર દેહ પર નહોતી. એ તો સ્વરોની દિશા તરફ જોઈ રહ્યો હતો. આ દીપકદ્વાર નીચેથી નાનામોટા કેટલાય માનવીઓ આવ્યા ગયા હતા. એમાંના અનેક ઉદાર હતા, અનેક શ્રીમંત હતા, અનેક રૂપસુંદર હતા. પણ પહેલી જ પળે આટલી બેપરવાઈ, આટલી ઉદારતા દાસીએ બહુ ઓછામાં જોયાં હતાં.

પાંગરતી તરુણાવસ્થા હતી, તોય આ સાર્થવાહનું આખું શરીર અત્યંત સુગઠિત હતું. રક્તવર્ણો એના દેહ પર પૌરુષની આકર્ષક આભા વિરાજતી હતી. એનું મસ્તક વિશાળ, કેશ કાળા ભમ્મર અને આંખો તો વીજળીના ઝબકારા જેવી હતી. લાંબા હાથ આજાનબાહુ લાગતા હતા. મોહરાજ્યમાં વસીને નિર્મોહી બનેલી દાસીને પણ ક્ષણ માત્રમાં આ યુવાનની યુવાની પ્રત્યે માયા જાગી.

સાર્થવાહને દોરતી દોરતી દાસી આવાસના એક ખંડમાં આવી પહોંચી. આ ખંડનું એક દ્વાર નૃત્યવાળા ખંડમાં પડતું હતું. આ ખંડ નૃત્ય કરનારી સ્ત્રીઓને વેશભૂષા સજવા માટે રાખવામાં આવ્યો હતો. દેવદત્તા પોતાની ચાર નર્તકીઓ સાથે નાગનૃત્ય કરી રહી હતી.

દાસીએ અર્ધ ખુલ્લા દ્વારમાંથી સંકેત કરતાં કહ્યું: " મહાશય

પેલી વંસવીણા વગાડતી ચાર સ્ત્રીઓની વચ્ચે દેહના ટુકડે ટુકડા ન કરી નાખ્યા હોય એમ અર્ધી જમીન પર ને અર્ધી ઊંચી ઝૂમતી રહી નૃત્ય કરી રહેલી મારી સ્વામિની દેવદત્તા. પૃથ્વીપરની પદ્મિની, સ્વર્ગમાં વસતી કોઈ પરી અને પાતાળની કોઇ પણ માયાવિની કરતાં એ સુંદર લાગે છે ને !"

"તારી સ્વામિની દેવદત્તા !" સાર્થવાહે જરા ભારે શબ્દોથી કહ્યું.

"હા, દેવદત્તા–મગધની એક માત્ર સુંદરી ! મહાશય, એનો સ્પર્શ પારિજાતક પુષ્પથી ય કોમળ છે." દાસી યુવાનને કામદેવના દ્વારનાં પગથિયાં બતાવતી હતી.

"પુષ્પથી ય કોમળ !" યુવાન હસ્યો. જાણે આ ઉપમા એને હસવા જેવી લાગી. ચંચળ રીતે ફરી રહેલાં એનાં નેત્રો દેવદત્તાના અંગભંગ પર સ્તબ્ધ ન થઈ શકયાં. એ તો રંગસભાના પુરુષો તરફ નીરખી રહ્યો હતો.

"દાસી, પ્રથમ તો રંગસભામાં પધારેલા અગ્રગણ્ય પુરુષોની ઓળખાણ માટે ઇંતેજાર છું !"

"નૃત્યભવનમાં જ પધારોને ! ત્યાં પ્રત્યક્ષ પરિચય સધાશે."

"ના, ના. આ દેશથી હું સર્વથા અજાણ્યો છું. આટલાં બધાંની વચ્ચે જઇને બેસતાં સભાક્ષોભ થઇ રહ્યો છે. અહીં જ ઓળખાણ આપ !"

"એમાં લજ્જા કરવા જેવું કંઇ નથી, સાર્થવાહ ! દેવદત્તાનાં નૃત્ય જોવાં, એનો અંગભંગ નિરખવો ને એની સુશ્રી વિષે ચર્ચા કરવી એ તો સંસ્કારિતાનું ચિહ્ન છે. ઘણા કવિઓ એના એક એક અંગ પર લાંબી લાંબી કવિતાઓ કરે છે. અને છતાં ય નાગરિકો

કહે છે કે ઉપમા અને અલંકારો ઓછાં પડે છે. દેવદત્તાના સૌંદર્ય ને સ્વરો વિષે આબાલવૃદ્ધ છડેચોક ચર્ચા કરવામાં સુજ્ઞતા સમજે છે."

"સુજ્ઞતા, સંસ્કારિતા !" કોઇ અજડ માણસ બોલે તેમ આ શબ્દોનું સાર્થવાહે પુનરુચ્ચારણ કર્યું. દાસીની આ વાતથી એ આશ્ચર્ય પામતો હોય એમ ભાસ્યું. સ્ત્રીનાં અંગોપાંગની આવી ચર્ચા સુજ્ઞતા ને સંસ્કારિતા કેમ લેખાય, એની જાણે એને સમજ જ ન પડી !

"દાસી, આ રંગસભા વિખરાઇ જશે ને હું ઓળખાણ વગરનો રહી જઇશ. પરદેશી છું, પારકી ભોમનો વાસી છું, માટે ત્યાં જતાં શરમ આવે છે."

"ભલે ત્યારે, જુઓ, પેલા રંગસભાની પ્રથમ પંક્તિમાં સહુથી આગળ ઉચ્ચાસને બેઠેલા છે, તે રાજગૃહીના સમાહર્તા. ખાણ, સેતુ, વન, વ્રજ બધાના એ અધિકારી !"

"યોગ્ય છે, અનુભવી પણ લાગે છે." દેવદત્તાના રૂપને બદલે સમાહર્તાની આકૃતિને નેત્રો દ્વારા પી રહ્યો હોય તેમ સાર્થવાહ બોલ્યો.

"અને તે પછીના અનુક્રમે સૂત્રાધ્યક્ષ, સીતાધ્યક્ષ, સુરાધ્યક્ષ ને ગણિકાધ્યક્ષ !"

"ધન્ય છે ! ધન્ય છે ! વાહ, તે પછીના કોણ છે ?"

"મગધના તલવરો ( પટ્ટાવાળા ક્ષત્રિયો ), માંડલિકો ને ઇભ્યો છે. પેલા શ્રીદેવતાની મૂર્તિવાળા સુવર્ણપટ્ટ જેમણે માથા પર બાંધેલા છે, તે રાજગૃહીના શ્રેષ્ઠિઓ છે."

"શ્રેષ્ઠિઓ !" યુવાને કંઇક કરડાકીમાં કહ્યું:

"કેમ ચમકયા !"

" ના, ના. ચમકવાનું કંઇ કારણુ નથી. શ્રેષ્ઠિઓ સાથે અમારે તો સદાનો સંબંધ રહ્યો તેથી વિશેષ ઓળખાણુની ઇચ્છા રાખું છું, એમની સંપત્તિ, સામર્થ્ય વિષે કંઇ કહે ! "

" મગધની સંપત્તિની તો વાત જ ન કરવી. રાજગૃહીમાં એવા એવા શ્રીમંતો વસે છે, જેની લક્ષ્મીનું માપ ખુદ કુબેર પણુ ન કાઢી શકે. અહીં આવેલા શ્રેષ્ઠિઓમાં પણુ કેટલાક દશદશ ને વીસવીસ હિરણ્યકોટી નિધાનના માલિક છે. દશ હજારના એક એવા ગાયોના અનેક વ્રજ તેઓની પાસે છે. ક્ષેત્રવાસ્તુનો તો પાર નથી. કોઇ પાંચસો હાટના સ્વામી છે, કોઇ હજાર હાટના. "

" ધન્ય છે રાજગૃહીને ! દાસી, બહુ વાચાળ લાગું તો માફ કરજે ! તારી ભાષા સ્વજન જેવી ને તારો વર્તાવ સ્નેહી જેવો લાગે છે, એટલે જ આ પ્રશ્ન કરી રહ્યો છું. મુજ પરદેશીની એક વધુ ભેટ સ્વીકાર ને મને રંગસભાનો પૂરો પરિચય આપી આભારી કર ! " સાર્થવાહે કાનનાં એ કિંમતી કુંડળો દાસીને ભેટ આપ્યાં.

દેવદત્તા નાગનૃત્યમાં તલ્લીન બની હતી. આખી સભા ચિત્રવત્ સ્તબ્ધ બની બેઠી હતી. માનવહૃદયને સહેજે મૂર્છા આવે એવું વાતાવરણુ હતું: પણુ જાણે આ યુવાન તેનાથી પર હતો.

કાં તો તેણે સ્ત્રી–સ્વરૂપની મનોરમતા ને તેનું સ્પર્શસુખ પિછાણ્યું નહીં હોય, અથવા તો એ બધા પર એને વૈરાગ્ય આવી ગયો હશે, નહિ તો અત્યારનું વાતાવરણુ જ એવું હતું કે માનવીની વાચા જ સ્થંભી જાય. વંસવીણાના મીઠા સ્વરો અજબ ઝણઝણાટી મચાવી રહ્યા હતા, ને સ્વરોમાં મુગ્ધ થઈને સર્પ ડોલે તેમ દેવદત્તા ડોલી રહી હતી. આખું અંગ એક પણુ અસ્થિ વગરનું હોય એમ નાગફેણુની જેમ એનું કાળા ભમર કેશકલાપથી ઓપતું મસ્તક સ્વરલહેરીઓ સાથે તાલ લઇ રહ્યું હતું.

દેવદત્તાના દેહ પર એક પણ આભૂષણ નહોતું. એના ગૌર, માંસલ અને સ્નિગ્ધ દેહ પર એક ઘનશ્યામ વસ્ત્ર વીંટાળેલું હતું. માથા પર હીરાજડિત દામણી હતી, અને લાંબો મધુર કેશકલાપ સર્પ ફેણની જેમ ઉન્નત રીતે ગૂંથેલો હતો. કાળા વસ્ત્રથી આચ્છાદિત એનાં ગૌર અંગો અજબ આકર્ષણ ઉત્પન્ન કરી રહ્યાં હતાં.

સાર્થવાહની દૃષ્ટિ એએક ક્ષણ દેવદત્તાના નૃત્ય પર સ્થંભી રહી, પણ પુનઃ સભાજનો પર ફરવા લાગી. દાસીએ ઓળખાવેલા તમામ રાજગૃહીના અગ્રગણ્ય પુરુષોને જાણે આજે ને આજે એ પિછાની લેવા ઇચ્છતો હતો.

નાગનૃત્ય કરતી દેવદત્તાને જાણે સમાધિ ચડી ગઇ. વીણાના સ્વરો ધીરે ધીરે હવામાં લીન થતા ચાલ્યા, ને આખરે સ્વરો બંધ થવા સાથે નૃત્ય સંપૂર્ણ થયું. ચાર દાસીઓ સાથે દેવદત્તા ઝડપથી સભામાંથી પસાર થઇ ગઇ. આખી સભા પરથી જાણે કોઇએ વશીકરણ વિદ્યાનો પ્રભાવ પાછો ખેંચી લીધો. દેવદત્તાના નૃત્યની સહુ વાહવાહ કરવા લાગ્યા.

નૃત્યથી શ્રમિત થયેલી દેવદત્તા વેશ પરિધાનના ખંડમાં ત્વરાથી પ્રવેશી. નૃત્યનો સાજ જલદી જલદી ઉતારી, દેહપર લગાડેલો રંગલેપ ધોવા નાના એવા હોજ પાસે જતી હતી, ત્યાં દાસીએ કહ્યું:

" આ પરદેશી સાર્થવાહ આપની મુલાકાતે આવેલ છે. થોડી એક ક્ષણોમાં તો એમણે સ્વજન જેવો ભાવ જન્માવ્યો છે."

" મગધપ્રસિદ્ધ દેવદત્તાનું સ્વજન બનવાનું અહોભાગ્ય કોને મળે છે ? અમારા દેશમાં લક્ષ્મી છે, વ્યાપાર છે, નૃત્યભવન છે, પણ દેવદત્તા જેવી નૃત્યસુંદરી ત્યાં નથી. સુવર્ણમુદ્રાઓ કરતાં સૌંદર્યમુદ્રાઓ અમારે મન બહુમૂલ્ય છે. આજ મને લાગે છે, કે મારો દુઃખદ ને અતિ દીર્ઘ શ્રમપ્રવાસ તમારા દર્શને સફળ થયો છે."

જુવાનના મુખેથી દેવદત્તા પોતાનાં વખાણ સાંભળી રહી. આવાં વખાણ જોકે એણે ઘણીવાર સાંભળ્યાં હતાં, અલંકારિક શબ્દોના કુથ્થા હવે એને રુચતા પણ નહોતાઃ છતાં આ જુવાનના શબ્દો તેને પ્રિય લાગ્યા. આ શબ્દો પાછળ સ્વસ્થતાનો ટંકાર હતો. એમાં કામની વિહ્વળતા, મોહની વ્યાકુળતા કે વાસનાની મૂર્ખતા નહોતી. ઊગતી તરુણાવસ્થા, નિખાલસ પુરુષત્વ ને ચંચળ નયનોની શક્તિ દેવદત્તાને સહેજમાં આકર્ષી બેઠી. એને લાગ્યું કે આ સાર્થવાહ સાથે થોડી-એક ઘડીઓ જરૂર વિતાવવા જેવી છે.

"દાસી, તાંબૂલ લાવ !"

કુશળ દાસી તાંબૂલથી મઘમઘતો થાળ લઈ આવી : યુવાને તાંબૂલ લઇ મોંમાં મૂકયું અને કમર પરના પટામાં રહેલી સુવર્ણ-મુદ્રાઓનો એમાં ઢગલો કરી દીધો.

દેવદત્તા સાર્થવાહના વર્તાવ પર મુગ્ધ થતી ચાલી. એને લાગ્યું કે આ સાર્થવાહ અવશ્ય ભોગી ભ્રમર છે, નહિ તો સુંદરીઓને વશ કરવાની આ રીતિઓથી તદ્દન અજ્ઞાત હોત. છતાં ય આશ્ચર્ય એ વાતનું હતું કે યુવાન તદ્દન સ્વસ્થ હતો. એની આંખો તદ્દન મદ વગરની ચમકતી હતી, એના એકે અંગમાં કામદેવતાનો સંચાર થયાની ધ્રુજારી જોવાતી નહોતી.

અજબ યુવાન ! પુરુષના સ્પર્શસુખ ને સહવાસ માટે તદ્દન નિર્મોહી ને ઉદાસીન બનેલ દેવદત્તાના દિલમાં જાણે વાસનાની ચિનગારી ફરીથી ઝબૂકી. જીવનની ભૂંડીભૂખ ને કેવળ દેહવ્યાપારના નીચ વ્યાપારમાં વીતેલી અનન્ત રાત્રિઓમાં આ રાત્રિ કોઈ નવો સંદેશ લઇને આવેલી જણાઇ.

"સાર્થવાહ, રાજગૃહીમાં કેટલી રાતોનો નિવાસ છે ?"

"વ્યાપારને અનુકૂળ જેટલા દિવસો મળે તેટલો ! વ્યાપારીને

તો લક્ષ્મી જ સર્વસ્વ છે ને!"

"રાજગૃહી તો લક્ષ્મીનું નિવાસસ્થાન છે!"

"નિર્જીવ અને સજીવ, બન્ને લક્ષ્મીઓ અહીં વસતી જણાય છે."

સાર્થવાહનો વ્યંગ દેવદત્તા સમજી ગઇ. એણે વિશેષ કંઈ જવાબ ન આપતાં કહ્યું:

"સાર્થપતિ, પેલા જળકુંડ સુધી મારો સાથ કરશો?"

"શા માટે નહિ?"

દેવદત્તા આગળ ચાલી. સાર્થવાહ એ જ સ્વસ્થ રીતે તેની પાછળ પાછળ ચાલ્યો. આવાસના મધ્ય ભાગની અંદર એક જળકુંડ આવેલો હતો. સ્વચ્છ અને સુગંધી જળ છલોછલ ભર્યું હતું. જળકુંડના કિનારે બેસી એના સ્વચ્છ જળનો આસ્વાદ લઇ શકાય એ રીતે ચારે બાજુ સંગેમરમરનાં પીઠિકાઓ ને આસનો યોજેલાં હતાં.

એક પીઠિકા પર દેવદત્તાએ સાર્થવાહને બેસવા ઇશારો કર્યો, અને પોતે પણ પાસે જ બેસી ગઈ.

મોડી રાતનો ચંદ્ર ઊગતો હતો: અને આવાસનાં સ્ફટિકદ્વાર ભેદીને એની જ્યોત્સ્ના દેવદત્તાના દેહ પર વેરાતી હતી. ઉંમર કંઇક પ્રૌઢ થતી હતી, પણ એના દેહ પર સૌંદર્યની આભા એટલી ને એટલી જ વિલસી રહી હતી. એનાં વિલાસયુક્ત પ્રફુલ્લિત નેત્રોની ઉઘાડમીંચમાં અજબ આકર્ષણ હતું. એણે નૃત્યવેળાનું કૃષ્ણવસ્ત્ર કાઢી નાખ્યું હતું, અને રૂપેરી તારથી ગૂંથેલું એક ઉત્તરીય વીંટાળી લીધું હતું. મસ્તકના કેશ છૂટા મૂક્યા હતા, અને તે હવાની લહરીઓ સાથે નૃત્ય કરતા હતા. મુખ પર આવી પડતા કેશને સમારવા વારે ઘડીએ ઊંચો–નીચો થતો કમલદંડ જેવો એનો હાથ ખરેખર કોઇ કવિની કવિતા કરતાં પણ સુંદર ભાવ જગાવતો હતો.

પ્રૌઢ યૌવના દેવદત્તા કોઈ રસિક પુરુષને અધીર યૌવના લાગે તેવો આ સ્વાભાવિક સંજોગ હતો, પણ પેલો સાર્થવાહ હજી ય સ્તબ્ધ હતો, સ્વસ્થ હતો.

"અરે, પેલું શું છે?" એમ કહેતો સાર્થવાહ પીઠિકા પરથી ઊભો થઈ પાસે પડેલી બીજી પીઠિકા તરફ ધસી ગયો.

"એ તો સુવર્ણમત્સ્ય છે. બહુ દૂર દેશથી ઘણા મૂલ્યે મંગાવેલ છે."

"બે લાગે છે."

"જોડી વગર જગતમાં જીવાય કેમ! સાર્થવાહ, એ નર–માદા છે, આવી ચાંદનીમાં ન જાણે શું ગેલ કરતાં હશે." આ શબ્દોમાં કૈફ હતો. અનંગરંગનો સ્પષ્ટ ટંકાર હતો.

છતાં આવા ભોગોપભોગના કોઈ પણ વાતાવરણથી એ પર ભાસતો હતો.

"દેવદત્તા, વૈભારની ગિરિમાળાઓમાં સુવર્ણપદ્મો ઊગે છે. એ પણ મંગાવીને આ કુંડને શોભાવ!"

"વૈભાર તરફ જાઓ ત્યારે આજની સુંદર રાતની યાદ તરીકે એટલી ભેટ મોકલજો ને!"

સાર્થવાહે કંઈ પણ પ્રત્યુત્તર ન આપતાં મુક્તહાસ્ય કર્યું.

સ્ફટિકનાં દ્વારોમાંથી ચાંદની વધુ ને વધુ નિર્ઝરતી હતી. જળ-કુંડનું સ્વચ્છ જળ દેવદત્તાના દેહ પરના વિધવિધ સુગંધીમય લેપોથી મઘમઘી ઊઠ્યું હતું.

રાત હતી ને રસિયા હતા. સ્થળ હતું ને સહવાસ હતો; પણ એ યુગલ ચક્રવાક ને ચક્રવાકીનું હતું. મોડી રાત સુધી મીઠી મીઠી વાતો કરીને સાર્થવાહ ઊભો થયો ત્યારે રાત ઘણી વીતી ગઈ હતી.

"આ બે પીઠિકાઓ વચ્ચેનું અંતર જાણે યોજનોનું અંતર ભાસ્યું છે." વિદાય આપતી દેવદત્તાએ વ્યંગ કર્યો.

"પરિચય વધતો જશે, એમ એ અંતર પણ એક દહાડો ઓછું થઈ જશે." હસતો હસતો સાર્થવાહ આવાસની બહાર નીકળી છેલ્લી રાતના અંધારામાં અદ્રશ્ય થઈ ગયો.

થોડીવારે તારાના ઝાંખા પ્રકાશમાં એક નૌકા વૈભારની ગિરિ-માળા તરફ જતી જોવાતી હતી.

## રાજવાર્તા

[ ૭ ]

આથમતી રાતના ઝાંખા પ્રકાશમાં વૈભારપર્વતની શિખરમાળ તરફ સરી ગયેલી નૌકા, એ પછી કેટલાય મહિનાઓ સુધી અવારનવાર એવા જ અસૂરા ટાણે આવતી અને જતી જોવાતી. એમાંથી પેલો રંગીલો પરદેશી, અજબ સ્વભાવનો સાર્થવાહ લપાતો–છુપાતો દેવદત્તાના આવાસે આવતો અને જતો.

આ આગમન અને પ્રત્યાગમનના સાક્ષીભૂત આકાશના તારકો અને સાગરના જળદેવતા–આ બે સિવાય કાળા માથાનાં માનવીઓ ઓછાં હતાં. નાનીશી હોડીનો નાવિક પણ આ સાર્થવાહ વિષે કંઈ શંકા ધરાવતો થયો હતો, છતાં હિરણ્યના લોભે એની જબાન બંધ રહેતી. એ જોતો હતો કે ગંગાના તોફાની તરંગો પર કદી કદી નૌકા કાગળની હોડી જેમ ધ્રૂજી ઊઠતી: ત્યારે પણ આ સાર્થવાહ જરા ય ગભરાતો નહિ. વેપારીવર્ગમાં આટલી નિર્ભયતા એણે જીવનમાં પ્રથમવાર નીરખી હતી, અને આટલો વૈભવશીલ જીવ વૈભારગિરિના કઠોર પ્રદેશમાં વસવા જાય એ એનો નવો અનુભવ હતો.

આવી અનેક શંકાઓ દેવદત્તાને, એની કુશળ દાસીને પણ ઘણી વાર થતી, છતાં યુવાનનું વ્યક્તિત્વ જ એવું હતું કે એને નીરખતાં એવા

પ્રશ્નો આપોઆપ સ્મરણમાંથી સરી જાય. દેવદત્તાના રસમંદિરે અનેક રસિયાઓ આવી ગયા હતા, એના ઉદ્યાનના સુંદર ફૂલો પર જેટલા ભમરા બેસવા આવતાઃ એનાથી વધુ ભોગી ભ્રમરો એની ચારે બાજુ વિંટળાયેલા રહેતા. પણ એ ભ્રમરોનું નસીબ બગીચાના ભ્રમરો કરતાં હીણું હતું. તેઓને એકાંત ભાગ્યે જ મળતું. વાતચીતનો પ્રસંગ દુષ્કર બનતો, અને શ્વાસથી શ્વાસ ભેટે એટલા નજીક બેસી મધુ-પાનનો પ્રસંગ જવલ્લે જ સાંપડતો. દેવદત્તા સંસારનાં સૂત્રોની પંડિતા હતી. કામશાસ્ત્રની વેત્તા હતી. માનવસ્વભાવથી સુપરિચિત હતી. એ જાણતી હતી કે મનોવાંછિતની પ્રાપ્તિ કરતાં એની પ્રતિક્ષા અત્યંત સુરમ્ય, મીઠા દર્દથી ભરપૂર અને સંપૂર્ણ સ્વપ્નોથી રસેલી હોય છે, માનવીને એ વશવર્તી રાખે છે. પ્રાપ્તિ પછીની ક્ષણો તો કંટાળા ભરેલી, આશાભંગની અને સુવર્ણ સ્વપ્નનાં ખંડેરોની હોય છે. પ્રતિક્ષાના કલ્પનાજીવી રાજ્યમાં માનવી પાસે ને પાસે આળોટવા ઇચ્છે છે. પ્રાપ્તિ પછીનો માનવી ઠંડો, હતાશ ને નીરસ બને છે, એ દૂર દૂર જવા મથે છે.

દેવદત્તા પોતાના ભોગી ભ્રમરો પર માનસશાસ્ત્રનો આ નિયમ અજમાવતી, અને એ જ કારણે એના ભ્રમરો ખૂબ હતા ને એનાં વખાણ ખૂબ થતાં. પણ સાર્થવાહ સાથેના પ્રસંગમાં દેવદત્તાની યુક્તિ દેવદત્તા ઉપર જ અજમાવાઇ.

દિવસોના દિવસોથી સાર્થવાહ આવતો હતો, પણ જાણે અનંગના રંગમાં તો સાવ અબૂધ! વાતો સુંદર સુંદર કરે, પણ જાણે સ્વસ્થતાનો અવતાર! વિહ્વલતા, ઉન્માદ કે ધ્રુજારી સહેજ સરખી પણ જોવા ન મળે!

પ્રતિક્ષાના આ દિવસો વીતતા ચાલ્યા ને જાણે અજાણે દેવદત્તા અદ્રશ્ય સ્નેહપાશથી બંધાતી ચાલી. દેવદત્તા સામાન્ય કુંભદાસી કે

વેશ્યા ન હતી, મગધની જાણીતી ગણિકા હતી. અને એ કાળના જીવનમાં ગણિકાનું રાજકીય, સામાજિક ને ધાર્મિક મહત્ત્વ મોટું હતું. ગણિકા સમાજજીવનની શિક્ષિકા હતી અને એની શાળામાં અનેક કન્યાઓ ને રાજકુમારિકાઓ નવજીવનના પાઠ લેવા, નૃત્ય, ને સંગીત શિખવા આવતી. રાજાઓના અંતઃપુરમાં એનો પ્રવેશ નિષિદ્ધ નહતો. દેશ, ગામ ને કુળમાં ઘટતા ઘટનાપ્રવાહો એનાથી સદા ગમ્ય રહેતા.

આવી પંડિતા દેવદત્તા પણ સાર્થવાહના નયનોના ઇશારે નૃત્ય કરવા લાગતી. એનો સહેજ પણ સ્પર્શ એને સ્વર્ગભુવનનાં સુખોની યાદ આપતો. આવું, સ્ફટિક શું પારદર્શી પૌરુષ એણે જોયું નહોતું. એના યૌવન પર નિષ્કલંક કૌમાર્યની આભા હતી. એની આંખોમાં સ્ત્રીને વશ કરે એવું તેજ હતું, પણ સ્ત્રીથી ઝંખવાય એવી પ્રભા નહોતી.

અનેક ઉજળી દૂધ જેવી રાતોમાંની એક રાતે, એ જલકુંડના જ કાંઠે, ચક્રવાક ને ચક્રવાકીના યુગલ જેવાં આ બન્ને બેઠાં હતાં. ચાંદીનાં અને સુવર્ણનાં પાત્રો વિધવિધ જાતનાં અશન, પાન, ખાદિમ ને સ્વાદિમથી ભરેલાં હતાં. સાર્થવાહને મધુમેરેય (દારૂ) ની અત્યંત ઘૃણા હતી, અને એ વાતની દેવદત્તાને જાણ થયા પછી એણે કેવલ રાજઅતિથિ સિવાય મધુમેરેય પિરસવાની બંધી કરી હતી. અને [1]પાલંગામાધુરના સુંદર [2]વારકો તૈયાર કરાવવામાં આવ્યા હતા. ચાંદીના પાત્રમાં તૈયાર કરેલ પાલંગામાધુર આપતા આપતાં દેવદત્તા બોલી:

" ભલા સાર્થવાહ, તમારો વ્યાપાર પરિપૂર્ણ થયો કે નહિ? કેટલું દ્રવ્ય લાભમાં મેળવ્યું ?"

---

૧ શલ્લક ઝાડના ગુંદરમાંથી બનાવેલું પીણું.

૨ ગાડવા

"દેવદત્તા, દ્રવ્યલાભ તો ઘણો થયો છે, પણ જે આવી રીતે દ્રવ્ય વેડફે એની પાસે શું બચે? પણ વારુ, દેવદત્તા, હવે મારા કાર્યથી નિવૃત્ત થયો છું. આ દેશ છોડી દૂર દૂર મારા દેશમાં ચાલ્યો જઇશ. ભલા, એ વખતે બધા પૂછશે કે, રાજગૃહી કેવી ને ત્યાં કોણ રાજ કરે છે, તો હું શું કહીશ! રાજકથાઓ તો અત્યંત રસપૂર્ણ હોય છે કાં?"

"અવશ્ય! એમાં ય અંતઃપુરની વાતો તો વિશેષ!"

"હું એવી વાતો સાંભળવાનો અધિકારી બની શકું કે?"

"અવશ્ય, વહાલા સાર્થવાહ, રાજગૃહની, રાજગૃહના રાજવીઓની અને એના અંતઃપુરની બધી ઘટનાઓ મને હસ્તામલકવત[1] પ્રત્યક્ષ છે. તમે એ સાંભળવાને અધિકારી છો. સાંભળીને સુખ પામશો. હું તમને ગુપ્ત ને પ્રગટ બધી ઘટનાઓ કહીશ. તમારા દેશને વિષે તેમાંથી યોગ્ય ભાગ કહી સંભળાવજો!"

"દેવદત્તા, હું ખરેખર તારો સહવાસ પામીને ધન્ય થયો છું. મારો દેશ પણ મને તારા વિના સૂનો લાગશે. સુંદર મગધ ખરેખર દેવદત્તાથી જ સુંદર છે."

"સાર્થવાહ, હવે શાંતિથી સાંભળો! આ અલબેલી નગરીના વસાવનાર રાજા બિંબિસારના પિતાનું નામ પ્રસેનજિત, પ્રસેનજિત એ કાશીના રાજા શિશુનાગની પાંચમી પેઢીનું સંતાન. શિશુનાગનો વંશ ખૂબ જ બળવાન. સહુએ પોતપોતાનાં નગર વસાવ્યાં ને આબાદ કર્યાં. પ્રસેનજિતે ગિરિવ્રજ વસાવેલું. ગિરિવ્રજની તેજસ્વી કળા આજે આથમતી છે, રાજગૃહી પાટનગર બનતાં એના સામું કોઈ જોતું નથી. પણ એ કાળે એ અલબેલી નગરી હતી, અને એવો અલબેલો પ્રસેનજિત રાજા હતો.

---

૧ હાથમાં રહેલા આમળાના ફળ જેટલી સ્પષ્ટ

"દેશદેશથી એણે સુંદરીઓ પરણી લાવી પોતાના અંતઃપુરમાં વસાવી હતી. એના વિશાળ અંતઃપુરમાં ઊડતાં પતંગિયાં જેવી ચંચળ સિંહલની સુંદરીઓ હતી, કાળાં ભમ્મર ઝુલ્ફાંવાળી પારસની પત્નીઓ હતી. ભૂરી આંખોવાળી દ્રમિલ સુંદરી અને ચંદન જેવા શીતળ સ્પર્શવાળી મલયની માનુનીઓ પણ હતી. નાના નાજુક અવયવોવાળી, ચિત્રલેખા શી કેકય દેશની કામિની અને હાસ્યના ફુવારા ઊડાડતી, રકતોષ્ઠવાળી સૌરાષ્ટ્ર સુંદરી વસાવી હતી. કુરુ, કુશાવર્ત ને કલિંગ, વિદેહ, વત્સ ને ચેદી દેશની રૂપસુંદરીઓથી અંતઃપુર ભરી નાખ્યું હતું." દેવદત્તા દેશદેશના પરિચયનું પાંડિત્ય દર્શાવતી હતી.

"આટઆટલી રાણીઓમાંથી રાજા નવરો ક્યાંથી પડતો હશે! દેવદત્તા, સ્ત્રીઓની આટલી મોહિની!"

"જુવાન સાર્થપતિ, હજી તમને કોઈ સાચી સ્ત્રી નથી મળી. સ્ત્રીથી પુરુષ, પુરુષથી સ્ત્રી; જો સદા વાધતું યૌવન હોય તો પરસ્પરની મોહિની સદા વધતી જ રહે છે."

"દેવદત્તા, રાજકથા આગળ ચલાવ!" વિષયાંતર થતો જોઈ સાર્થવાહે વચ્ચે જ વાતને કાપી નાખી.

"સાર્થવાહ, આટઆટલી રાણીઓ પણ વીર, ધીર ને વિચક્ષણ રાજા પ્રસેનજિતને જાણે સંતોષ ન આપી શકી. વૃદ્ધાવસ્થાને કિનારે બેઠેલા એ વૃદ્ધ રાજવીને મૃગયાની મોજ માણતાં માણતાં એક ઉન્મત્ત યૌવના ભીલસુંદરી દૃષ્ટિપથમાં આવી. અને આવતા સાથે રાજા એના રૂપનો શિકાર થઈ ગયો. એક રાત એ ભીલસુંદરીના ઝૂંપડામાં રહ્યો ને પ્રેમની ઝંખના લેતો આવ્યો. ભર્યું ભાદર્યું અંતઃપુર અને સો સો પુત્રો છતાં ય એનું દિલ ઉદાસીન બની ગયું.

"આ વાત બહાર આવી. પટરાણી ધારિણીના પુત્ર બિંબિસારને

આ વાતની જાણ થઈ. પિતૃસેવા એ તો પુત્રનો પરમ ધર્મ લેખાય! આ ધર્મનો જાણકાર યુવરાજ બિમ્બિસાર ભીલ્લપતિની પલ્લીમાં ગયો."

"બિમ્બિસાર કોણ?" તદ્દન અજાણ્યો હોય તેમ સાર્થવાહે પ્રશ્ન કર્યો.

"રાજગૃહીના વસાવનાર, આજના રાજરાજેશ્વર મગધપતિ બિમ્બિસારને તમે નથી ઓળખતા! યુવાન, તમે તો એને નહીં જોયા હોય! જોવા જેવા છે, હો! કામદેવનો જીવંત અવતાર! છાતી સિંહની, બાહુ વજ્રના, મસ્તક ઐરાવત હસ્તીના ગંડસ્થળ જેવું. પણ એ વાત પછી. રાજા પ્રસેનજિતના સુખ માટે ભીલ્લપતિ પાસે જઇ તેમણે તિલકાની માગણી કરી. ભીલ્લપતિ ચતુર હતો, એ ય પલ્લીનો બેતાજ બાદશાહ હતો. એણે કહ્યું: "રાજગાદી તિલકાના પુત્રને મળે, એવું વચન આપો! મારી પુત્રીનું સંતાન તો અધિકાર માટે જ સર્જાયેલું છે." "જેવી પિતાજીની ઇચ્છા," આટલું કહી કુમાર બિમ્બિસાર પાછો ફર્યો. રાજાને તો તિલકાની સૌંદર્યભરી દેહયષ્ટિ મદનના તાપથી સળગાવી રહી હતી. એણે ભીલ્લપતિને વચન આપ્યું ને તિલકા સાથે પાણિગ્રહણ કર્યું.

"વર્ષો વીત્યાં. યુવરાજ બિમ્બિસાર યોગ્ય વયનો થયો. તિલકાને પણ પુત્ર જન્મ્યો. રાજા વૃદ્ધાવસ્થાને આરે હતો. સિંહાસનના ઝઘડા જાગ્યા, પણ તિલકાએ પોતાના જાજ્વલ્યમાન સૌંદર્યના આતાપથી વૃદ્ધ રાજાને પોતાના પક્ષમાં લીધો હતો. એક નજીવા બહાના હેઠળ બિમ્બિસારનું દિલ દુભવ્યું. સ્વમાનશીલ બિમ્બિસાર રિસાઈને ગૃહત્યાગ કરી ચાલી નીકળ્યો. પણ સિંહ અને સત્પુરુષો જ્યાં જાય ત્યાં પોતાનું પરાક્રમ દાખવી બધું પોતાને વશવર્તી બનાવે છે, એ રીતે ગોપાળ કુમારના નામથી દેશદેશ ભટકતો આ યુવરાજ બેનાતટનગરનો અતિથિ બન્યો. ભાગ્ય ઊજળાં હતાં, એટલે ત્યાંના સુપ્રસિદ્ધ શ્રેષ્ઠિરાજ

ઇંદ્રદત્તની આંખે ચડ્યો. એમના મોટા વ્યાપારનો ધણીધોરી બની બેઠો. નસીબ એટલેથી ન અટક્યું. સ્વરૂપમાં રતિ સમાન, શ્રેષ્ઠિપુત્રી સુનંદાના હૈયાનો હાર પણ બન્યો. અને સુખથી ભોગવિલાસ ભોગવતાં કેટલોય કાળ નિર્ગમન કર્યો:" દેવદત્તા પોતાના ધંધાના ખાસ શબ્દો ને અલંકારોનો વર્ણનમાં છૂટથી ઉપયોગ કરવા લાગી હતી.

"વાહ રે વીરપુરુષ ! જ્યાં જાય ત્યાં સ્ત્રી વગર તો એમને ચેન જ પડે નહિ ? સ્ત્રી જ જાણે એમના જીવનનું મુખ્ય અંગ !" યુવાન સાર્થવાહે વ્યંગ કર્યો.

"શાસ્ત્રમાં જ સ્ત્રીને અર્ધાંગ કહેલ છે. યુવાન સાર્થપતિ, એ અર્ધાંગ પાછળ તો તમે પણ કોક દહાડો ગાંડા થશો." દેવદત્તાએ વ્યંગનો સુંદર જવાબ વાળ્યો, અને સાર્થવાહના પડખામાં દબાવા પાસે જવા સરી.

"રાત પૂરી થઈ જશે ને વાત અધૂરી રહી જશે. એને રાજગાદી કેમ મળી તે તો કહે!" સાર્થવાહને વાર્તાની અત્યંત જિજ્ઞાસા હતી. એને વ્યાક્ષેપ જરાપણ રુચતો નહોતો.

"ભાગ્યવાનના નસીબમાંથી ગમે તેમ કરો તો ય લક્ષ્મી ખસતી નથી." દેવદત્તાના અવાજમાં સાર્થવાહ તરફ ઇશારો હતો. એણે નયનનૃત્ય કરતાં વાત આગળ ચલાવી. "એક દહાડો વૃદ્ધ પિતા નવ્વાણું નવ્વાણું પુત્રોથી પણ અસંતુષ્ટ બન્યો. એને વિદેશ ગયેલ પુત્ર યાદ આવ્યો, પણ રાજદૂતો એની કશી ભાળ ન લાવી શક્યા. આ ચિંતામાં ને ચિંતામાં પિતા બિછાને પડ્યો. મૃત્યુની ઘડીઓ ગણાવા લાગી. અચાનક કોઈએ સમાચાર આપ્યા. સમાચાર આપનારે યુવરાજ જેવો કોઈ યુવાન દૂર દરિયાકાંઠે નીરખ્યો હતો. પિતાથી તો જવાય એવું નહોતું: એટલે યુક્તિ કરી: સંકેતથી ભરેલો એક પત્ર લખ્યો ને તેમાં જણાવ્યું:

"કુકર કહેતાં કોપે ચડિયો, ઘર ઘરજમાઈ થાય;
હૈયે હઈયાળી કો કહે, કવણ ભલો બિંહુ માંય.
મોર ભણે અમ્હ પિંછડાં, મેં મેલિયાં વનેહિ;
અજિય અગાસઉ નેહ વિણુ, તે સિરિ રાય વહેઈ."

"અને કુમારને પત્ર મળ્યો કે એનાથી ન રહેવાયું. એણે પણ ઉત્તર વાળ્યો.

"જિણે અવસરે જોઈએ, સ્વામી તણો પસાઉ;
તિણે નીચ ઉતારણો, કિમ સેવીજે રાઉ.
ઘર જમાઈ ઘર સુણહ, તે કુણ હુંશ ધરંતી;
પણ અપમાન્યા છોરડા, ન રહે દૂર ફરંતી.
જાતે એક જ પિંછડે, મોર દોહિલે કાંઈ;
તેહ નવાણું પીંછડાં, ભરી પૂરી રહી આઈ.":*

"બાપે દીકરાનું દિલ પારખ્યું. ખૂબ ખૂબ પ્રેમ કરીને એને બોલાવ્યો ને રાજગાદી સોંપી. બધા જોઈ રહ્યા. જેમનાથી ન જોવાયું તે થોડા હાથપગ પછાડી ડાહ્યા થઈ ગયા."

"અને પેલી બાપડી સુનંદાને રઝળતી મેલીને! જોયુંને, આનું નામ પરદેશીની પ્રીત! કરી તોય શું ને ન કરી તો ય શું!" સાર્થવાહે વચ્ચે પ્રસંગ જોઈ દ્વિઅર્થી વાક્ય કહ્યું, અને ધીરેધીરે નજીક સરી આવતી દેવદત્તાથી દૂર ખસી ગયો.

ચતુર દેવદત્તા વ્યંગ સમજી ગઈ. એણે કહ્યું: "પ્રીત કરી એટલે તો નિભાવવામાં જ શોભા! સુનંદા સતી સાધ્વી સ્ત્રી હતી. રસિયો પ્રીતમ ગોપાલ પણ કેવલ રસભોગી ન હતો. મધુ ચુસીને અલોપ થનાર નગુરો ન હતો. બિમ્બિસાર ગાદીએ બેસવા પાછો ફર્યો ત્યારે

---

* પ્રાચીન રાસસંગ્રહ.

સુનંદા ગર્ભવતી હતી. એણે પાછળ એક સુંદર સંતાનનો જન્મ આપ્યો. દિવસો ગયા ને સુનંદાને ભર્યુંભાદર્યું પિતૃગૃહ પણ ભારે લાગવા માંડ્યું. એ પુત્રને લઈ આ તરફ આવી."

"વાહરે પ્રીત! દીકરો નબાપો બન્યો ને માને આખરે ભિખારણ બનવું પડ્યું!"

"કોણ ભિખારણ! સાર્થવાહ, દેવદત્તાના આવાસમાં છો, એટલે નિશ્ચિંત રહેજો: બાકી મગધમાં, રાજગૃહીમાં, અરે, કોઈ વન-જંગલમાં પણ આ શબ્દો ઉચ્ચારશો મા! એ માતા અને પુત્ર એટલે કોણ? જાણો છો? માતા એટલે મહારાજા બિમ્બિસારના અંતઃપુરનાં અધિરાજ્ઞી અને પુત્ર એટલે?" વાત કરતાં કરતાં જાણે દેવદત્તા નમ્ર થઈ ગઈ. એનાં ચંચળ નયનો શાન્ત થઈ ગયાં. એ નામમાં જ કોઈ જાદુ હોય તેમ એ થોડીવાર શાંત રહી ને પછી બોલી:

"એ પુત્ર એટલે! રોજ પ્રભાતકાળે જેનું પુણ્યનામ સ્મરવા યોગ્ય છે, એ પુરુષ! સુંદરતાનો અવતાર! શૌર્યની છબી! ડહાપણનો ભંડાર! કામવિજેતા શિવનું બીજું સ્વરૂપ. ન્યાય, નીતિ ને સત્યનો જાણે સાક્ષાત્કાર!"

"કોઈ રસિયો વાલમ લાગે છે. એનું નામ કહેને! તારા શબ્દોના અલંકારો ઓછા કર! એ મને—મારી સ્મૃતિ અને શ્રવણપટને નિરર્થક થાક ચડાવે છે."

"એમનું નામ અભયકુમાર! મગધના એક માત્ર સર્વ સત્તાધીશ મહામાત્ય! મહારાજ બિંબિસારના મુખ્ય મંત્રી! પિતાના સમગ્ર રાજની, તેને આધીન બીજાં રાષ્ટ્રોના ખજાનાની, અન્નભંડારની, સેનાની, વાહનોની, પ્રત્યેક નગર તથા ગ્રામની એ વ્યવસ્થા કરે છે.* બલ, વીર્ય, પરાક્રમ, પુરુષાર્થ ને વિવેકની એ મૂર્તિ છે.

* નાયાધમ્મકહા

અભયકુમાર એટલે બધું જ. એ શું છે ને શું નથી, એની જ કોઇ ચર્ચા કરી શકે તેમ નથી. અંતઃપુરની પણ એ જ સંભાળ રાખે છે."

"વાહરે વીર–ધીર! અંતઃપુરની સાચવણીનું સુંદર કામ સંભાળ્યું." સાર્થવાહના આ શબ્દોમાં ઇર્ષા હતી. પોતાની જાતના અપમાનનો ટંકાર હતો.

"ચૂપ રહે સાર્થવાહ! મગધમાં રહીને મહામાત્ય અભયકુમાર માટે એક શબ્દ પણ બોલીશ મા! એ શક્તિના સર્વસ્વરૂપની બુદ્ધિ પાસે કંઈ અશક્ય નથી. તું જાણતો નહિ હોય કે એકવાર પોતાની વિમાતા ધારિણીનો દોહદ પૂરવા એણે પુર વસંતમાં વૈભારપર્વત પર મુશળધાર વરસાદ વરસાવ્યો હતો. અસ્તુ. આપણી વાર્તા આગળ ચલાવીએ. રાજરાજેશ્વર બિમ્બિસારે સિંહાસન સ્વીકારી મગધની સત્તાને ખૂબ જ વધારી દીધી. એણે યુદ્ધો ઓછાં ખેલ્યાં પણ વિશાળ પ્રદેશ પર કબજો કર્યો. દિવસો વીતતા ચાલ્યા એમ મગધ સમૃદ્ધ થતો ચાલ્યો.

"અને આજે રાજગૃહી એટલે આર્યાવર્તના મહાન સામ્રાજ્ય મગધની રાજધાની. મગધની ભૂમિ, મગધનો નાથ અને મગધની પ્રજા તો કોઈ બડભાગી પ્રજા છે." દેવદત્તાના શબ્દોમાં માતૃભૂમિનું અભિમાન ગાજતું હતું. ગણિકાના દિલમાં ય ધરતીમાતાની મમતા જાણે ઉત્સાહ પૂરતી હતી.

"ભારતવર્ષની ત્રણ ત્રણ પ્રચંડ ધર્મ સંસ્કૃતિઓનાં અમી આજ એને આંગણે વહે જાય છે. વૈદિક, બૌદ્ધ ને જૈન: એમ ત્રણ ત્રણ સંસ્કૃતિ માર્ગોનો ત્રિભેટો મગધમાં રચાયો છે. ત્રણ ત્રણ ધર્મતત્ત્વોના પ્રચંડ નદ આજ પુણ્યશાળી પ્રદેશમાં ત્રિવેણીસંગમ પામી રહ્યા છે.

"પ્રથમ વૈદિક સંસ્કૃતિનો પ્રકાશ વર્ષો સુધી આ પ્રદેશ પર પથરાઈ રહ્યો હતો. બ્રાહ્મણ, યજ્ઞયાગ ને વેદશાસ્ત્રની પૂજા સર્વત્ર ચાલતી હતી. કાળ વીત્યો અને એ પૂજાનો અતિરેક થયો. નિર્દોષ યજ્ઞયાગને

બદલે અશ્વમેધ, ગોમેધ અને નરમેધ જેવા હિંસક યજ્ઞોએ પોતાનું સ્થાન જમાવ્યું. સોમરસના બદલે ઉત્તેજક પીણાંઓએ ઘર ઘાલ્યું. સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ મનાયેલ બ્રાહ્મણે પોતાનું હણાતું બ્રાહ્મણપદ અખંડ રાખવા જાતિવ્યવસ્થાનાં ચોકઠા જડબેસલાખ કર્યાં. શૂદ્રોનું સ્થાન હીણું થયું. સ્ત્રીઓનું સ્થાન પણ એવું જ બન્યું. અમ જેવાનો તો કોઈ ઉદ્ધારક જ નહોતો." દેવદત્તા થોડીવાર થોભી અને પુઃન બોલવા લાગી.

"આ ભારે બનતી જતી સંસ્કૃતિ ઉપર બૌદ્ધ સંસ્કૃતિ પોતાની પાંખો ફફડાવતી આવી બેઠી. બૌદ્ધ સંસ્કૃતિના પરમ પ્રચારક મહાત્મા બુદ્ધ! મગધ અને કોશલ વચ્ચે આવેલ કપિલવસ્તુના ક્ષત્રિય રાજા શુદ્ધોદનના તે પુત્ર થાય. એક દહાડો જગતમાં વ્યાપી રહેલી આ ભયંકર હિંસા નીરખી, માનવજીવન પર તોળાઈ રહેલ જન્મ, જરા ને મૃત્યુનાં દુઃખ પેખીઃ એ દૂર કરવાની પ્રતિજ્ઞા કરી, પુત્ર અને પત્નીનો ત્યાગ કરી એક પારધિનાં વસ્ત્ર પહેરી, એની છરીથી કેશ કાપી મહાભિનિષ્ક્રમણ કર્યું. અને અહિંસક યજ્ઞયાગનો એમનો ઉપદેશ પ્રથમ રાજગૃહીને જ સર્જ્યો. એ પછી તો એ છ વર્ષ તપ તપ્યા, પણ તેમાં કેવળ ઇંદ્રિયવિજય મેળવ્યો. જે જ્ઞાનની તેમને જરૂર હતી, તે ન લાધ્યું. આખરે એમને લાગ્યું કે ભૂખથી મર્યે મુક્તિ નહિ મળેઃ એટલે મધ્યમ માર્ગ સ્વીકાર્યો. મધ્યમ માર્ગ એટલે ન શરીરને તપજપથી બહુ કષ્ટ દેવું કે ન તેને અત્યંત સુખશીલિયું બનાવવું."

"દેવદત્તા, તું કર્મ અને ધર્મ બંનેની પંડિતા છે!"

"મહાત્મા બુદ્ધના આ ઉપદેશ ઉપર શ્રમણસંસ્કૃતિ ગરુડરાજશી પાંખો પ્રસારતી આવી ઊભી. આ સંસ્કૃતિ વૈદિક સંસ્કૃતિના જેટલી જ પ્રાચીન હતી, પણ એમાં દેશ–કાલને અનુસરી નવ ક્રાંતિ આણવામાં આવી હતી. એણે શૂદ્રોને અપનાવ્યાં. દુઃખિયાંને છાતીસરસાં ચાંપ્યાં. આ ક્રાન્તિના આણનાર ક્ષત્રિયકુંડના મહાન લિચ્છવી વંશના કાસ્યપ ગોત્રીય, જ્ઞાતકુળધારક રાજા સિદ્ધાર્થના ત્યાં જન્મનાર..."

"દેવદત્તા! બસ થોભી જા! માનવીના ધર્મની બાબતમાં ચર્ચા કરવી, એનો ન્યાય તોળવો અત્યંત દુષ્કર છે. તું રાજવાર્તાનો કોઈ સુંદર પ્રસંગ બાકી હોય તો સંભળાય!"

"સાર્થવાહ, તારી સુંદરતા ને અસુંદરતાની વ્યાખ્યા અજબ છે—સમજી શકવી મુશ્કેલ છે. પણ તારા મનને રાજી કરવા જ મેં આટલી રાત અને આટલી વાણી ખર્ચી છે. અસ્તુ, હા...એક તાજો જ સુંદર પ્રસંગ છે. એ ગુપ્ત છે. મગધનાં ઓછાં માનવીઓએ જાણે છે. એ જાણનારનું મસ્તક પણ સલામત રહે કે નહિ તે પણ પ્રશ્ન છે."

"એવી એકાદ વાતને ખાતર મગધની મહા મનોહારિણી દેવદત્તાનું સુંદર મસ્તક હોડમાં મૂકવાની જરૂર નથી." સાર્થવાહે લાગણીભર્યા શબ્દો કહ્યા.

"રે પ્રિય! તારા માટે શું શું ન કરું! તારામાં લોભાવે તેવું પુરુષત્વનું અવર્ણનીય આકર્ષણ છે. ગમે એવી સ્વમાનશીલ સ્ત્રી પણ તારા હાથમાં રમવા ઇચ્છે એવી નિખાલસતા તારામાં સભર ભરી છે. દેવદત્તાએ હજારોને રમાડ્યા છે, પણ એના જીવનના ઇતિહાસમાં એક સાર્થવાહ જ એને હાથતાળી આપી ગયો છે. ચક્રવાક ને ચક્રવાકી જેવો આપણો યોગ મારો નવો જ અનુભવ છે. દેવદત્તાએ તને ઘણું ઘણું કહ્યું છે. આટલું વધું કહેવામાં થોડું જોખમ હોય તો ભલે હોય. એ જોખમ વેઠવા તૈયાર છું."

"દેવદત્તા, તારો પ્રેમ અગાધ છે."

"પ્રેમને સ્વયંભૂ બનાવવાની તારી શક્તિ અજોડ છે. સાર્થવાહ! તારા દેશમાં ય તારી પ્યારી દેવદત્તાને કદી ભૂલીશ મા! તું તારા દેશ તરફ જઈશ, હું પણ મગધના મહારાજના કામે બહારગામ ચાલી જઈશ. તું તારે દેશ પહોંચીશ ત્યારે તો મારી ગુપ્ત વાર્તાનું પરિણામ આવી જશે, એટલે એને પ્રગટ કરવામાં કિંચિત પણ દોષ નથી.

માટે સાંભળ!" દેવદત્તા વહાલમાં સાર્થવાહને હવે એકવચનથી સંબોધી રહી હતી.

"વૈશાલિપતિ મહારાજ ચેટકનું નામ તો સાંભળ્યું હશે. કર્મવીર ને રણધીર આ મહારાજ આજે ધર્મવીરપદને પામ્યા છે. શ્રમણ ભગવંત પ્રભુ મહાવીરના એ પરમ ભક્ત છે."

"હં..." પ્રભુ મહાવીરનું નામ જાણે અશ્રવણને યોગ્ય હોય તેમ કાન પર હાથ મૂકતાં તેણે લાંબો નિસાસો નાખ્યો. દેવદત્તા ગુપ્ત વાર્તાના કહેવાના શ્રમમાં લીન હતી.

"મહારાજ ચેટકને સૂર્યનાં સપ્તકિરણ જેવી જુદી જુદી કાંતિ ને વર્ણરૂપવાળી સાત પુત્રીઓ છે. એકને જુઓ ને એકને વિસરો! મહારાજ ચેટકે દેશદેશથી પંડિતો, વિદ્વાનો, વાદવેત્તાઓ અને અનગારોને તેડાવી સર્વેને વ્યવહાર અને ધર્મશાસ્ત્રમાં નિપુણ બનાવી છે. રાજકુમારોને દુર્લભ એવું શિક્ષણ સર્વેને આપવામાં આવ્યું છે. સાર્થવાહ, મગધનાં રાજકુટુમ્બોમાં સંસ્કારના હિસાબે મહારાજ ચેટક સર્વોપરિ છે. અરે, આટઆટલી કેળવણી આપ્યા પછી પુત્રીઓના વિવાહાદિ કાર્યથી પોતે અલિપ્ત રહ્યા છે. કેળવણી—સુસંસ્કાર આપવા પિતાની ફરજ, નવું કુળ કે નવો સંસાર શોધી લેવો એ વિદુષી પુત્રીઓની ફરજ! ક્યાં આજના રાજાઓ અને ક્યાં મહારાજ ચેટક! આજના રાજાઓ તો પુત્રીઓને રાજરાજ વચ્ચે સંબંધ વધારવાનું સાધન માત્ર સમજે છે, અને વ્યસની, દુઃશીલ, કામી—ગમે તેવા રાજવીને પોતાની પુત્રી આપી દેતાં લેશ માત્ર સંકોચ ખાતા નથી. પણ આ બધો પ્રતાપ કોનો? જાણો છો?"

"ના!"

"દીર્ઘ તપસ્વી નિગ્ગંઠ જ્ઞાતપુત્રનો! એમનો પ્રભાવ અપૂર્વ છે. જે રાજકુટુમ્બ પર એમની છાયા પડી એનો ઉદ્ધાર થઈ જાય છે."

"જબરો જાદુગર!"

"હા, હા. અસલ જાણે જાદુગર! મોં જોતાં જ પાપથી ભયભીત બની જઈએ."

"દેવદત્તા, તારી વાચાળતા અજબ છે. આડી અવળી વાતોમાં કેટલી રાત વીતી ગઈ, એ તો જો! હું આવ્યો ત્યારે તો આકાશમાં હરણાં ક્ષિતિજ લગભગ હતાં; અને અત્યારે તો જો! અગસ્ત્યનો તારો ઊગીને આથમી ગયો છે. પેલો વ્યાધ પણ અસ્ત પામ્યો, સ્વાતિ અને ચિત્રા કેવાં ચમકી રહ્યાં છે. મધરાત થઇ ગઈ."

"આકાશ પરથી સમય પારખવામાં કુશળ લાગો છો!" દેવદત્તાએ ગગનમંડળના તારાગ્રહો વિષેનું સાર્થવાહનું નૈપુણ્ય જોઈ કહ્યું.

"માણસનાં નેત્રો પરથી મન પારખવામાં જેમ તમે કુશળ છો તેમ. સહુ સહુનો ધંધો! સાર્થ લઇને જતાં અરણ્ય, કંદરા ને વનરાજિઓમાં આકાશ જ અમારું સાથીદાર હોય છે. પણ દેવદત્તા, હવે તારી વાત પૂરી કર! મહારાજ ચેટકની સાત પુત્રીઓ બહુ વિદુષી છે. કળાભંડાર છે, પછી આગળ ચલાવ..."

"એ સાત પુત્રીઓમાંથી પાંચ પુત્રીઓ તો સ્વયં ઇચ્છિત પતિને પામી છે. પ્રથમ પુત્રી પ્રભાવતી વીતભયનગરના રાજાને પરણી છે, બીજી પદ્માવતી ચંપાનગરીના દધિવાહનને, ત્રીજી મૃગાવતી કૌશંબીના શતાનિકને, ચોથી શિવા ઉજ્જયિનીના પ્રદ્યોતનને અને પાંચમી પુત્રી નિગ્ગંઠ જ્ઞાતપુત્રના* વડીલબંધુ અને કુંડગ્રામના અધિપતિ રાજા નંદિવર્ધનને પરણી છે, પાંચે મહાસતીઓ છે. છઠ્ઠી સુજ્યેષ્ઠા ને ચેલ્લણા કુમારી છે. શું બંનેની કાંતિ! એક તાપસી હમણાં સુજ્યેષ્ઠાની છબી લાવેલી."

* બૌદ્ધો પ્રભુ મહાવીરને આ નામે ઓળખતા.

"તાપસ લોકોએ આ ધંધો કયારથી શરૂ કર્યો ?"

"યુવાન, વાતનાં મૂળ ઊંડાં છે. આ તો ધર્મકલહનું પરિણામ છે. છબી લાવનાર તાપસી એકવાર રાજા ચેટકના રાજમહાલયમાં ગયેલી. વાતવાતમાં આ બે રાજકુમારિકાઓ સાથે શૌચમૂલક ધર્મ મોટો કે વિનયમૂળ ધર્મ મોટો, વિષે વાદવિવાદ ચાલ્યો. રાજકુમારિકાઓએ વિનયમૂળ ધર્મ મહાન સિદ્ધ કરી બિચારી તાપસીને નિરુત્તર કરી. રાજમહેલનાં બીજાં કેટલાંક જનોએ આથી તેની મશ્કરી કરી. પરાભવ પામેલી તાપસી એમનો ધર્મમદ દૂર કરવા અન્ય ધર્મી સાથે તેમને પરણાવવા સુજ્યેષ્ઠાની સુંદર છબી ચીતરી અત્રે આવી. મહારાજ બિંબિસાર તો એ છબી જોતાં જ મુગ્ધ થઈ ગયા."

"બાપ એવા બેટા! રાજા પ્રસેનજિત ભીલકન્યા પાછળ મુગ્ધ થયા, ને એમના પુત્ર ચિત્રકન્યા પાછળ! અભિમાની રાજપદ જ એવું છે."

"સાર્થવાહ, નાની નાની વાતમાં ઉશ્કેરાઈ ન જા! માનવ સ્વભાવ જ એવો છે, પછી કોણ રાય ને કોણ રંક! મહારાજ બિંબિસારે સુજ્યેષ્ઠા માટે દૂત મોકલીને માગણી કરી. રાજા ચેટકે કહ્યું: "વાહીકુળમાં ઉત્પન્ન થયેલા હૈહેયવંશની કન્યા સાથે ન પરણી શકે. આ લગ્ન અયોગ્ય છે.' મહારાજ બિંબિસાર આથી અત્યંત ક્રોધાન્વિત થયા, પણ રાજા ચેટકને છંછેડવામાં સાર નહોતો. આખરે અભયકુમારે આ કામ હાથમાં લીધું. વણિકનો વેશ સજી વૈશાલિ ગયા ને સુજ્યેષ્ઠા પાસે મહારાજ બિંબિસારનું રૂપ, ગુણ સુંદર રીતે વર્ણવી સુજ્યેષ્ઠાને મોહિત કરી."

"ધન્ય છે તમારા મહામાત્યને! બુદ્ધિનો ભંડાર ઠીક પ્રસંગે વાપરતા જણાય છે."

"એ બુદ્ધિના ભંડારનો તાગ લેવો મારા-તારાથી મુશ્કેલ છે.

સાર્થવાહ, આ પ્રકરણમાં તો એમની ઊંડી કુનેહ છે, મહામાત્ય અભય પોતે શ્રમણોપાસક છે. તેઓ સમજે છે, કે આવું એકાદ કન્યારત્ન રાજગૃહીના અંતઃપુરમાં વસે તો ઘણું પરિવર્તન થઈ શકે, સંસ્કારની સુંદર સરિતા વહી નીકળે. સાર્થવાહ, ટૂંકી વાત હવે એટલી છે, કે થોડા દિવસમાં હું વૈશાલિ જઈશ, અભયકુમાર પણ ત્યાં આવશે, ચૂનંદુ સૈન્ય પણ ત્યાં હાજર રહેશે, ને તૈયાર થઈ રહેલ સુરંગ વાટે મહારાજ બિમ્બિસાર સુજ્યેષ્ઠાને ઉપાડી લાવશે."

"સુંદર કાર્યમાં નિયુક્ત થઈ છે, દેવદત્તા! વારુ હવે હું વિદાય લઉં. રાત છેક થોડી રહી ગઈ છે. તેં મને સુંદર રાજવાર્તા કહી. એ કોઈપણ કથાવાર્તા જેવી સુંદર છે. તારો આભાર માનું તેટલો ઓછો છે."

વહેલો ઊગેલો ચંદ્ર હવે ક્ષિતિજ પર હતો, અને આ ચક્રવાક અને ચક્રવાકીની અન્તિમ મિલનરાત્રીઓમાંની એક રાત્રી પૂરી કરતો હતો. મોડી મોડી એક નૌકા ગંગાના પટ પરથી સડસડાટ વહી ગઈ.

# હજારમાં એક

## [ ૮ ]

ગંગાના હૈયા પરની નૌકાઓની આવજાવ અને દેવદત્તાના નૃત્યઝંકારની હેલીઓમાં, ગંગાના જ પ્રવાહથી થોડે દૂર, આંબાવાડિયાના એક છેડે વસતી મનુકુળની પરભૃતિકા–પેલી વિરૂપાને આપણે વર્ષોથી છેક જ વિસારી મૂકી.

વિસરાયેલી વિરૂપાનું આંગણું પણ આટઆટલે વર્ષે વિસરાયેલું જ રહ્યું હતું. એના સંસારમાં એ અને માતંગઃ એ સિવાય કોઇ નવીન વ્યક્તિ ઉમેરાઇ નહોતી. છતાં ન જાણે આ દંપતીનું રસજીવન નવું જ બનીને વહેતું હતું. ફેર માત્ર એટલો પડચો હતો, કે દિવસો જતાં માતંગ શ્રમણો પાસેથી કર્મનો મહિમા શીખી આવ્યો હતો, અને નમ્ર બન્યો હતો, એ પોતે જ ઘણીવાર કહેતો :

" અલી વીરુ, ભાગ્યમાં જ સંતાન ન લખ્યાં હોય તો પછી ક્યાંથી મળે ! એવો સંતાનમોહ શા કામનો ! "

" તો ગાંડા, ગામનાં છોકરાંને શા માટે રમાડે છે, હેત કરે છે, ને તારી વાડીઓમાંથી ફળફૂલ લાવી વહેંચે છે ! "

" એમ કરવામાં મારું મન ખૂબ રાજી થાય છે. અને જો તું નારાજ ન થાય તો કહું. મને તો ધનદત્ત શેઠનો પેલો મેતારજ ખૂબ

વહાલો લાગે છે. એની બોલી કેવી મીઠી છે, જાણે તું જ નાની બાળ થઈને બોલતી ન હોય."

"હવે ઘરડો થયો. જરા ડાહ્યો થા! સ્ત્રીમાં બહુ મન ન રાખીએ." વિરૂપાએ ટોણો માર્યો.

"એમાં શું થયું! શ્રમણો તો કહે છે, કે પરસ્ત્રી માત સમાન માનવી. પોતાની સ્ત્રી માટે તેઓ કંઇ કહેતા નથી. અને જો પોતાની સ્ત્રીમાં મન ન રાખીએ તો પછી આ પરણવાની માથાકૂટ શું કામ! સંસારની બધી સ્ત્રીઓ પુરુષો સામે જોઈને બેસે ને પુરુષો સ્ત્રીઓ સામે, કોઈ કોઈએ કોઈમાં મન પરોવવું જ નહિ એમજ ને!"

"તું તો મોટો પંડિત થઇ ગયો લાગે છે. મારે માથાકૂટ નથી કરવી. કાંઈ સારું જોયું, કોઈનું સારું સાંભળ્યું કે તને મારી યાદ આવે છે, પણ તેં શેઠાણીને જોયાં નથી! મેતારજ બરાબર તેમની આકૃતિ છે. આઠમે વર્ષે પાઠશાળાએ મોકલ્યો ને હવે તો અઢાર લિપિઓનો* અભ્યાસ આરંભ્યો છે. જુદાં જુદાં શાસ્ત્રોનો પણ અભ્યાસ ચાલે છે. કોઈ આચાર્ય નાટ્યશાસ્ત્ર, કોઈ શિલ્પશાસ્ત્ર, કોઈ શૈનિકશાસ્ત્ર, તો કોઇ પાકદર્પણ, માતંગવિદ્યા, મયમત ને સંગીતશાસ્ત્ર શિખવે છે. કુમારની ગ્રહણશક્તિ અદ્દભુત છે. રાજકુમારોની સાથે અશ્વવિદ્યા, હયવશીકરણ અને ધનુર્વિદ્યામાં પણ એ સમકક્ષ છે. વયમાં નાનો પણ મહામાત્ય અભયનો એ પ્રીતિપાત્ર બન્યો છે. આખો દિવસ રાજમહેલમાં ને રાજમહેલમાં. મહારાજ બિમ્બિસાર પણ કુમારને જોઈ ભાન ભૂલી જાય છે. મહારાણી સુનંદા તો એકવાર બોલી ગયેલાં કે હું તો એને મારો જમાઈ બનાવીશ. શેઠ અને શેઠાણી

---

* ૧ હંસલિપિ, ૨ ભૂતલિપિ, ૩ જક્ષીલિપિ, ૪ રાક્ષસીલિપિ, ૫ ઊકીલિપિ, ૬ યાવનીલિપી, ૭ તુરુક્કીલિપિ, ૮ કિટી, ૯ દ્રવિડી, ૧૦ સિંધવીય ૧૧ માલવિની, ૧૨ નટી, ૧૩ નાગરી, ૧૪ લાટ, ૧૫ પારસી, ૧૬ અનિમિત્તી ૧૭ ચાણાક્ય, ૧૮ મૂળદેવીલિપિ. [ વિશેષાવશ્યકમાંથી ]

તો એની પાછળ ગાંડાં છે." વિરૂપાના આ શબ્દો પાછળ મમતા ગાજતી હતા.

"બહુ ગાંડાં બની છોકરાંને બગાડશે, અને પછી મહારાણીને અનુભવ કરવો હશે તો થશે કે જમ અને જમાઇ સરખા હોય છે."

"બધા ય કંઈ તારા જેવા હોતા નથી. બિચારી મારી મા! એને તો તું યાદે કરતો નથી. મને થોડા દહાડા એની ખાતરબરદાસ્ત કરવા ય જવા દેતો નથી. અને કોઈવાર જઉં તો ચાર દહાડામાં તેડું આવ્યું જ છે. મારી માને તો જમાઈ કરતાં હવે જમ આવે તો સારું!"

"જો, વીરુ! ઝઘડો થઈ જશે. રોહિણેયના દાદાના મૃત્યુ વખતે તેની ઉત્તરક્રિયા કરીને પાછાં ફરતાં તારી માને ભેગો થતો આવ્યો હતો. બિચારીએ મને કેવું હેત કર્યું હતું. મેં નમસ્કાર કર્યા એટલે એણે મારું માથું સૂંઘ્યું. ક્યાં માનો સ્વભાવ ને ક્યાં દીકરીનો સ્વભાવ! હે ભગવાન!" માતંગે વિરૂપાને ચૂપ કરવા બરાબર તીર ફેંક્યું. વિરૂપા પોતાની માતાનાં વખાણથી મનમાં ને મનમાં રાજી થઈ અને વાતનું વહેણ બદલી નાખતાં બોલી!

"માતંગ, રોહિણેયના કંઈ વાવડ!"

"અજબ આદમી છે હો! એનો દાદો હતો તો જબરો પણ થોડો અકર્મી! એનાથી કોઈનું ભલું ન થયું ને મરતાં મરતાં ય જો રોહિણેયે ડહાપણ ન વાપર્યું હોત તો કેટલાયને મારતો જાત!"

"હમણાં શું કરે છે!"

"કંઈ સમજાતું નથી. લૂંટફાટ તો બંધ છે, પણ તૈયારીઓ જબરી લાગે છે. ઉપરનાં પાણી શાન્ત છે, પણ અંદર જબરી મથામણ ચાલતી જણાય છે. કરશે ત્યારે ભારે પરાક્રમ કરશે. મને તો ઘણીવાર મન થાય છે, કે મહામાત્ય સાથે મેળાપ કરાવી દઉં, પણ

પાછું વિચાર કરતાં એમ લાગે છે, કે એ દરમાં હાથ ઘાલવા જવામાં સાર નથી. આ તો રાજા, વાજાં ને વાંદરાં! રખેને કંઈ થાય તો મેતકુળનો એક દીપક ઓલવાઈ જાય."

"મહામાત્ય વિષે હીણું બોલે છે?"

"એમના માટે મને માન છે. પણ વિરૂપા, રાજસેવા જ એવી છે! ઘણીવાર માણસને માણસાઈ વિસરી જવી પડે છે." વાતમાં ને વાતમાં માતંગે પાસે બેઠેલી વિરૂપાને એક ઝીણી ચૂંટી ખણી.

"મોટો માણસાઈવાળો ન જોયો હોય તો! ઘરડો થયો. હવે આ ચેનચાળા—આ તોફાન ન શોભે!"

"વીરુ, આપણાં દિલ તો ઘરડાં નથી થયાં ને! લોકો કહે છે કે દેવદેવીઓને ઘરડાપો હોતો નથી, સદા યુવાન રહે છે. તને જોઈને મને પણ એમ લાગે છે, કે જાણે વિરૂપાને ઘરડાપો છે જ નહિ. જ્યારે જુઓ ત્યારે પાકી ગલ જેવી!"

"અરે, પણ તું કહેતો હતો કે આજે અશ્વખેલન પરીક્ષા થવાની છે. બધા રાજકુમારો અને અશ્વનિપુણ યુવાનો એકઠા થવાના છે."

"વિરૂપા, મને એ વાતનું તો વિસ્મરણ થયું. ચાલો, સૂરજ પશ્ચિમાકાશમાં ઢળવા માંડ્યો છે. બધા ક્રીડાક્ષેત્રની આજુબાજુ ગોઠવાઈ ગયા હશે. સ્થાન મળવું પણ મુશ્કેલ બનશે."

ધણીધણિયાણી ઉતાવળાં તૈયાર થઈ નગરના મુખ્ય દરવાજા ભણી વળ્યાં. પુરજનોનાં જુથેજુથ ક્રીડાક્ષેત્ર ભણી ઊલટી રહ્યાં હતાં. ઘરઘરના જુવાનોની આજે શૌર્યપરીક્ષા હતી. કેટલાય કોડીલા નવજુવાનો પોતાની પ્રેયસીઓને નિમંત્રણ આપી આવ્યા હતા કે,

"આવજે ક્રીડાક્ષેત્રપર મારી મર્દાનગી જોવી હોય તો! સો સો રાજકુમારોને ઝાંખા ન પાડું તો કહેજે!"

કેટલીય નવવધુઓએ મૂછાળા પતિઓની મૂછોના કાતરા ખેંચીને કહ્યું હતુંઃ "પતિદેવ, આજે તમારું પાણી જોવાની છું. રોજ મોટી મોટી ડંફાસ મારો છો, તો આજ ધાડ મારજો! મારી સખીઓમાં મારે શરમાવું ન પડે તેવું કરજો!"

આખા નગરમાં ઉત્સવ જેવો આનંદ હતો. વર્ષમાં એકેકવાર આવા મેળાઓ યોજાતા. આખી પ્રજા અભિન્નભાવે એમાં રસ લેતી. લોકોનાં ટોળાંમાંથી સહેજ દૂર દૂર રહીને ચાલતાં ધણીધણિયાણી ક્રીડાક્ષેત્ર પર પહોંચ્યાં ત્યારે ક્ષેત્રમાં શરતમાં ઉતરનાર અશ્વારોહીઓ આવીને સજ્જ થઈ ઊભા રહી ગયા હતા.

"એ રહ્યો મારો લાલ! મેતારજ! હજારમાંથી હું તો ઓળખી કાઢું." વિરૂપાથી એકદમ બોલાઈ ગયું.

"ઘેલી થઈ ગઈ કે શું? જરા સંભાળીને બોલ! કોણ તારો લાલ! રાજગૃહીનો કોઈ શ્રેષ્ઠિ સાંભળશે તો તારી જીવતી ખાલ ઉતરાવી નાખશે!"

"અરે ભૂલી, પણ તું જોતો નથી? પેલો, પણે, રાજકુમારોની પંક્તિના છેડે, છેલ્લાથી ત્રીજો! શ્વેતમયૂર અશ્વપર આરૂઢ થયેલો!

"જોયો, બરાબર જોયો. રાજકુમારની કાંતિ એના મોં પર વિલસી રહી છે. પણ હવે એની ચર્ચા છોડી દે! એને અને આપણુને શું!"

"મારી તો પ્રાણપ્રિય સખીનો પુત્ર! તને ખબર છે, મેં જ એનું નામ મેતારજ પાડ્યું છે. મને વહાલ કાં ન આવે!"

"હા, હા, પણ બરાબર લક્ષ આપીને જો! શરતનો પ્રારંભ થાય છે, શીઘ્રગતિની શરતનો સંકેત થયો છે. બધા અશ્વો સીધી દિશામાં જેટલી ઝડપથી જવાય તેટલી ઝડપથી દોડશે!"

“ શાબાશ ! શાબાશ ! ” પુરજનોના મુખેથી ઉચ્ચાર થઈ રહ્યો. અસ્વારોહીઓ અશ્વની પીઠ સાથે એકમેક થઈ ગયા હતા. ભાથામાં છૂટેલા વેગવંત તીરની જેમ બધા નિર્દિષ્ટ સ્થળે જઈ પુનઃ સ્વસ્થાને પહોંચવા તીવ્ર વેગથી પાછા ફર્યા.

બરાબર રસાકસી જામી. સવારના મનની વાત જાણે અશ્વોએ પણ જાણી લીધી હતી. પોતાની મોટી વિશાળ કાયા સંકોચી તેઓ ગરુડ જેવી ઝડપથી દોડતા હતા.

કેટલાક અશ્વો પડચા, કેટલાક અસ્વારોહીઓ ગુલાંટ ખાઈ ગયા, એમ ધીરે ધીરે બધા અશ્વોમાંથી કેવળ બે અશ્વો આગળ નીકળી આવ્યા. એક શ્વેત અને બીજો રક્તવર્ણનો હતો. બે વચ્ચે તુમુલ હોડ જામી. સફેદ અને રક્તવર્ણો બંને ઘોડા તરત જ ઓળખાઈ ગયા.

“ એ જ. એ જ. ” બધેથી એકસામટો ઉચ્ચાર નીકળ્યો.

“ કોણ ! કોણ ! ” નહીં સમજેલાઓએ પ્રશ્ન કર્યો.

“ નથી જોઈ શકતા કે પેલો સફેદ દૂધ જેવો અશ્વ તે શ્વેત-મયૂર ! રાજગૃહીના મહાશ્રેષ્ઠિ ધનદત્તના પુત્ર મેતાર્યનો ! ”

“ અને બીજો ? ”

“ અરે, એટલું ય જાણતા નથી ! કેસૂડાનાં પુષ્પ સરખો પેલો ઉઘડતા રક્તવર્ણનો અશ્વ તે જ અહિછત્ર ! રાજગૃહીના મહામાત્ય અભયનો ! ”

“ અરે, આ તે કંઈ શરત કહેવાય. એક તો ઊગતો જુવાન અને બીજો પુખ્ત યુવાનઃ બે વચ્ચે કંઈ હરીફાઈ શોભે ! ”

“ બેસો, બેસો, શાસ્ત્રમાં કહ્યું નથી કે ‘ ગુણીષુ ન ચ લિંગં, ન ચ વયઃ’ જાત કે જુવાની આવે ટાણે જોવાતી નથી. સીત્તેર

વર્ષના વૃદ્ધો પણ આ શરતમાં ઊતરે છે."

આવી આવી મનમાની ચર્ચાઓ કરતાં પુરજનોનાં નયનો તીવ્રવેગે આવતા બે અશ્વોની ગતિ પર જ સ્તબ્ધ બન્યાં હતાં.

"અરરરર...ગયો, બસ ગયો !" બધેથી અરરાટીનો ઉચ્ચાર થયે

શ્વેતમયૂરને ઠોકર લાગી, ઉપરનો અશ્વારોહી લથડ્યો આખા જનસમૂહમાંથી લાગણીભર્યો ઉપરનો શબ્દ નીકળી પડ્યો.

"હાય, મારો લાલ !" ધડામ કરતી વિરૂપા ધરણી પર ઢળ પડી. એ તરત અવાચક બની ગઈ અને ભયમાં ફાટી રહેલા એ ડોળા ચારે તરફ ઘૂમવા લાગ્યા.

એક તરફ શરતની પૂર્ણાહુતિની રસાકસી ભરેલી ક્ષણો, બીજ તરફ વિરૂપાની આ હાલત ! બધે હોહા મચી રહી.

"ધન્ય ધન્ય મિત્રાર્યને !" પ્રશંસાના શબ્દો ગાજ્યા.

ઠોકર ખાધેલા અશ્વ પરથી ગબડેલો મેતારજ અત્યંત કુશળતા વાંદરીના બચ્ચાની જેમ અશ્વના પેટને વળગી રહ્યો ને પુનઃ એ છલાંગે પીઠ પર આરૂઢ થઈ ગયો. માનભંગ થયેલા સવારે અ અશ્વે હવે તો પ્રાણાર્પણની બાજી લગાવી હતી.

છતાં ય સંકેતસ્થાન પર શ્વેતમયૂર અને અહિચ્છત્ર એક જ સ પહોંચી શક્યા. એક નહિ પણ બે જણા સર્વશ્રેષ્ઠ નીવડ્યા.

મહારાજ બિમ્બિસાર સ્વસ્થાનેથી ઊઠી હર્ષપૂર્વક બંનેના સ્વાગ માટે આગળ ધસી આવ્યા.

"ધન્ય છે, તમને બંનેને જયવાદ ઘટે છે."

"હોડનો નિર્ણય બાકી છે. વિજય એકનો જ હોય, અને રીતે પારિતોષિક પણ એકને જ મળે."

મેદનીમાંથી જુદી જુદી જાતના અવાજો આવી રહ્યા હતા. કોઈ શરતને માટે પુનઃ માગણી કરતું તો કોઈ મેતાર્યને જીતેલો જણાવતું તો કોઈ મહામાત્યને! દેહ પરનો પ્રસ્વેદ લૂછતો જુવાન મેતાર્ય આગળ આવ્યો ને નમ્રતાપૂર્વક બોલ્યોઃ

"મહારાજ, શરત તો મહામંત્રી જીત્યા છે. મારી જીતમાં કલંક છે, મેં તો ઠોકર ખાધી."

મહામાત્ય તરત આગળ આવ્યા ને બોલ્યા:

"ના, ના, પિતાજી! જીત તો મેતાર્યની જ ગણાય. ઠોકર ખાવા છતાં કેવી કુશળતાથી એણે મને આગળ જવા ન દીધો! હોડનું પારિતોષિક મેતાર્યને જ આપો!"

"મંત્રીરાજ, અહીં તમારો ન્યાય નહીં ચાલે!" મેતાર્યે મહામંત્રીને બોલતા અટકાવી કહ્યું: "મહારાજ પાસે હું અને તમે વાદી–પ્રતિવાદી રૂપે ખડા છીએ, ને ન્યાય આપવાનો અધિકાર આજે તમને નથી. મહારાજ મગધેશ્વરને જ ન્યાય આપવા દો!"

મગધરાજ બંને કુમારોની નિખાલસતા જોઈ ગદગદિત થઈ ગયા. તેમણે કહ્યું:

"શાન્ત થાઓ, યુવાનો! હું જ ન્યાય તોળીશ. આ વિજય તમારો નહિ, પણ મારો છે, મગધનો છે, મગધની મહારથી પ્રજાનો છે. જેના રાજ્યમાં પોતે પરિશ્રમ કરી, વિજય વરી, વિજયમાળ બીજાને પહેરાવનાર નિષ્કામ મહારથીઓ અસ્તિત્વ ધરાવે છે, એ રાજ્યનો સૂર્ય અવશ્ય મધ્યાહ્ને છે, ને સર્વ વિષયોમાં તેનો વિજય છે. હું ઇનામ આપું છું..."

અને મહારાજે ભાવાવેશમાં મહામાત્ય અભય અને કુમાર મેતાર્યને છાતી સરસા ચાંપી દીધા. પાછળ રહી ગયેલા અશ્વારોહીઓ

ધીરે ધીરે સંકેતસ્થાન પર આવી ગયા હતા. મહારાજ બિમ્બિસારે સર્વને ઉદ્દેશીને કહ્યું:

" મગધની આશા સમા નવજુવાનો ! સાચા પુરુષાર્થનો કદી પરાજય નથી, ભાવિ મહાન વિજયની પ્રાથમિક ભૂમિકા છે. કર્મશીલ યોદ્ધાને પરાજય હોતો જ નથી, મગધને એવા યોદ્ધાઓની જરૂર છે. આજે જીતેલા કે હારેલાઃ તમામ યોદ્ધાઓને હું ભેટ આપીશ. તમારી અધૂરી રહેલી રમતો ખુશીથી ને ઉત્સાહથી સમાપ્ત કરો ! "

મહારાજના આ શબ્દોને માનવમેદનીએ હર્ષના પ્રચંડ નિનાદથી વધાવી લીધા. નિરાશ થયેલા યુવાનો પુનઃ ક્રીડાક્ષેત્ર પર આવીને સજ્જ થઈ રહ્યા.

આ પછી બીજી શરતોનો પ્રારંભ થયો. વિવિધ જાતની શરતો હતી.

એકમાં અશ્વોને ગોળકુંડાળે નાખી દોડાવવાના હતા. બીજીમાં સળગતી ખાઇઓ પરથી અશ્વોને કૂદાવી ચાલ્યા જવાનું હતું. ત્રીજીમાં દોડતા અશ્વ પર ખડા થઈ, એની પીઠ પર જ શરસંધાન કરી, નિર્ણીત કરેલ વૃક્ષ પરના ફળને છેદવાનું હતું.

આમ અનેકવિધ રમતો રમાઈ, ને પૂરી થઈ. આખો જનસમુદાય એ જોવામાં મગ્ન હતો. આ મગ્નતામાં બિચારી વિરૂપાને સહુ કોઈ ભૂલી ગયું હતું. કેવળ માતંગ એની સેવામાં હાજર હતો. થોડીવારે ભીડમાંથી છૂટવા માટે નાના કોમળ ફૂલને કોઈ ઊંચકી લે, એમ વિરૂપાને ઉપાડી માતંગ એક ઘટાદાર વૃક્ષ નીચે લાવ્યો. વિરૂપા હજી બેભાન જ હતી.

" રાંડની જાત ખરીને ! એમાં વળી જરા અવળચંડી ! જરૂર કોઈની નજર લાગી. હું એને કહેતો જ હતો કે તું બહાર નીકળ

ત્યારે અંબોડામાં પારિજાતક નાખીશ મા ! એક તો નાગણની ફેણ જેવો અંબોડો ને એમાં લાલઘૂમ ફૂલ. કોકની ભારે નજર લાગી. પણ ફિકર નહિ !" માતંગ મનમાં બબડ્યો ને એણે પોતાના મંત્રો યાદ કરવા માંડ્યા.

નાગ, ભૂત, યક્ષ, ઇંદ્ર, સ્કંદ, રુદ્ર, શૈવ ને વૈશ્રમણને તેણે મંત્રદ્વારા આવાહન કર્યું. અનેક શક્તિમાતાઓને સ્મરી, ઠંડું પાણી લાવી, મંત્રજલ એના મુખ પર છાંટવા માંડ્યું.

છતાંય વિરૂપા બેશુદ્ધ હતી, પણ હવે એના ઘૂમતા ડોળા શાન્ત પડ્યા હતા. એનું ધમણની જેમ ઊછળતું હૃદય ધીમું પડ્યું હતું.

" જબરી નજર..." માતંગ બબડ્યો અને તેણે આ નજરની અધિષ્ઠાત્રીને કાઢવા કમર કસી હોય તેમ પોતાના મસ્તકની શિખા છોડી. પોતાના હાથમાં રહેલી તામ્રમુદ્રિકા કાઢી વિરૂપાની એક લટ સાથે બાંધી, અને પુનઃ વેગથી મંત્રોચ્ચાર શરૂ કર્યો.

એણે પૃથ્વી, આકાશ ને પાતાળ, દિશા ને વિદિશા, વન, વ્રજ, વનખંડ ને વનોદ્યાનના દેવતાઓનું આવાહન કર્યું. પણ દેવતાઓ આજે નક્કી કોઈ બીજા ભક્તની ભીડ ભાંગવા ગયા હશે. નહિ તો આટલો વિલંબ કેમ ?

શરતોની પૂર્ણાહુતિ થઇ હતી. મહામંત્રી, શ્રેષ્ઠિકુમાર મેતાર્ય અને બીજા વિજેતાઓની પ્રશંસા કરતી જનમેદની વિખરાવા લાગી હતી. વિરૂપાની કોઇને પડી નહોતી. રસ્તે જતા કોઇની નજર પડતી તો તે તરત ટીકા કરતું:

" જોઇને પેલી છેલછબીલી થઇને ફરનાર મેત-રાણી વિરૂપા ! ધણીને વશ કરવા વળી કંઈ ચેનચાળા આદર્યાં હશે. વાઘ જેવા માતંગને બકરી જેવો બનાવી મૂક્યો છે. બિચારો, બૈરી પાસે બસ, બકરી બેં..." ટીકા કરનારે મોંથી ઉચ્ચાર કર્યો ને સાંભળનારા હસી પડ્યા.

થોડે દૂર મોટો રાજમાર્ગ હતો. અનેક શિબિકાઓ ત્યાં થઈને પસાર થઈ રહી હતી. અચાનક એક મૃદુ અવાજ આવ્યો.

"માતંગ ! શું છે ?"

માતંગે પાછળ જોયું તો ધનદત્ત શેઠનાં પત્ની ઊભાં હતાં. એણે ઊભા થતાં કહ્યું:

"બા, વિરૂપાને કંઇ થઈ ગયું છે !"

"વિરૂપાને...?"

"હા, શેઠાણી બા ! આ તરફ કુમાર મેતાર્ય અશ્વ પરથી લથડ્યા ને આ તરફ એ 'હાય હાય' કરતી જમીન પર પછડાઈ પડી ને બેભાન થઈ ગઈ. કોઈ મેલા દેવની નજર લાગી દેખાય છે, પણ ચિંતા કરવા જેવું કંઈ નથી. હમણાં આરામ આવી જશે."

"અરે, પણ એને આમ ધૂળ પર કેમ સુવાડી છે ? માતંગ, લે તો ! આ પાથરણું બિછાવ !"

ધનદત્ત શેઠનાં પત્ની શિબિકામાંથી એકદમ નીચે ઊતરી ગયાં, અને એમાં બિછાવેલ કીમતી પાથરણું લઈ માતંગને આપ્યું.

"બા, તમે શા માટે શ્રમ લો છો ! પધારો ! એ તો હમણાં સારી થઈ જશે !"

"ના, ના. એમ ચાલ્યા જવાય ! એ તો મારી પ્રિય સખી છે."

"નગરલોક નિરર્થક નિંદા કરશે !"

"ભલે કરે ! અમે બે તો એ નિંદાથી પર થઈ ગયાં છીએ. લોકો કહીને શું કહેશે ? અમે બે સખીઓ છીએ એ જ ને ! આભડછેટ નથી જાળવતાં એ જ ને ?" એમ કહેતાં કહેતાં શેઠાણી છેક વિરૂપાની નજીક જઈ પહોંચ્યાં.

પાછળ અશ્વનો હણહણાટ સંભળાયો, જોયું તો શ્વેતમયૂર પર બેસીને કુમાર મેતાર્ય ચાલ્યો આવતો હતો. માતાને ટોળાની અંદર જોતાં એ ત્યાં આવ્યો. મેતાર્યને જોતાં જ ટોળાએ જગા કરી આપી, પાછળ મહામાત્ય અભય પણ આવતા હતા. અભયને આવતા જોઈ ટોળું વિખેરાવા લાગ્યું.

"વિરૂપા, વિરૂપા! જો તો ખરી, આંખો તો ઉઘાડ! તને જોવા મેતાર્ય પણ આવ્યો છે!"

આ શબ્દોએ વિરૂપાના કાનને કંઈક ચમકાવ્યા. બધાંને લાગ્યું કે માતંગના મંત્રોચ્ચાર કરતાં આ શબ્દોએ વધુ અસર કરી.

"મેતાર્ય, મારો લાલ!" વિરૂપા હોઠ ફફડાવતી ત્રુટકસ્વરે બોલવા લાગી. થોડીવારે તો એ બેઠી થઈ. જરા ભાનમાં આવતાં જ એણે પ્રશ્ન કર્યો:

"મેતાર્ય હેમખેમ છે ને! અશ્વનો ચડનાર આબાદ છે ને? ઘણું જીવે મારો લાલ!"

"ગાંડી થઈ છે કે શું? શું શું બકે છે? શરમાતી નથી—જો તો ખરી! અહીં કોણ કોણ છે?" માતંગ મહામાત્યને આવતા જોઈ શરમીંદો બની ગયો ને મૂંઝાતો મૂંઝાતો બોલ્યો:

"ના, ના. ગાંડી નથી થઇ!" શેઠાણી નજીક જતાં બોલ્યાં: "વિરૂપા, અલી ઓ ઘેલી! જો તો ખરી? આંખ તો ઉઘાડ! તારી સામે કોણ ઊભું છે! મેતાર્ય પોતે! આજે તો મગધનાથે એને શાબાશી આપી, આખું નગર એની વાહવાહ કરે છે."

"કોણ કુમાર?" વિરૂપા એકદમ સાવધ થઈ ગઈ. એણે વસ્ત્રો સંભાળ્યાં. ઢીલો થયેલો કેશકલાપ છૂટો કરીને ફરીથી બાંધ્યો. સ્વસ્થ બની એણે એકવાર ધીરે ધીરે ચારે તરફ નજર ફેરવી.

જોયું તો નગરનાં અનેક લોકો ટોળે મળેલાં છે. શેઠાણી, કુમાર મેતાર્ય, મહામાત્ય અભય, માતંગ, અને બીજાં ઘણાં ઘણાં—જેની લાજશરમ રાખવી પડે એવા એવા અનેક સામે ઊભા છે. અને પોતે બેશરમ બનીને, અસ્તવ્યસ્ત હાલતમાં સામે બેઠી છે. પાસે અનેક પ્રકારની એના વિષે ચર્ચાઓ ચાલી રહી છે. વિરૂપાએ કાન માંડ્યા.

કુમાર મેતાર્ય મહામાત્યને કહી રહ્યા હતા:

“ મારી માતાની સખી છે. બન્ને વચ્ચે ખૂબ હેતપ્રેમ છે. અને એટલો જ પ્રેમ એને મારા પ્રત્યે છે. ‘ મારો લાલ ’ એ સિવાય મને કદી સંબોધતી નથી. માતંગની પત્ની છે.”

“ માતંગની પત્ની છે ? એ તો એવી હોય જ ને ! માતંગ તો કલાવંત મયૂર છે, એની પત્ની એવી જ હોય ! કુમાર, શુદ્રકુળમાં જન્મ લીધો એટલે માનવી કંઈ આત્મા, હૃદય કે મનોભાવ ખોઈ નાખે છે ? મને તો આવાં લોકોને જોઉં છું ને આ જાતિબંધનો એક જાળ લાગે છે. હું તો સહેજ વિચાર કરું છું, જરા ઊંડો ઊતરું છું કે જ્ઞાતપુત્રના ઉપદેશનો જ બધે સાક્ષાત્કાર થાય છે.”

વાર્તાલાપ તો લાંબો ચાલ્યો, પણ આટલા જ શબ્દો વિરૂપાના શ્રવણપટ પર અથડાયા. એ શરમાઇ ગઈ ને તરત ઊભી થઈ નીચું મોં કરી ઝડપથી મેદનીની બહાર નીકળી અદૃશ્ય થઈ ગઈ.

ધીરે ધીરે સહુ વિખરાયાં.

શિબિરમાં બેસતાં બેસતાં શેઠાણીએ માતંગને કહ્યું:

“ બરાબર સારવાર કરજે, અને મને એની તબિયતના ખબર આપજે ! વૈદ્યની જરૂર હોય તો મોકલું !”

“ ના રે, શેઠાણી બા ! માતંગ પોતે વૈદોનો વૈદ્ય હોય ત્યાં એને ઘેર બીજો વૈદ્ય કેવો ! કોઈ ભૂંડી નજર લાગેલી, એટલે આમ

બન્યું. હું તો ઘણીવાર એને સમજાવું છું કે આમ બહાર ન નીકળ, પણ…" માતંગને આજની આ બધી ઘટનાથી સ્વયં ક્રોધ આવી ગયો. એ આગળ ન બોલી શક્યો. એણે ધીરેથી દાંત કચકચાવ્યા.

"જોજે, માતંગ! ઘેર જઈને પાછો લડી પડતો નહિ! બરાબર સેવા બરદાસ્ત કરજે!"

"ચિંતા નહિ, શેઠાણી બા! માણસ તો મારું છે ને!"

## કીર્તિ ને કાંચન

[ ૯ ]

વિરૂપાને એ દિવસના બનાવ પછી બહાર નીકળતાં ખૂબ શરમ આવતી. માતંગ ભલે ગમે તેવો રોષે બળ્યો છતાં એની પાસે કંઈ કરી શકે તેમ નહોતો; પણ વિરૂપાને સ્વયં વિચાર આવતા. એ વિચારતીઃ એ દિવસે કેવી નિર્બળતા બતાવી. કેટકેટલા ને કેવા કેવા પુરુષો વચ્ચે પોતે નિર્લજ્જ બની પડી રહી : અને કોણ જાણે લોકો મારા માટે શું ય કહેતા હશે !

આવા વિચારોમાં ને વિચારોમાં એ અડધી થતી ચાલી !

" અરેરે ! પરમ પાડ માનું છું મા શક્તિનો, નહિ તો એ દિવસ મોંમાંથી કંઈ યદ્વાતદ્વા બોલાઈ ગયું હોત તો શું થાત !' વિરૂપા વધુ ઊંડી ઊતરી, અને જેમ વધુ ઊંડી ઊતરતી ગઈ એમ એનું મનોદુઃખ વધતું ચાલ્યું.

" વિરૂપા, તને કોણે ઊંચે થાંભલે ચડાવી હતી ! શા માટે એ વખતે વિચાર ન કર્યો ! મન આટલું કાચું હતું તો પછી કસોટીએ ચડવું નહોતું. કોનો પુત્ર ? તારો ? અરે મૂર્ખી ! તારા નસીબમાં સંતાન હોત તો આટઆટલાં વર્ષોનાં વહાણાં વાયાં, ને બીજું કંઈ સંતાન જ ન થાત ! ગઈ કાલે જ—તારી આંખ સામે જ પરણીને આવેલી પેલી અનેકાનેક ભેતપત્નીઓના ખોળા ભરાઈ ગયા. આ

કૂખાઓ એવાં છોકરાંઓથી તો ઊભરાય છે. ઘણી ય માતાઓ ઇચ્છે છે, કે ઇશ્વર આ જંજાળ ઓછી કરે, પણ જ્યારે ઇશ્વર એ જંજાળને વધારતો જ રહે છે, ત્યારે માતાઓ પોતે એ કામ હાથ ધરે છે. બાળકોને મારે છે, ઢીબે છે, ભૂખ્યાં રાખે છે; છતાંય એ ચોમાસાંના અળશિયાંની જેમ વધે જ જાય છે. દરિદ્રકુળમાં તો સંતાનની છત રહેવાની, પછી તારે ત્યાં અછત કેમ !

વિરૂપા ! તારે ભૂલી જવું જોઈએ, તારે માની લેવું જોઇએ કે તારે પુત્ર હતો જ નહિ, તને પુત્ર અવતર્યો જ નહોતો. કદાચ અવતર્યો હતો તો અવતરીને મરી ગયો હતો !

" મરી ગયો હતો ! " આ શબ્દોએ એના મનને અચાનક ધક્કો માર્યો. કોઇ એના દિલમાં ચૂંટી ખણીને કહેતું લાગ્યું : ' તું કોનું અશુભ ચિંતવી રહી છે ? તારા જ સંતાનનું ! ' હા, હા, અરે પણ મારે તો બાળક જ કયાં જન્મ્યો હતો કે એ મરી ગયો એવું કહું ! ખમા મારા લાલ !

વિરૂપા એકદમ સાવધ થઈ ગઈ. આ વિચારોને દૂર કરવા એણે મોં પર થોડું ઠંડું પાણી છાંટયું અને પાસે જ વિયાયેલી કૂતરીના ગલૂડિયાંને લઇ પંપાળવા લાગી.

પણ ગલૂડિયાંને રમાડતાં તો એની વેદના વધી ગઈ. એણે ગલુડિયાંને બાજુમાં પટકયું ને કામમાં મન પરોવવા માતંગનાં વસ્ત્રો લઈ ધોવા બેઠી. ધોતી ધોતી પાછું એ પોતાના મનને અનુરૂપ ભજન છેડી બેઠી.

" ધોબીડા તું ધોજે મનનું ધોતિયું રે,
રખે રાખતો મેલ લગાર રે !
એણે રે મેલે જગ મેલો કર્યો રે,
અણધોયું ન રાખ લગાર રે !

રખે મૂકતો મન મોકળું રે,
પડ મેલીને સંકેલ રે,
સમયસુંદરની શિખડી રે,
સુખડી અમૃતવેલ રે !
ધોબીડા, તું ધોજે મનનું ધોતિયું રે ! *

વિરૂપા વસ્ત્ર ધોવામાં ને ગાવામાં મશગૂલ હતી, ત્યાં પાછળથી કોઈએ એના મસ્તક પર ફૂલોનો વરસાદ વરસાવ્યો.

" અરે, આ શું તોફાન ! "

" ફૂલોનો વરસાદ ! રાણીજીને ફૂલોની બિછાત ! " હસતો હસતો માતંગ બોલ્યો.

" રાણીજીને ફૂલોની બિછાત અને રાજાજીને ? "

" તારા હાથમાં રહેલો કાષ્ઠખંડ ! "

વિરૂપા શરમાઈ ગઈ. એ વસ્ત્રો ધોતી ધોતી ઊભી થઈ અને બોલી:

" ભોજનને થોડો વિલંબ છે ! માતંગ, આ આસોપાલવ નીચે થોડીવાર વિશ્રામ કર ! "

" ચાલને, આજે સાથે સાથે બેસી ભોજન બનાવીએ ને વાતો કરીએ. કદાચ હવે બેએક દહાડા સુધી મારાથી ઘેર ઓછું અવાશે. "

" કેમ ! "

" એક કારણ છે ! "

" શું કારણ, કંઈ ગુપ્ત વાત છે ! "

* સમયસુંદર ઉપાધ્યાય.

"હા, હા,"

"મારાથી પણ ગુપ્ત?"

"ના, ના, પણ બૈરી જાત વાયડી ખરીને એટલે નથી કહેતો. છતાં ય સાંભળ! હમણાં મહામાત્ય, મહારાજા, તેમજ બધા વિશ્વાસુ સૈનિકો બહાર ગયા છે. એમના આવતા સુધી રાજમહાલયનો ઉદ્યાન-વાળો વિભાગ મારે બરાબર સાવધાનીથી જાળવવાનો છે."

"મગધરાજના રાજ્યમાં કોનો ડર!"

"છતાં ય ખબરદારી સારી. ચેતતા નર સદા ય સુખી."

વાત કરતાં કરતાં પતિપત્ની ઘરમાં ગયાં. માતંગ ચૂલાની નજીક બેઠો ને વિરૂપા ભોજનની તૈયારીમાં ગૂંથાઇ. વચ્ચે વચ્ચે આ સુખી દંપતિ અનેક જાતનાં ટોળટપ્પાં કરતું.

અચાનક દૂર દૂરથી રાજગૃહીની શેરીઓ વીંધતો કોઈ કલરવ માતંગના કાન પર અથડાયો.

નગરની બાજુથી માનવસમૂહનો પ્રચંડ અવાજ આવી રહ્યો હતો. અવાજ વધતો જ જતો હતો. ધીરે ધીરે અવાજ સ્પષ્ટ સમજી શકાય તેવો આવવા લાગ્યો.

"નાસો, ભાગો, લૂંટારાઓએ હલ્લો કર્યો છે!"

"અરે, રાજગૃહિના શ્રેષ્ઠિઓનાં ઘરો લૂંટાય છે, બધા સાવધ બની બહાર નીકળી પડો!"

"શું લૂંટારાઓએ હલ્લો કર્યો?" જમતો જમતો માતંગ એકદમ ઊભો થઈ ગયો. એના રોમેરોમમાં ક્રોધની કંપારી વ્યાપી રહી.

"કોઈએ આકડે મધ દીઠું લાગે છે! જ્યારે નગરમાં મહારાજ

નથી, મહામાત્ય નથી, મગધના ચુનંદા સૈનિકો નથી, ત્યારે કોઈ જાણભેદુએ ઠીક લાગ શોધ્યો છે. વિરૂપા, મારે જલદી જઈ પહોંચવું જોઈએ, રાજમહેલની પૂર્વદિશાની રક્ષાનો ભાર મારે માથે છે. મારો છરો, મારી લાઠી, મારો પરશુ !"

લાઠી, છરો, પરશુ વગેરે આપતાં આપતાં વિરૂપાએ કહ્યું:

" માતંગ, જાળવજે ! જોખમમાં ન ઊતરતો ! "

" મર્દને જાળવવા જેવું એક નાક છે. એ ન રહ્યું તો પછી વિરૂપા, બધું ય સરખું છે." વીરભાવનાના વેગમાં માતંગનાં બંને નસકોરાં ફાટી રહ્યાં હતાં. એની આંખોમાં તો જાણે અંગાર ચંપાયો હતો. એની પડછંદ કાયા અત્યારે અત્યંત પડછંદ લાગતી હતી.

એક છલાંગ, બે છલાંગ, અને માતંગ વિરૂપાની નજરમાંથી અદૃશ્ય થઈ ગયો. પવન પર ચડીને જતા તણખલાની જેમ એ નગરના મધ્યચોકમાં આવી પહોંચ્યો.

અહીં ભયંકર દૃશ્ય જામ્યું હતું. કેટલાય શ્રેષ્ઠિઓના ધનભંડારો માર્ગ વચ્ચે ખાલી થતા હતા. જેઓ ભંડારો બતાવવા આનાકાની કરતા હતા, તેઓ પર જાતજાતના અત્યાચારો ગૂજારવામાં આવતા હતા. માર્ગ પર લોહીનો છંટકાવ હતો, તેમ મકાનોમાંથી ત્રાહી ત્રાહીના પોકારો આવતા હતા. કુમળા દિલની કેટલીય સ્ત્રીઓ બેભાન બની ગઈ હતી.

ઠેક ઠેકાણે તલવારોની હીંચ બેલાઇ રહી હતી. માતંગે એક નજરે આ જોઇ લીધું. એને તરત જ સમજ પડી ગઇ કે વૈભારપર્વતમાળના પલ્લીવાસી લૂંટારાઓએ આજે નગરને ઘેરી લીધું છે. ચોકીદારોની અછત અને હાજર ચોકીદારોની ગફલતનો તેઓએ લાભ લીધો છે. પણ આશ્ચર્યની બીના એ હતી કે જાણે આ લૂંટારાઓ આ નગરના

એકે એક માણુસને પિછાનતા હોય, તેમની ધનદોલત વિષે જાણતા હોય: એમ વર્તતા હતા.

થોડીવારમાં તો દૂર દૂરથી જયગર્જના સંભળાઇ!

"પલ્લીપતિ મહારાજ રોહિણેયની જય!"

"રોહિણેય!" માતંગ આશ્ચર્યાન્વિત બની ગયો. "ઉપરથી સૌમ્ય લાગતા પણ અંતરના ઊંડા માનવીનાં જ નક્કી આ કામાં!"

પણ અત્યારે લાંબા વિચારો કામ આવે તેમ નહોતા. લૂંટારાઓ એક પછી એક મકાનો લૂંટતા, ત્રાસ વર્તાવતા આગળ વધતા હતા.

માતંગને લાગ્યું કે રાજમહેલની રક્ષા માટે તેણે જલદી ત્યાં ઉપસ્થિત થઈ જવું યોગ્ય છે. એ ગલીઓમાં અદૃશ્ય થઇ ગયો, અને ટૂંકા માર્ગો દ્વારા ક્ષણવારમાં જ્યારે એ રાજમહેલે પહોંચ્યો ત્યારે ત્યાંનું દૃશ્ય અત્યંત ભીષણ હતું. રાજદ્વારના અનેક સૈનિકો ધરાશાયી બની ગયા હતા. લૂંટારાઓ જીવ પર આવીને અંદર પ્રવેશ કરવા માગતા હતા. સૈનિકો પ્રાણાર્પણથી હલ્લો ખાળી રહ્યા હતા.

પણ આ શું? સૈનિકોને મોખરે કોણ ઊભું છે! એના અંગ-પ્રત્યંગમાંથી મધપૂડામાંથી મધ ઝરે એમ લોહી ઝરી રહ્યું છે; એનો અશ્વ ઘવાયો છે; વસ્ત્રોની દશા તો ઔર વિચિત્ર છે: છતાં ગર્વોન્નત મસ્તકે એક હાથમાં મોટો ભાલો લઈ એ પડકાર કરી રહ્યો છે:

"ખબરદાર, એક ડગલું પણ આગળ વધ્યા છો તો! ધન કાંચન જોઈએ તેટલું લઇ જાઓ, પણ મહારાજ મગધનાથની કીર્તિ પર હાથ નાખ્યો છે, તો જીવતા પાછા નહિ વળશો!"

ધીરગંભીર, શંખનાદ જેવો ઘેરો અવાજ! આ અવાજ કોનો? માતંગને પિછાણતાં વાર ન લાગી.

એ જ! એ જ! વિરૂપાનો લાલ! કુમાર મેતાર્ય! એ શ્રેષ્ઠિકુમારે પોતાની ધનદોલત સગે હાથે લૂંટારાઓને સોંપી હતી. સોંપતાં સોંપતાં એણે કહ્યું હતું :

" હોય, સહુને લક્ષ્મીપતિ થવાની ઇચ્છા હોય! લઈ જાઓ, લેવાય તેટલું લઈ જાઓ! રાજગૃહીની તમારી યાત્રા નિષ્ફળ ન થવી ઘટે. અમે એમ જાણશું કે મગધરાજને આંગણે એક દહાડો વહાણુ નહોતાં લાંગર્યાં!"

ધનદત્ત શેઠના ભંડારો ખુલ્લા મૂકયા, લૂંટારાઓએ હાથ પડયું તેટલું ધન લીધું; પણ એકલા લક્ષ્મીપતિ થવાની એમની ઇચ્છા ન હોય એમ જણાયું. તેઓ તો આટલા કાંચનથી ન ધરાતાં મગધરાજનો વૈભવશાળી ને અભેદ્ય રાજમહેલ લૂંટી, અંતઃપુરમાં ખળભળાટ મચાવી મગધની કીર્તિ પણ લૂંટવા માગતા હતા. પણ પ્રત્યેક રાજગૃહીવાસીને મગધરાજની કીર્તિ પોતાના પ્રાણ કરતાં ય વહાલી હતી. કુમારને સેવકે જાણ કરી કે લૂંટારાઓ રાજમહેલ તરફ આગળ વધી રહ્યા છે, કે એણે તરત શસ્ત્રો સજ્યાં. વણિક સ્વભાવનો, દયામૂર્તિ લાગતો કુમાર એકદમ વીરના સ્વાંગમાં હાકોટા દેવા લાગ્યો.

ધનદત્ત શ્રેષ્ઠિ વચ્ચે પડયા. શેઠાણીએ ખોળો પાથર્યો: પણ કુમાર બધાંને હડસેલીને ચાલ્યો ગયો. એણે એકેની વાત ન સાંભળી. જતાં જતાં માત્ર એટલું જ કહ્યું: " આપણી આબરૂ અને લક્ષ્મી જીવનભર જાળવનાર ધણીની આબરૂ આમ એની ગેરહાજરીમાં, આપણી નજરે ઘડી એ ઘડીમાં રોળાઈ જાય તો તો જીવવું જ નિરર્થક લાગે ને!"

અને રાજમહેલના દ્વાર પર ખરી ઝપાઝપી ચાલી. કાંચનના ઢગલે ઢગલા આપતાં લેશમાત્ર ન થડકનાર, ન દેખાતી એવી કીર્તિ માટે મરવા સજ્જ થઈને ઊભો. ધનદત્ત શ્રેષ્ઠિના કુળનો આ એકનો એક દીપક આમ હથેળીમાં જીવ લઈને ઝૂઝે: એ જોઈ સામાન્ય

સૈનિકોને પણ શૂર જાગ્યું. લૂંટારાઓએ થોડીવારમાં પારખું કરી લીધું કે રૂપરૂપનો આ અવતાર, જેવો તેવો યોદ્ધો નથી, અને એને આગળ આવેલો જોઈ નગરજનો પણ તેની સરદારી નીચે એકઠાં થઈ રહ્યાં છે, હાથોહાથની લડાઈમાં પોતાનાં માણસો પણ ઓછાં થતાં જાય છે, એટલે તેઓએ વ્યૂહ બદલ્યો. થોડા પાછા ખસી મોરચો બનાવ્યો.

છતાં ઘવાયેલો મેતાર્ય એક તસુ પણ પાછો ન ખસ્યો. એક હાથમાં ભયંકર ભાલો તોળીને એ પહાડ શો નિર્ભય ખડો હતો. એના બીજા હાથની વિશાળ ઢાલ નરમ પડેલા શત્રુદળમાંથી આવતાં તીરોને નિરર્થક બનાવી રહી હતી.

ધીરે ધીરે મામલો તંગ બનતો જતો હતો. લૂંટારાઓ એક-સામટો હલ્લો કરવાની તૈયારીમાં હતા. અચાનક માતંગ વચ્ચે કૂદી આવ્યો. એણે હાકલ કરી.

" રોહિણેય, વીરધર્મ અંગીકાર કરતાં શીખ ! મર્દોના બાવડે મોત બાંધ્યું હોય છે, પછી આવી નામર્દાઈ! તારા સૈનિકો જો તારા માટે મરી ખૂટવા તૈયાર હશે તો શું રાજગૃહીના ધણીને સાચા સેવકો જ નહિ હોય ! રોહિણેય, એકલો જ મેદાને આવી જા ! પંજેપંજા લડાવી લઈએ ! નિર્દોષ પલ્લીવાસી વીરોનો સંહાર શા માટે કરે છે ! "

" માતંગ, એમાં સાર નહિ કાઢે. પંજેપંજા લડાવીશું તો દુનિયા મારી ને તારી હાંસી કરશે. હું ને તું કોણ ? કૃપા કરીને મારો માર્ગ છોડી દે ! " લૂંટારાઓના ટોળામાંથી એક જુવાન આગળ આવ્યો. ઊંચા ઘોડા પર પ્રચંડ કાયનો એ પુરુષ અક્કડ બેઠો હતો. એના આખા શરીર પર લોઢાની સાંકળો હતી ને કમરને વીંટાતી વિષધર તીક્ષ્ણ છરાઓની હારમાળા હતી. એની વિશાળ પીઠ પર તીરોનું મોટું ભાથું હતું. અડધાં તીરો વપરાઈ ચૂક્યાં હતાં, ને એ એક એક તીરે એક એક જીવને ધરાશાયી બનાવ્યા હતા. એના એક હાથમાં

લોહી નીંગળતો પરશુ હતો. ઠેકઠેકાણે એ ઘવાયો હતો, પણ વેદનાની એક પણ રેખા એના મુખ પર દેખાતી નહોતી.

" રોહિણેય, માર્ગ છોડતાં પહેલાં તો માતંગને અહીં માટીમાં મળી જવું પડે. તું કોને લૂણહરામ થતાં શિખવે છે ? "

" માતંગ, આ બધા કોણ ? એમને લૂંટવા, હેરાન કરવા, એ તો આપણો કુળધર્મ ! "

" રોહિણેય, કુળધર્મની વાતો આજે નહિ. પાછો ફરી જા ! નગરને લૂંટી તેં તારી બહાદુરી બતાવી છે. હવે આટલેથી સંતોષ ધર ! મગધરાજની કીર્તિ સાથે બાથ ભીડ મા ! "

" એ બાથ ભીડવા માટે તો વર્ષોથી ચૂપચાપ બેઠો હતો. નગરવાસીઓને લૂંટવામાં શી બહાદુરી કરી ? બહાદુરી તો હવે બતાવવાની છે. આજે કોઈનું નહિ માનું, માતંગ ! માર્ગ મૂકી દે, નહિ તો હમણાં તું વીંધાઈ જઈશ ! "

" માતંગ માર્ગ નહિ મૂકે ! "

" તો સાવધ થઈ જા ! બહાદુરો, આગળ વધો ! તમારા પરશુને બેફિકર ઘૂમાવો ! રોહિણેય, કાંચનનો ભૂખ્યો નથી, પણ કીર્તિનો ભૂખ્યો છે, એ વાત આજે જાહેર થવા દો ! "

આ અવાજ ભયંકર હતો. રાજમહેલના ઝરૂખાઓ પર એ પડછંદા પાડવા લાગ્યો.

લૂંટારાઓ ઝનૂનપૂર્વક આગળ ધસી ગયા. માતંગે ઇષ્ટદેવતાનું સ્મરણ કરી પોતાનો પરશુ ઉઠાવ્યો. મેતાર્યે રોહિણેયને વીંધવા અશ્વને ચક્રાવે ચડાવ્યો. તુમુલ યુદ્ધ મચી ગયું. મેતાર્ય અને માતંગને ઝૂઝતા જોઈ ભયભીત નગરજનોમાં પણ હામ આવી. મળ્યાં તે શસ્ત્રાસ્ત્ર લઈ સહુ મદદે ધસી આવ્યા.

માતંગ અદ્‌ભુત રીતે લડી રહ્યો હતો.

કુમાર મેતાર્યે રોહિણેય સામે દાવપેચ લેવા માંડ્યા હતા. પણ ધીરે ધીરે નગર–સૈનિકો વધતા ચાલ્યા અને લૂંટારાઓની સંખ્યા ઓછી થવા લાગી. કેટલાક લૂંટારાઓ હજી નગરમાં જ લૂંટ કરવામાં વ્યગ્ર હતા. થોડાઘણા મદદે દોડી આવ્યા, પણ તેઓ કંઈ વધુ ન કરી શક્યા. મેતાર્ય અને માતંગે નગરજનોમાં નવપ્રાણ પૂર્યો હતો. રોહિણેય ધીરેધીરે ઘેરાઈ રહ્યો હતો. એના ગણ્યાગાંઠ્યા જ સાથીદારો બાકી હતા. અચાનક મેતાર્યે હાથમાં તોળેલો ભાલો ફીંક્યો.

ચપળ રોહિણેય યમરાજના આગમનને પરખી ગયો. એ એક છલાંગે અશ્વ પરથી નીચે સરકી ગયો. ભાલો અશ્વની પીઠને વસાઈ સડસડાટ આગળ વધી ગયો. હવે રોહિણેય ઝનૂન પર ચડ્યો. એણે કમર પરનો ભયંકર છરો ખેંચ્યો ને અત્યંત વેગથી મેતાર્ય સામે ફેંક્યો.

ગમે તેવો તો ય સુકોમળ જીવનનો જીવનારો મેતાર્ય આજે આટલી લડાઈથી થાક્યો હતો. એનો અશ્વ પણ અત્યંત ઘવાયો હતો. યમરાજની દંષ્ટ્રા જેવો ભયંકર છરો આંખના પલકારામાં એના સ્કન્ધમાં આવીને ખૂંચી ગયો. પણ વીર મેતાર્ય પાછો ન ફર્યો. એક હાથે છરો ખેંચી ફેંકી દીધો ને તરત બમણા વેગથી એ રોહિણેય પર ધસી ગયો.

મર્દ રોહિણેય મુંઝાયો. એણે હવે પાછા ફરવામાં જ સલામતી માની. તરત તેણે મોંએથી વિચિત્ર પ્રકારનો અવાજ કર્યો. એ અવાજનું એક પછી એક બધા લૂંટારાઓએ અનુકરણ કર્યું. અશ્વ વગરનો રોહિણેય એક મોટી લાકડીના બળે આખા ટોળાને કૂદી ગયો ને ગંગાના ઘાટ તરફ નાઠો. માતંગ તો લડવામાં મશગૂલ હતો.

મેતાર્યે રોહિણેયને નાસતો જોયો ને તેની પીઠ પકડી. પગના બળથી દોડતા રોહિણેયને મેતાર્યનો અશ્વ આંબી લે એટલી વાર હતી

કે ચાલાક લૂંટારાએ કમર પરના છરાનો ઉપયોગ કર્યો. વાર ચૂકવવા મેતાર્યને પૃથ્વી પર કૂદકો મારવો પડ્યો. હવે બંને પગપાળા થયા !

આગળ પવનવેગે રોહિણેય નાસે !
પાછળ દાંત કચકચાવતો મેતાર્ય !

દક્ષિણ દિશામાં દોડતો રોહિણેય હવે બરાબર મેતોના કૂબાઓ પાસે આવી પહોંચ્યો હતો. ત્યાંથી નીચે ગંગાની કંદરાઓ વિસ્તરેલી હતી. એમાં એ ઊતર્યો એટલે કે જાણે માતાના ખોળે બેઠો, પણ આ પીછો પકડનારને કેમ ખાળવો ?

એક જ ક્ષણ ને રોહિણેયે કંઈક નિશ્ચય કર્યો. તેણે કમર પરથી છેલ્લો છરો ખેંચ્યો. ખેંચીને ઘા કરવા માટે એ એક ક્ષણ ઊભો રહી ગયો ને હાથને ઊંચે હવામાં વીંઝયો !

મેતાર્યના સ્કંધમાંથી પુષ્કળ લોહી વહી રહ્યું હતું. એ દોડતો હતો, પણ હવે એને બીજું ભાન ઓછું હતું.

એક જ ક્ષણ ને કામ તમામ થઈ જાત, પણ કોઈ ચાસ પાડતું વચ્ચે ધસી આવ્યું.

કોણ આવ્યું ?

"ખસી જા, દૂર ખસ ઓ સ્ત્રી !" રોહિણેયે રોષભરી પ્રચંડ ગર્જના કરી. એના શબ્દોમાં વાઘની પ્રચંડ લોહીતરસ ગૂંજતી હતી.

"નહીં ખસું ! રોહિણેય, નિરાંતે ઘા કર ! આટલી કીર્તિ ભેગી સ્ત્રીહત્યાની કીર્તિ પણ રળતો જા !"

સ્ત્રી ! સ્ત્રીવધ ! બાળક અને સ્ત્રીને છંછેડવામાં મહા પાપ માનનાર રોહિણેય મુંઝાયો.

"કેમ ઘા કરતો નથી ! તારું કલ્યાણ થશે !"

"તને નહિ મરાય! રોહિણેય સ્ત્રીને અવધ્ય ગણે છે!"

અને એવી કુળનીતિમાં માનનાર રોહિણેયે જોયું કે જ્યારે આ હઠીલી સ્ત્રી એક તસુ પણ ખસવા આનાકાની કરે છે, ત્યારે એ મુંઝાયો. વખત ઓછો હતો. નાસી ન છૂટાય તો વાત ભારે થઈ પડે તેમ હતી. એણે વીજળીની ઝડપે નિશ્ચય કર્યો. છરો પાછો કમરપર નાખ્યો ને આંખના પલકારામાં કૂબાઓ વટાવી ગિરિકંદરાઓમાં સમાઈ ગયો. જેઓ સાજા સારા રહેવા પામ્યા હતા, તે લૂંટારાઓ પણ નાસી છૂટચા!

મેતાર્યે આ સ્ત્રીનો સંવાદ સાંભળ્યો હતો, પણ ધીરેધીરે તેની સમજશક્તિ ઓસરી રહી હતી. એની આંખે અંધારાં આવી રહ્યાં હતાં. એ લથડ્યો.

પણ કોઈ બે સુંવાળા હાથોએ એને ઝીલી લીધો. એ વિરૂપા હતી ઝીલીને એ ઘરમાં લઈ ગઈ. એક સાદી પણ સુંવાળી પથારીમાં એને આસ્તેથી સુવાડ્યો. એના ઝેરી ઘામાં લક્ષપાક તેલનાં પોતાં મૂક્યાં ને પાટા વીંટવા લાગી.

મેતાર્ય મૂર્છામાં પડ્યો: પણ વિરૂપા હજી એકની સારવાર પૂરી કરી નહોતી રહી, ત્યાં રાજસેવકો ઘવાયેલા માતંગને ઉપાડીને આવ્યા.

ખાટલામાં પડ્યો પડ્યો માતંગ હોકારા કરતો આવતો હતો. એનું ઝનૂન આથમ્યું નહોતું. માતંગની આ દશા જોઈ વિરૂપા બહાવરી જેવી થઈ ગઈ, પણ એણે સમય ઓળખી હિંમતને એકઠી કરી. માતંગને બીજી પથારી બનાવી સૂવાડ્યો. એના ઘા ધોયા, ને બધે પાટા બાંધ્યા. માતંગ હજી ય ઘાયલ વાઘની જેમ પડ્યો પડ્યો ગર્જના કરી રહ્યો હતો.

ધીરે ધીરે મેતોના વાસમાં ગામલોક ભેગું થવા લાગ્યું. હાંફળા હાંફળા ધનદત્ત શ્રેષ્ઠિ ધસી આવ્યા. હજારો દેવમંત્રો સ્મરતાં શેઠાણી પણ આવ્યાં. સહુના પ્રાણનો દીવો જાણે ઝંખવાયો હતો. આખા નગરની કીર્તિ જાળવનાર આ બે વીરોની સુખશાતા પૂછવા માટે મેતના આવાસમાં શું બ્રાહ્મણ, શું ક્ષત્રિય કે શું વૈશ્યઃ બધા ય આવી ઊભરાયા હતા. નાતજાતના ભેદ આજે ભૂલાઈ ગયા હતા.

રાજગૃહીના મહાન વૈદ્ય થોડીવારમાં ત્યાં આવી પહોંચ્યા. બંનેને તપાસ્યા. મેતાર્યની સ્થિતિ ગંભીર જણાવી અને થોડા દિવસ માટે અહીંથી જરા ય ન ફેરવવા સૂચના કરી. ચિંતાનું એક મોટું વાદળ રાજગૃહી પર પથરાઈ રહ્યું.

## જગતનું ઘેલું પ્રાણી

[ ૧૦ ]

શેરડીનો આખો સાંઠો જેમ મીઠા ઇક્ષુરસથી છલોછલ ભરેલો હોતો નથી; એમ માનવજીવનની બધી ય ક્ષણો મીઠી ને મધુરી હોતી નથી. સાંઠાની અનેક કાતળીઓમાંથી બે ચાર કાતળી જ બહુ મીઠી મધુરપ ધરાવતી હોય છે; અને એ મધુરપ જ એના છેડાની નીરસતા અને ગાંઠાની કઠિનતાને આવરી લે છે. એમ સુખદુઃખના ચક્રમાં ભમ્યા કરતા માનવીને જીવનમાં એવી થોડીએક ક્ષણો જ મળી જાય છે, જે એના કટુ અને વિષાદઘેર્યાં જીવનને મિષ્ટતાની છાયા સદાને માટે આપી જાય છે.

વિરૂપાના જીવન-સંસારની એવી મીઠી મધુરી ક્ષણો આજે ઊગી રહી હતી. એના નાના એવા ઘરમાં સ્વયં સ્વર્ગ રચાઇ ગયું હતું, ને જીવન માર્ગ ભૂલેલી લાગતી વિરૂપાને જાણે હર્ષની દિશા લાધી ગઈ હતી. એની મુખશ્રી પુનઃ ઉલ્લસિત બની હતી અને શિથિલ બનતાં એનાં અંગોપાગમાં ફરીથી ઉત્સાહની વિદ્યુત ઝબકી ઊઠી હતી. પ્રસંગ તો દુઃખદ હતો, કંઈ આજે વિરૂપાને આંગણે કોઈ લગ્નોત્સવ નહોતો રચાયો કે એ આટલી પ્રફુલ્લિત બની જાય; પણ માનવીનું મન ક્યાંથી ને કોણ જાણે કેવી રીતે સાંત્વન ને સુખ શોધી લે છે, એ જાણવું જ અટપટું છે.

ઘરમાં ભયંકર રીતે ઘવાયેલા બે પુરુષોના ખાટલા પડ્યા હતા. અને એ બે પુરુષોમાં ય એક એનો જીવનસાથી પતિ માતંગ હતો, બીજો એનો જીવન સર્વસ્વસમો પુત્ર હતો. વિરૂપા ઘાયલ એવા આ પુરુષોને પામીને જાણે મગ્ન થઈ હતી. કંઇક સૂનો સૂનો લાગતો એનો સંસાર આજે ભરાઈ ગયો હતો. એ ઘેલી સ્ત્રીને જાણે હવે કંઈ જોઈતું જ નહોતું.

આખો દિવસ ને સંપૂર્ણ રાત ! એ સેવાશુશ્રૂષામાં ખડી જ રહેતી. એને ઉજાગરા થકવતા નહિ, કઠિન શ્રમ શરીરને આરામ લેવા પ્રેરતો નહિ ને જાણે ભૂખપ્યાસ તો કદી હતી જ નહિ ! ઘડીકમાં માતંગને કપાળે શીતળ જળનાં પોતાં મૂકતી તો ક્ષણવારમાં મેતાર્યના ઘાની વેદનાથી તપ્ત થયેલા લલાટને પંપાળતી. એકને ઔષધ આપીને ન પરવારતી ત્યાં બીજાની પાટાપીંડીમાં પડતી. ધનદત્ત શેઠનાં અનેક દાસદાસીઓ ત્યાં પડ્યો બોલ ઝીલવા તૈયાર હતાં, શેઠ ને શેઠાણી પોતે અર્ધાં અર્ધાં થઇ જતાં; પણ સેવાશુશ્રૂષા તો વિરૂપા પોતે જ કરતી. એને કોઈ પર વિશ્વાસ ન આવતો. કોઇ ભૂલેચુકે પાટો બાંધી દેતું તો એ તરત છોડી નાખી પુનઃ બાંધતી. ઔષધ કોઇ ઘૂંટતું તો ય તેને સંતોષ ન થતો. કંઈ કંઈ વાંધા કાઢી પોતે જ તૈયાર કરવા બેસતી.

આખા નગરમાં લૂંટારાઓની ચર્ચા સાથે મેતના ઘરમાં રહેલ મેતાર્ય માટે પણ રસભરી ચર્ચાઓ ચાલી રહી હતી. ઘણાને આ વાત વધારે પડતી ભાસતી; પણ મેતાર્યનું પરાક્રમ, માતંગની વિક્રમશીલતા અને વૈદ્યના અભિપ્રાયથી–સહુ મનેકમને પણ અપવાદધર્મ લેખી શાન્ત થતાં. ધનદત્ત શ્રેષ્ઠિ મેતાર્યને જરા આસાયેશ મળતાં ઘેર લઇ જવા અત્યંત ઉત્સુક હતા, પણ વૈદ્યનો અભિપ્રાય ન મળતાં એ ચંપાઇને બેઠા હતા.

એક દિવસમાં તો મેતોનો વાસ અનેક ઉચ્ચ કુળોની આવ-

જાવથી તીર્થભૂમિ જેવો બની ગયો. જાતિહીનતાની તલવાર નીચે દબાયેલા મેતો પણ હવે ઉન્નત મુખે કહેતા કે: "ભાઈ, રણમાં જીતે તે શૂર ! ક્ષત્રિયના ત્યાં જન્મે કંઈ શૂરવીર થોડા થવાય છે ! આ માતંગ જુઓને ! રાજગૃહીની લાજ એણે રાખી ! અને અમારી આ બટકબોલી વિરૂપાને ધન્યવાદ આપો ને કે રોહિણેયના કાતીલ છરાને પોતાની છાતી પર ઝીલવા તૈયાર થઈ ! મેરુપર્વત પરની બધી માટી કંઈ સુવર્ણ હોતી નથી, એમ ક્ષત્રિયના ત્યાં જન્મ્યા એ બધા ય શૂરવીર ક્ષત્રિય : એમ કશું નહિ ! × શૂરવીરતા બતાવે એ ક્ષત્રિય, વિદ્યા ભણેભણાવે એ બ્રાહ્મણ ને વેપાર કરે એ વૈશ્ય ! સહુ સહુના ધંધામાં સહુ કોઈ મોટા !"

સાંભળનારાઓ આગળનાં વાક્યો શાન્તિથી સાંભળતા, પણ જ્યારે બોલનાર પાછળના શબ્દો બોલતો ત્યારે કેટલાક એકદમ છણકી ઊઠતા.

"બેસ, બેસ ! આ તો પેલા શ્રમણોની ચાલબાજી ! હવે તો પ્રાચીન શાસ્ત્રોમાંથી ભાતભાતના અર્થ ઉપજાવવા લાગ્યા. આ તો આપણી જ છરી અને આપણી જ ગરદન. વાહ રે જમાનો ! માતંગ સારો, વિરૂપા સારી; એ વાત બરાબર. બાકી કંઈ કોલસાની ખાણમાં-થી એકાદ હીરો નીકળ્યો એટલે આખી ખાણ કંઈ હીરાની ન કહેવાય !"

બોલનારના અવાજમાં શ્રમણોના ઉપદેશ પ્રતિનો પૂર્વગ્રહ ગૂંજી રહેતો. આ રીતે હલકા ને પગ નીચે ચંપાયેલા રહેનાર ફાટી જાય એ ઘણાને પોષાય એવી વાત નહોતી.

"ભૂલો છો તમે ! એકાદ હીરો નીકળ્યો એટલે કોલસાની ખાણ કૃતકૃત્ય થઈ ગઈ. પછી એ હીરાની ખાણ જ કહેવાશે. ધૂતારાઓ !

---

× श्वपचा अपि धर्मस्थाः, संस्कृता स्युर्द्विजोत्तमाः ॥
गुणधर्मानुसारैश्च देवा दैत्याश्च मानुषाः (મહાભારત)

તમારી ચાલબાજી હવે અમે જાણી ગયા છીએ ! તમારો યત્ન કોલસાની ખાણને સદા કોલસાની ખાણ રાખવાનો છે, રખેને કદાચ એકાદ અમૂલખ હીરો નીકળી એ કોલસાની કીંમત વધારી ન દે; અને જે ખાણમાંથી હીરા નીકળવાની સંભાવના ઓછી બની છે; એનું મૂલ્ય ઘટાડી ન દે ! ગુણધર્માનુકૂળ જગત છે. જે કાળો તે કોલસો કહેવાશે; જે પ્રકાશમય હશે તે હીરો કહેવાશે. ”

અને આવી ચર્ચાઓ ઘણીવાર લાંબી થઈ જતી. નાના એવા છમકલાનું રૂપ ધારણ કરી લેતી : પણ એકાએક વિરૂપા બહાર નીકળી આવતી. એની પાછળ ધનદત્ત શેઠ પણ આવતા : અને સહુને વિનવતા :

“ ભાઈઓ ! આ ધર્મસભાનું વિવાદગૃહ નથી. માંદા માણસોનું નિવાસસ્થાન છે. તેમના આરોગ્ય માટે સર્વેએ એમનો ખ્યાલ રાખીને આવવું-જવું, બોલવું-ચાલવું જોઈએ. ”

બોલનારા પોતાના આવેશથી શરમાઈ જતા ને ચૂપ થઈ જતા.

ઘવાયેલો માતંગ પડ્યો પડ્યો વીરત્વના ઝનૂનથી હાકોટા દેતો હતો, તે જેમ જેમ એના ઘા ઠરતા ગયા તેમ તેમ મૂર્છામાં પડતો જતો હતો. એને મૂર્છા પામતો જોઈ વિરૂપા ગભરાઈ ઊઠી, પણ વૈદ્યે અભિપ્રાય આપ્યો કે આ કારી ઘા માટે દર્દીને મૂર્છાની જરૂર છે. કુદરતી રીતે મૂર્છા આવી રહી છે, તે સારી નિશાની છે.

માતંગ જ્યારે મૂર્છિત થતો જતો હતો, ત્યારે મેતાર્ય ધીરે ધીરે જાગ્રત અવસ્થામાં આવી રહ્યો હતો. એના સ્કન્ધમાં દારુણ વેદના જાગી હતી. હવે એ વેદનાથી થોડી થોડી વારે ચીસ પાડી ઊઠતો.

મેતાર્યનાં લક્ષણો પણ સારાં છે, એમ કુશળ વૈદ્યે જણાવ્યું; અને બરાબર સાવધાનીથી ઉપચાર જારી રાખવા સૂચવ્યું. બંને દરદી જીવના જોખમમાંથી ઉગરી ગયા છે: એવો એમનો સ્પષ્ટ અભિ-

પ્રાય પડ્યો. વિરૂપાની મોટી ચિંતા ટળી ગઇ ને આ વાત સાંભળી એને દ્વિગુણ ઉત્સાહ વ્યાપ્યો.

સમી સાંજ થઈ. નગરલોક ધીરે ધીરે ઓસરવા લાગ્યું. રાત પડી અને ધનદત્ત શેઠ, એમનાં પત્ની અને થોડાં દાસદાસીઓ સિવાય ત્યાં કોઈ ન રહ્યું.

વિરૂપાએ શેઠ અને શેઠાણીને આગ્રહપૂર્વક કહ્યું:

"બંને ભર ઊંઘમાં છે. હવે તો સવારે જ જાગવાના. આખી રાત અહીં બેઠા બેઠા ગાળવી એના કરતાં હવેલીએ જઈ આરામ કરો, એ જ ઠીક."

શેઠે વાત કબૂલ કરી પણ શેઠાણીની ઈચ્છા ન હતી. છતાં વિરૂપા માને તો ને!

"આજે થાકયાં પાકયાં છો! ઘેર બધું વેરવિખેર પડયું છે. કાલે તમારો વારો."

શેઠને પણ વિરૂપાની સલાહ યોગ્ય લાગી. તેમણે એ વાતને અનુમોદન આપ્યું.

"વહેલી સવારે આવી જઈશું. જરૂર પડે તો રાત્રે પણ બોલાવજો!"

"ચિંતા નહિ! એમાં મને કહેવું નહિ પડે."

થોડાંએક દાસદાસીઓ મૂકીને એક શિબિકામાં શેઠશેઠાણી ઘર તરફ રવાના થયાં. રાત જામતી ચાલી તેમ તેમ દાસદાસીઓએ પણ જગા મળી ત્યાં શરીર લંબાવી ઊંઘવા માંડયું.

આખા દિવસની સંતપ્ત રાજગૃહીની ભૂમિ પર ગંગાના જલશીકરોમાં સ્નાન કરીને આવતો, વૈભારગિરિમાળનો સુગંધી પવન વીંઝણો વાવા માંડયો. નિશાનાથ ચંદ્રદેવ પણ આકાશની એક કોરે ઊગી

જીવનીનો છંટકાવ કરવા લાગ્યા. મઘમઘી ઊઠેલાં આંબાવાડિયાની
યલોને પણ આવી સુંદર રાતે ગીત ગાવાનો ન જાણે ક્યાંથી ઉલ્લાસ
ો આવ્યો !

ગઈ કાલે રોહિણેયની અજબ મુસદ્દીવટ પાસે છેતરાયેલા ચોકી-
ાના દ્વિગુણિત અવાજો સિવાય આખી નગરી આવી સુંદર રાતની
ડમાં પોઢી ગઈ.

જાગતી હતી એકલી વિરૂપા ! જીવનની આવી સૌભાગ્ય રાત
થી ઊગશે કે નહિ, કદાચ એકાદ ઝોકું આવી જાય ને આવી
ૂલખ રાતની એકાદ ક્ષણ પણ નિરર્થક સરી જાય એ બીકે એ
વધ બનીને બેઠી હતી. ઘડીકમાં ઊઠીને માતંગને સંભાળતી, ઘડી-
ં મેતાર્યના શરીર પર હાથ ફેરવતી. દાસદાસીઓ નિરાંતે
તાં હતાં, અને તેમનાં નસકોરાંનો અવાજ શાંતિમાં બરાબર ગડ-
ટ મચાવ્યે જતો હતો.

માતંગના નાના શા સ્વચ્છ મકાનની પાછલી બારી અર્ધ ખૂલ્લી
: અને તેમાંથી સુગંધભર્યો પવન સાથે ચંદ્રનાં રૂપેરી કિરણો પણ
માં આવતાં હતાં. જોબનભરી અનેક રાતો માતંગ અને વિરૂપાએ
ચંદ્રના પ્રકાશમાં વીતાવી હતી; પણ આજના પ્રકાશમાં વિરૂપાને
જુદો આહ્લાદ લાગતો હતો.

ચંદ્રનું એક તીરછું કિરણ મેતાર્યના મુખ પર પોતાની જ્યો-
ા ફેલાવી બેઠું હતું. એક તો જન્મજાત સુંદરતા એમાં ચંદ્રકિરણે
પેલી આછી રૂપેરી તેજસ્વિતા ! માથા પર એકાદ બે ઘા ને
ાદ બે પાટાઓનાં પડ છતાં જાણે એ મુખ અવનવીન મોહકતા
વી રહ્યું હતું. એની ધનુષ્ય શી ભ્રમર ! વિશાળ લલાટ ને સુરેખ
સિકા : મોટાં મોટાં બિડાયેલાં કમળપત્ર જેવાં પોપચાં વિરૂપાને
ર બનાવી રહ્યાં. એ ઘેલી સ્ત્રી એકીટશે જોઈ રહી હતી. ચંદ્ર

આકાશમાં ઊંચો ચડતો ચાલ્યો એમ એનો વધુ ને વધુ પ્રકાશ ઘરના ગર્ભભાગને અજવાળવા લાગ્યો: અને એ પ્રકાશમાં મેતાર્ય અત્યંત ને અત્યંત રમણીય ભાસવા લાગ્યો.

મેતાર્ય ગર્ભમાં હતો ત્યારે વિરૂપાને ઘણીવાર સ્વપ્ન આવતાં: એમાં દેખાતું કે જાણે પોતે પુત્રના બદલે કમળફૂલને જન્મ આપ્યો. એ કમળફૂલનો અર્થ આજે સમજાયો. ચાંદનીના પ્રકાશમાં મેતાર્યનું મુખ કમળફૂલની સુકુમારતા ધરી બેઠું હતું.

અચાનક દૂરની ખીણોમાંથી બાજના પંજામાંથી છટકવા માગતું એક ચામાચીડિયું ઘરમાં આવી ભરાયું. થોડીવાર ચિંચિં કરી એ એક ખૂણે ચંપાઈ બેઠું. વિરૂપાની નજર મેતાર્ય પરથી સરીને માતંગ પર વળી. પૌરુષેયના અવતાર સમો, વનનો કોઈ વાઘ પોતાની બોડમાં પડ્યો હોય: એ રીતે એ નિરાંતથી પથારીમાં પડ્યો હતો. એની પડછંદ કાયા અનેક પ્રકારના ઘાથી ક્ષતવિક્ષત હતી તો ય અત્યંત ભવ્ય લાગતી હતી. એક માતંગને નિહાળી વિરૂપાને પોતાનો આખો સંસાર સનાથ–ભર્યો ભર્યો લાગતો. માતંગ ઘેર હોય ત્યારે હજાર કુટુમ્બીજનોથી એને પોતાનું ઘર ઉભરાતું જણાતું. એકલા માતંગની હૂંફથી એને જગત હર્યું ભર્યું લાગતું.

પોતાનો ચિર જીવનસાથી માતંગ! સંસારની દીનતાને, હીનતાને, જીવનના તડકાછાંયાને સાથે વેઠી જીવનસાફલ્ય કરનાર! એ જ માતંગ સાથેના પોતાના સુખી જીવનનું પ્રતીક–પરસ્પરની અદ્વિતીયતાનો સરવાળો મેતાર્ય! માતંગની જુવાનીની છટા, પોતાની યૌવનવયની સુરખી: આશા, ઉલ્લાસ ને બળ બધાની મૂર્તિમંત યાદદાસ્ત જાણે મેતાર્ય!

જીવનમાં વહાલું કોણ? માતંગ કે મેતાર્ય? બેમાંથી અધિકું કોણ? વધુ પ્રિયપાત્ર કયું?

વિરૂપા કંઈ નિશ્ચય ન કરી શકતી. એ બહાવરી બની ઘડીમાં માતંગ સામું જોતી, ઘડીમાં મેતાર્ય સામે! માતંગને જોતી ત્યારે એમ લાગતું કે જાણે જીવનમાં એથી વિશેષ કોઈ પ્રિયજન એને નથી!

મેતાર્યને જોતી ત્યારે એમ ભાસતું કે જાણે આથી વધુ પ્રિય કોણ હોઈ શકે? કલ્પના પણ કેમ કરી શકાય?

અચાનક મેતાર્યે પડખું ફેરવ્યું. ઘાયલ સ્કંધ દબાયો. વેદનાનો તીંખારો ઝગ્યો. એણે ધીરેથી સીસકારો કર્યો:

"મા!"

"હા બેટા!" વિરૂપા અચાનક જવાબ આપી બેઠી. બીજી ક્ષણે એ સાવધ બની ગઈ. ઊઠીને એના ઓશીકા પાસે આવી:

ફરીથી મેતાર્યે વેદનામાં કહ્યું:

"મા!"

"હા, મેતાર્ય! હું વિરૂપા!"

"નહીં, મા!" લવારો કરતો હોય તેમ મેતાર્ય બબડ્યો, અને એણે મસ્તક પર ફરતા વિરૂપાના હાથને પકડી લીધો.

વિરૂપાના હૃદયમાં અજબ મનોમંથન જાગ્યું. મેતાર્યે પકડેલા હાથમાંથી જાણે કોઈ અકળ મનોવ્યથા ઉત્પન્ન થઈ આખા દેહને ઘેરો લઈ રહી હતી. અચાનક ઊભી થયેલી આંધિમાં એ અટવાઈ પડી હતી. એના મનમાં અનેક તરંગો સાગરનાં ક્ષણજીવી મોજાંની જેમ જાગી જાગીને વાસ્તવિકતાની દીવાલો સાથે અફળાવા લાગ્યા.

શા માટે મેતાર્ય મારો પુત્ર છે, એમ હવે છૂપાવવું! કયા કારણે ધગધગતા આ હૃદયને એના હૃદયથી ચાંપીને શાન્ત ન કરવું! કંઈ બીકે એના અર્ધવિકસિત કોરક પુષ્પ સમા આ ઓષ્ઠને ચૂમી ન

લેવા ? કઈ હીનતાની દહેશતથી મારે નગરમાં જાહેર ન કરવું કે પરમ પરાક્રમી મેતાર્ય મારું સંતાન છે, વિરૂપા એની માતા છે; માતંગ એનો પિતા છે !

"મા, જીવનદાત્રી." મેતાર્યે હાથને વધુ ને વધુ દાબતાં કહ્યું.

વિરૂપા વધુ ધીરજ ન ધરી શકી. એ એકદમ ભાવાવેશમાં આવી પાગલ બની બેઠી.

"હા બેટા, હું તારી મા !" અને એણે એના ઓષ્ઠ પર ચુંબન ભરી લીધું.

"તું જ મારી મા !" મેતાર્ય ધીરેથી બોલ્યો. એના શબ્દોમાં માણસ ધીરજ ખોઈ નાખે તેવી મમતાનો રણકાર હતો.

"હા, બેટા, હું જ તારી સાચી મા !"

"સાચી મા એટલે શું ?" મેતાર્ય કાંઈક ભાનમાં આવ્યો હતો. એ વિરૂપાની છૂટી પડેલ લટ લઈ આંખ ઉપર રમાડી રહ્યો હતો.

"સાચી માનો અર્થ ન સમજ્યો, બેટા ?" વિરૂપા મેતાર્યના સ્પર્શથી વિહ્વલ બની રહી હતી. જુવાન–જુવતીના સ્પર્શાકર્ષણ અનેરાં હોય છે, પણ એમાં ઊંડી ઊંડી દેહવાસનાનો ભાવ ગૂંજતો હોય છે; જ્યારે માતા અને પુત્રનાં સ્પર્શાકર્ષણ તો અગમ્ય હોય છે. એમાં વાસનાના સ્થાને ત્યાગ ગૂંજતો હોય છે—આત્મસ્નેહની અપૂર્વ સુવાસ મઘમઘતી હોય છે. જુવાનજુવતીનાં સ્પર્શાકર્ષણ દેહને વિકસાવે છે, મા–પુત્રનાં આત્માને !

અને એવા આત્માના માદ પાસે માનવી કોણ બિચારું ! વિરૂપા આજુબાજુ ઊંઘતાં દાસદાસીઓનો ખ્યાલ વિસરી ગઈ. પાસે સૂતેલા માતંગને પણ ભૂલી ગઈ. ભર્યોભાદર્યો મેતવાસ અને ઘરમાં થતી વાતચીત ઘરની ભીંતે ઊભેલો સાંભળી શકેઃ એવી કાચી દીવાલોનો ખ્યાલ જ

એના મનમાંથી છૂટી ગયો. એના સ્મરણપટમાં પોતે ને મેતાર્ય: બેની જ હસ્તી રહી.

"સાચી માનો અર્થ ન સમજ્યો ?" વિરૂપાએ શબ્દોને ફરીથી જાણે ચાવ્યા. "સાચી મા એટલે અભયકુમારને જેમ સુનંદા, મેઘ-કુમારને જેમ ધારિણી, એમ હું......"

અને વિરૂપા એટલા શબ્દો પણ પૂરા ન કરી શકી. એણે મેતાર્યને છાતીસરસો ચાંપી દીધો. એના ઓષ્ઠ પર પુનઃ પુનઃ ચુંબન કર્યાં. એના મોટા વાળમાં હાથનાં આંગળાં ભેરવી ઘસવા લાગી.

"માતા, કંઈ ન સમજાયું ! તું શું કહે છે ?"

"કંઈ ન સમજાયું ?" વિરૂપાએ પ્રશ્ન કર્યો: "અબઘડી સમજાવું છું મારા લાલ !"

"કોને સમજાવે છે ? વિરૂપા, કેમ ભૂલી ગઈ કે ? દરદીની સાથે વાતચીત કરવાની વૈદ્યરાજે બંધી કરી છે."

વિરૂપા આ અવાજ સાંભળી ચમકી ઊઠી. પાછળ જોયું તો ધનદત્ત શેઠની દાસી નંદા ઊભી હતી.

"કોનું નખ્ખોદ વાળવા ઊભી થઈ છે, વિરૂપા ? આખરે હલકી જાત એટલે હલકું મન ?"

હલકું મન ! માતા પુત્રને પ્યાર કરે એનું નામ હલકું મન ! પણ ના. ના ! નંદા સાચું કહેતી હતી. બગડેલી બાજી સુધારવી જ ઘટે ! વિરૂપાએ જરા વેગથી કહ્યું:

"નંદા, જન્મ આપનાર સ્ત્રી કરતાં જન્મ આપીને જીવાડનાર સ્ત્રી સાચી માતા ખરી કે નહિ ?"

"અવશ્ય! મેતાર્યની તું સાચી માતા! વિરૂપા, હવે જરા નિદ્રા લે. આખી રાત જાગી છે. છેલ્લો પ્રહર ચાલે છે. હમણાં શેઠાણીબા પણ આવશે."

વિરૂપા છોભીલી પડી ગઈ હતી. એણે કંઈ જવાબ ન આપ્યો. એ એક ખૂણામાં સોડિયું વાળીને આરામ લેવા પડી. મેતાર્ય થોડી થોડી વારે અશક્તિની મૂર્છામાં પડી જતો હતો. એની સમજવાની શક્તિ અત્યારે બહેર મારી ગઈ હતી.

થોડીવારે ફરીથી એણે પડખું ફેરવ્યું, અને ધીમા સીસકારા સાથે કહ્યું:

"મા! ક્યાં છે?"

"આ રહી બેટા. પાસે જ ઊભી છું ને! આખી રાત ઊંઘ તો બરાબર આવીને?" શેઠાણીએ પીઠ પર હાથ પસારતાં કહ્યું:

અર્ધમીંચેલી આંખે મેતાર્યે માતાની અલકલટ લેવા પ્રયત્ન કર્યો, પણ આ શું? વિખરાયેલ કેશવાળી, ચંદ્રના પ્રકાશમાં ચંદ્ર જેવા સૌમ્ય મુખવાળી સ્ત્રીના બદલે–તાજા સ્નાન–શૃંગાર કરેલ; ઊગતા સૂર્યના કેસરવર્ણા ગોળા જેવા મુખવાળી સ્ત્રી! મેતાર્યની થાકેલી સ્મરણ-શક્તિએ વિચાર કર્યો:

રાતે આવેલી કયી મા, જેની અલકલટ સાથે મેં મારાં પોપચાં ધસ્યાં હતાં; ને આ મમતાભર્યા મુખવાળી માતા કયી? શું દિવસ અને રાત તો માતા બનીને નથી આવ્યાં? અથવા માતા જ એવાં જુજવાં બે રૂપ તો નથી ધરતી ને!

મેતાર્યના તન સાથે મન પણ અશક્ત હતું. એ ફરીથી તંદ્રામાં પડ્યો.

થોડીવારે પુનઃ ઉચ્ચાર કર્યો:

“ મા ! ”

“ આ રહી, બેટા ! ” શેઠાણીએ મેતાર્યના લલાટે ધીરેથી હાથ ફેરવ્યો !

ઉષાની મૃદુ આભા બારીવાટે ઘરમાં પ્રસરી રહી હતી. એક ખૂણે ઊંઘવાના બહાને સોડિયું વાળીને પડેલી વિરૂપા શું ખરેખર ઊંઘતી હતી !

નારે ના ! એ ઘેલી રડી રહી હતી. પણ રડનારાંઓને રડતાં રાખીઃ હસનારાંઓ સાથે હસતો હસતો સૂર્યનો ગોળો ક્ષિતિજમાંથી પોતાનાં પ્રખર કિરણોનું પૃથ્વીની વિશાળ પીઠ પર શરસંધાન કરતો હતો.

## મગધનાં મહારત્નો

### [ ૧૧ ]

રડતી રડતી નિદ્રાના ખોળે પોઢી ગયેલી વિરૂપા જાગી ત્યારે એના ઘરની આસપાસ મોટો કોલાહલ થઈ રહ્યો હતો. શેરીઓ અને રસ્તાઓ ઝડપથી ને ચિવટથી સાફ થઈ રહ્યા હતા. ચારે તરફ જળનો છંટકાવ થઈ રહ્યો હતો. ઠેર ઠેર રંગોળીઓ પૂરાઈ રહી હતી, ને ઝરૂખે ઝરૂખે આસોપાલવનાં તોરણો બંધાઈ રહ્યાં હતાં. પ્રજાજનો ફરતાં ફરતાં ખૂબ શોર મચાવી રહ્યાં હતાં.

ઘોડેસ્વાર સમાચાર લાવ્યો હતો કે મહારાજ બિમ્બિસાર વૈશાલિપતિ ચેટકની રૂપસુંદર પુત્રી સુજ્યેષ્ઠાનું હરણ કરીને આવી રહ્યા છે. નગરથી થોડે દૂર છે. એક પ્રહર પૂરો થતાં તેઓ આ તરફ આવવા રવાના થશે.

ક્ષત્રિય રાજા એક રાજકુમારીનું હરણ કરે, અને તેમાં પણ બધા રાજવીઓ વચ્ચે સંસ્કાર ને ધર્મપરાયણતાનો ફાંકો રાખનાર રાજવીની પુત્રીનું હરણ કરેઃ એ તો પ્રજાને પોરસ ચડાવે તેવો પ્રસંગ! બે દિવસ પહેલાંનો—દુઃખદ લૂંટફાટનો પ્રસંગ ભૂલી પ્રજા તો પોતાના આવા નરવીર ને પરાક્રમી રાજવીનાં સન્માન કરવા ઘેલી બની ઊઠી. ઘર, ગવાક્ષો, ઝરૂખાઓ શણગારવા માંડ્યા હતા. મોતીના સાથિયા અને રંગોળી પૂરાવવી શરૂ થઈ હતી. આજે તો રાજાજીએ મગધના નામનો ડંકો દેશ દેશમાં વગાડ્યો હતો. ચૌટે ને ચકલે પુરજનો એકઠાં

મળી કંઈ કંઈ વાર્તાવિનોદ કરવા લાગ્યાં હતાં.

"અલ્યા, આ કુમારી તો જ્ઞાતપુત્રની ઉપાસિકા છે. હવે એનો ધરમ ને બરમ!" એકે હસતાં કહ્યું.

"ઠીક નાક કાપ્યું, રાજા ચેટક તો કોઈને ગણકારતો જ નહોતો. પોતાની પાસે જાણે બધા રાજા તણખલાં! અલ્યા, એ અહિંસાધર્મનો ઉપાસક લડવા બહાર નીકળ્યો હશે કે!"

"અરે, લડવાને બદલે સામાયક કરવા બેઠો હશે!" ને ચર્ચા કરનારાઓ હસી પડ્યા. સહુને રાજકીય કરતાં આ પ્રસંગ ધાર્મિક રીતે પણ ઠીક લાગ્યો. જ્ઞાતપુત્રના ઉપાસકોએ હમણાં હમણાં ઉપાડો લીધો હતો. આ પ્રસંગ એમને હેઠા બેસાડવા માટે ઠીક ઉપયોગી નીવડશે. એમ બધા માનવા લાગ્યા હતા.

પણ પુરજનો આ વાત કરીને વિખરાય, તે પહેલાં તો એક જણ ઉતાવળો ઉતાવળો વચ્ચે ધસી આવ્યો. એ ખૂબ હાંફતો હતો ને સાથે સાથે પેટ પકડીને હસતો હતો.

"અરે, એક ખૂબ હસવા જેવી ખબર!"

"શું છે શંભુ?" આખું ટોળું નવા સમાચાર જાણવાની જિજ્ઞાસાથી એને ઘેરી વળ્યું. પણ શંભુ અસંત હાંફતો હતો. એ હાંફવા નવરો પડતો ત્યાં હસવા લાગતોઃ ને હસવામાંથી જરા નવરો પડતો ત્યાં હાંફતો.

"શું કહું? હું તો હસીને બેવડ વળી ગયો. રાજદેવડીએથી જ સાંભળીને આવ્યો છું. કેવી વિચિત્ર ઘટના! અને પુનઃ એ હસવા લાગ્યો. એકઠા થયેલાઓની ઇંતેજારી હદપારની વધી ગઈ હતી. એકે લાકડીનો ગોદો મારતાં કહ્યું:

"અલ્યા, વાત કહે છે કે આનાથી તારી ખોપરી ખોખરી કરી નાખું ?"

"ના, ભાઈ, ના ! જરા મારો શ્વાસ તો હેઠો બેસવા દો ! અરે, કેવી વિચિત્ર વાત..." અને પાછું એણે હસવા માંડ્યું. આ રીતે હસવાનો અંત ક્યારે આવત તેની કલ્પના થઈ શકતી નહોતી, પણ એકાએક એક જણાએ એની ગળચી પકડી ને ધમકાવ્યો:

"હસવું બંધ કરે છે કે ગળું પીસી દઉં !"

ભયનો માર્યો શંભુ શાન્ત થઈ ગયો. એણે વાત કહેવી શરૂ કરી:

"શું કહું તમને ! અરે, ભાઈઓ વાત કરતાં કરતાં વચ્ચે મારાથી હસી પડાય તો માફ કરશો." અને ગળું ઢીલું પડતાં શંભુ ફરીથી હસી પડ્યો. પણ પેલા પુરુષે ફરીથી દબાવતાં એ સાવધ બન્યો ને કહેવા લાગ્યો:

"વાત એવી બની કે એક તાપસી પાસેથી છબી જોઈને રાજા ચેટકની છઠ્ઠી પુત્રી સુજ્યેષ્ઠાનું હરણ કરવાનો સંકેત રચવામાં આવ્યો હતો. સુજ્યેષ્ઠાએ આપણા મહારાજા માટે ઘણું ઘણું સાંભળ્યું હતું ને તેમાં તેને મહામાત્ય અભય અને આપણા ગામની કુશળ દેવદત્તાનો પ્રસંગ સાંપડતાં એ તો મનથી મહારાજાને વરી ચૂકી. પણ રાજા ચેટકને આ વાત કોણ કરે ! આપણા મહારાજાએ એનું માગું કર્યું ત્યારે પેલો દોઢડાહ્યો કહે કે હૈહૈય વંશની કન્યા વાહી કુળના ત્યાં ન હોય ! પણ સુજ્યેષ્ઠાએ કહેવરાવ્યું કે હું તૈયાર છું, મને લઈ જાઓ !" શંભુ જરા થોભ્યો. એની વાતથી બધા શાન્ત પડ્યા હતા ને અજબ ઈંતેજારીથી એના મોં સામે જોઈને બેઠા હતા.

"પછી તો મહારાજ ગયા, આપણા મહામાત્ય ગયા. મહામાત્ય હોય ત્યાં શું બાકી રહે ? એમણે ઠેઠ રાજમહેલના અંતઃભાગ સુધી સુરંગ ખોદાવી. નિયત કરેલા દિવસે મહારાજ રથ લઇને સુરંગના

મુખદ્વાર આગળ ઊભા રહ્યા. બરાબર વખતે ચેટકપુત્રી આવી ને મહારાજાએ તો રથમાં બેસાડી રથ હાંકી મૂક્યો. પાછળ હોહા થઇ ને રાજા ચેટકને ખબર પડી ગઇ. તેઓએ પીછો પકડ્યો પણ તેમની ખબર લેવા મહામાત્ય અભય અને આપણું સૈન્ય તૈયાર જ હતું. મહારાજા તો રથ સાથે દૂર દૂર નીકળી ગયા. પણ ભાઈઓ, હવે ખરી મજાની વાત આવે છે. કાન દઈને સાંભળજો ' " શંભુએ એમાં વિશેષ રસ મૂકવા વાત અટકાવી.

" હા, હા, તું તો કહે જા ! અમે કાન ઘેર મૂકીને નથી આવ્યા ! "

" મહારાજનો રથ તો ધમધમ કરતો ચાલ્યો જતો હતો. સવાર થયું ને ભાણુ ઊગ્યો કે મહારાજે રથનો પડદો ઊંચકી કુંવરીને બોલાવીઃ 'સુજ્યેષ્ઠા !' કુંવરી કહેઃ "મહારાજ, મારું નામ ચેલ્લણા ! હું એની નાની બેન છું, મારી બેન તો રત્નકરંડક લેવા ગઈ હતી ને આપે રથ હાંકી મૂક્યોઃ" મહારાજાએ સૌંદર્યના પુંજ સમી એ કુંવરીને નીરખતાં નીરખતાં કહ્યુંઃ " હે મૃગલોચને ! મારો પ્રયાસ વ્યર્થ નથી ગયો. મારે મન તું પણ તેટલી જ સુંદર જણાય છે. "

" વાહ વાહ, ખરો ઘાટ બન્યો. પછી શું થયું ? "

" શું થાય ! સુજ્યેષ્ઠા નહીં તો એની બેન સહી. મહારાજાએ તો એની સાથે ગાંધર્વવિવાહ કર્યો."

" અરે, પણ બેમાં વધુ સુંદર કોણ ? "

" એકને જુઓ ને એકને ભૂલો. આ તો એક કાંકરે બે પક્ષી માર્યાં. મહારાજા ચેલ્લણાને પણ પરણ્યા ને હવે સુજ્યેષ્ઠા ક્યાં જવાની હતી ? ભાઇઓ, એ તો કહ્યું છે ને કે વધુ ડાહ્યો વધુ ખરડાય ! રાજા ચેટક કહેતો કે મારા હાથે કોઈ પુત્રપુત્રીનાં લગ્ન નહીં કરું ! હવે હાથે ન કર્યાં તો હૈયે વાગ્યાં ને ! એ તો એકનીય ના પાડતો હતો

ને આ તો બેયે ગઈ!"

આખું ટોળું ખૂબ મોટેથી હસી પડયું ને આ ખુશ થવા જેવા સમાચારથી બધા જાણે ઘેલા બની ગયા, તેમ ભાતભાતની ચર્ચાઓ કરતા હસવા લાગ્યા.

"અરે, આ હસવા જેવો પ્રસંગ છે?" દૂરથી કોઈનો ગંભીર અવાજ સંભળાયો. એક મોટો લશ્કરી અમલદાર લોહી ખરડાયેલાં વસ્ત્રો સાથે ધસ્યો આવતો હતો.

હસનારાંઓનાં મોં એકદમ શીવાઈ ગયાં. એ તો મગધનો જાણીતો સંદેશવાહક દેવસૂનુ હતો. એ જોરશોરથી કહેતો હતોઃ

"મહારાજાની આજ્ઞા છે, કે કોઈએ મંગળગીત ન ગાવાં. આ આસોપાલવ, આ રંગોળીઓ, આ કુંકુમઅક્ષતના થાળો બધું હટાવી લો! દિવસે અબીલગુલાલ ઉડાડવાની કે રાત્રે દીપમાળા પ્રગટાવવાની પણ આજ્ઞા નથી."

"નક્કી કંઈ અશુભ થયું." લોકોનાં ટોળેટોળાં આ આજ્ઞા ઉપર વિધવિધ જાતની ચર્ચા ચલાવવા લાગ્યાં. દેવસૂનુનો ઉપયોગ જવલ્લે જ થતો. એ જે સંદેશ લઈને આવે એ ગંભીર જ હોય એવી પ્રજાની ધારણા હતી. કેટલાક માણસો દેવસૂનુની પાછળ પાછળ ચાલ્યા.

અધિકારી રાજમહેલ તરફ નહોતો જતો, પણ મગધના મહારથિકો, સામંતો અને સરદારોના આવાસ તરફ જતો હતો. એની પાછળ પાછળ થોડું અંતર રાખીને લોકોનું મોટું ટોળું પણ ચાલ્યું.

દેવસૂનુ મગધના મહાન યોદ્ધા અને વિશ્વાસુ અંગરક્ષક નાગ રથિકને ઘેર જઈ ઊભો રહ્યો. દરવાજા ઉપરની દાસી દ્વારા અંદર પ્રવેશવાની એણે અનુજ્ઞા માગી.

થોડીવારમાં ખુદ નાગ રથિક પોતે બહાર આવ્યા. અવસ્થા તો

લગભગ *શતશરદે પહોંચી હતી, પણ એમના દેહ પર હજી ય જૂની પરાક્રમશીલતા ને વીરતા ચમકી રહ્યાં હતાં. કોઈ પહાડ જેવી એમની પડછંદ કાયા પર અલબત્ત એક પણ વાળ શ્વેત થયા સિવાય રહ્યો નહોતો, પણ કસાયેલું બદન જોનારને એમ જ લાગતું હતું કે આ માનવી હજી પણ એક જ હાકે ને એક જ છલાંગે અશ્વ પર આરુઢ થઈ શકે ને રણમાં ઘૂમી શકે.

નાગ રથિક મગધની એક પૂજનીય વ્યક્તિ હતી. એનો પ્રતાપ દેખવામાં કંઈ દેખાતો નહોતો, છતાં એના પ્રતાપને વશ થવામાં બધા પોતાનું કર્તવ્ય સમજતા. મહારાજ બિમ્બિસારના પિતા રાજા પ્રસેનજિતના મૃત્યુ સમયે જ્યારે રાજગાદી માટે ભયંકર તોફાન ઉપડયું: અને કોને ગાદી આપવી એવો પ્રશ્ન ખડો થયો: ત્યારે એકવાર એમ લાગેલું કે જાણે આંતરકલહમાં મગધનું આખું સામ્રાજ્ય બળીને ખાખ થઈ જશે. મહારાણી તિલકાનો પક્ષ સબળ બની બેઠો હતો, ને જો બિમ્બિસારને રાજ્ય મળે તો બળવો જગાવવાની પેરવીમાં હતો. મહારાજ પ્રસેનજિત પણ આ ભયથી ગુપ્ત રીતે બિમ્બિસારની તરફેણ કરતા હતા: પણ પ્રગટ રીતે કંઈ કરી શકવા અસમર્થ હતા, એવી કપરી વેળાએ મગધનો આજીવન સેવક આ મહાન નાગ રથિક ખુલ્લંખુલ્લા બહાર પડ્યો. એણે કહ્યું: "ગુણમાં ને હકમાં બિમ્બિસાર જ રાજતિલકને યોગ્ય છે. અને એને જ રાજતિલક થશે."

એકવાર આ શબ્દોએ તો અત્યંત તોફાન ઊભું કર્યું, પણ નાગરથિક મેદાને પડ્યો. કૂડકપટ, દાવપેચ, વિષના પ્યાલા અને નગ્ન ખંજરોની દુનિયા સામે આવી ઊભી: પણ આ મહાન યોદ્ધો હિંમત ન હાર્યો. એણે આખી મગધની પ્રજાને તૈયાર કરી અને બિમ્બિસારને રાજતિલક કર્યું. મહારાજ બિમ્બિસારે નાગરથિકને પોતાના અંગરક્ષકનું માનવંતુ પદ આપ્યું. આ પછી તો કેટલાંય યુદ્ધોમાં નાગ

* સો વર્ષ

રથિક મહારાજા સાથે લડયો. અને છેલ્લે છેલ્લે પોતાના બત્રીસ પુત્રોને મહારાજાની સેવામાં મૂકીને પોતે નિવૃત્ત થયો.

આવા નાગરથિકને આવતા નિહાળી સહુ શાન્તિ અને શિષ્ટતાથી ઊભા રહી ગયા. એકદમ દેવસૂનુ એમના પગમાં પડયો ને ચોધાર આંસુએ રડી પડયો.

"દેવસૂનુ, શા માટે રડે છે? મહારાજ તો હેમખેમ છે ને! મહામાત્ય તો કુશળ છે ને!"

"બંને ય કુશળ છે, પણ..." અને ફરીથી અધિકારી રડી પડયો. એ એકલો વૈતનિક સંદેશવાહક નહોતો, એને નાગ રથિક પ્રત્યે અનહદ માન હતું.

"પણ દેવસૂનુ તારા જેવો પુરુષ રડે, એનો અર્થ મારાથી સમજાતો નથી. શું છે? મારા પુત્રો હેમખેમ છે ને?"

"પૂજ્યવર્ય, આપના પુત્રો......" સંદેશવાહક આગળ ન બોલી શકયો.

"મારા પુત્રો!" અંદરથી એક તીણો સ્વર આવ્યો. પલકારામાં એક–વયે વૃદ્ધ પણ દેખાવે પ્રૌઢ સ્ત્રી બહાર ધસી આવી. દેવસૂનુએ તેને પણ નમસ્કાર કર્યા ને કહ્યુંઃ

"દેવી સુલસા, બહુ માઠા સમાચાર છે."

"માઠા સમાચાર?" ને સુલસા એકદમ આગળ આવી. નાગ રથિકની આ પત્ની હતી. નાગ રથિક રાજગૃહીની પ્રજાને જેમ પ્રિય હતોઃ તેમ સુલસા તરફ પણ સહુને માન હતું. એક બે નહિ, પણ બત્રીસ પુત્રોની માતા બનનાર આ નારીનો દેહ ને રૂપશ્રી હજી તેવાં ને તેવાં જ હતાં. એના શરીર પર વૃદ્ધાવસ્થા ઊતરતી જતી હતીઃ એમ એમ સૌમ્યતાનો અંબાર વૃદ્ધિ પામતો જતો હતો.

મગધની મહાનારીઓમાં સુલસાની ગણુતરી થતી હતી. એણે યુવાવસ્થામાંથી જ જ્ઞાતપુત્રનો ઉપદેશ સાંભળી તેમનો ધર્મ સ્વીકાર્યો હતો. ધન, યૌવન અને આરોગ્ય હોવા છતાં આ દંપતિએ આખું જીવન પર–ઉપકારમાં વીતાવ્યું હતું. બત્રીસ–બત્રીસ પુત્રોની જંજાળ વચ્ચે પણ સુલસા જાણે નવરી ને નવરી જ ! કોઇને ભીડ પડી કે મદદે પહોંચી જ છે ! છેલ્લાં વર્ષોથી તો એણે જૈન શ્રમણો પાસેથી બારવ્રત અંગિકાર કર્યા હતાં. સૌંદર્ય અને શીલથી ઓપતી સુલસાને પેટે જન્મ લેવો: એ મગધવાસીઓને મન ગર્વના વિષય હતો. નાગરથિકે રાજકાજથી પ્રત્યક્ષ રીતે નિવૃત્તિ લીધા પછી તેના બત્રીસ પુત્રો મહારાજા બિમ્બિસારના અંગરક્ષક તરીકે નિમાયા હતા.

એ બધા મહારાજા સાથે વૈશાલી ગયા હતા. સુલસા પોતાના પુત્રોના કુશળ માટે વ્યગ્ર બની રહી.

“ દેવી, આપના પુત્રોનું મૃત્યુ થયું.”

“ મૃત્યુ ! ” સુલસાની આંખોમાં જાણે અશ્રુનો સાગર ઉલટવા લાગ્યો.

“ કોણુ કોણુ મરાયા ! શી રીતે મરાયા ? ”

“ યુદ્ધમાં મરાયા, મહારાજાનું રક્ષણ કરતા.”

“ યુદ્ધમાં મરાયા ને ! ” વૃદ્ધ નાગ રથિકે ગળું ખંખેરતાં ખંખેરતાં વ્યગ્ર બનેલી સુલસા તરફ જોતાં કહ્યું: “ દેવી, આપણા સ્વામીની સેવા કરતાં કરતાં બેચાર પુત્રોએ હસતે મોંએ બલિદાન આપ્યું, એથી રૂડું શું ? આ પામર જીવનની એનાથી વિશેષ સાર્થકતા શી ? હું તો શાબાશી આપું છું, એ મારી મૃતસંતતિને ! ”

“ પણ, પણ, મારા દેવ ! લડાઈમાં એક બે નથી હણાયા પણ......” સંદેશવાહકની જીભ લોચા વાળવા લાગી.

"હા, હા. પણ એમાં મારે માટે શોક કરવા જેવું નથી. મારે તો બત્રીસ બત્રીસ પુત્રો છે, પણ દેવસૂનુ! જે માતાનો એકનો એક લાડકવાયો ગયો હોય એના દ્વાર પર પહેલાં જવું ઘટે. મહારાજની મમતા માટે આભારી છું. દેવસૂનુ, શાંતિથી કહે કે મારા પુત્રોમાંથી કોણ કોણ વીરગતિ પામ્યું?"

"ઓ મારા દેવતા, નથી બોલી શકતો, આપના બત્રીસે પુત્રો કામ આવ્યા."

"બત્રીસે પુત્રો?" કોઈ મોટા વટવૃક્ષ પર જાણે વીજળી પડી; એમ નાગરથિક આટલું બોલીને સ્તબ્ધ બની ગયો.

"હાય, હું કેમ જીવીશ?" સુલસા જમીન પર પડી મૂર્છા પામી ગઈ. નાગરથિકનો ચહેરો અત્યારે જોઈ શકાય તેવો નહોતો. આંતરયુદ્ધની એક એક નિશાની દેહ પર પથરાઈ ગઈ હતી. અશ્રુનો સાગર ઉલટી પડ્યો હોય ને આંખોના પડદા પાછળ જાણે ખાળી દીધો હોય એવાં એનાં નયનો ભર્યાં હતાં. રૂંવાડે રૂંવાડું સ્થિર થઈ ગયું હતું. શ્વાસની ક્રિયા પણ શાન્ત થતી ચાલી હતી.

"નાથ, શે જીવાશે? હાય, મારાં બાળ!" જાગ્રત થયેલી સુલસા આટલું બોલી ફરીથી બેશુદ્ધ બની ગઈ.

"દેવી, જાગ્રત થા! તને ધર્મની જ્ઞાતાને આટલો મોહ શોભે? કોનાં છોરું ને કોનાં વાછરું!" વયોવૃદ્ધ નાગરથિકે સુલસાના મસ્તકને પંપાળ્યું. પાણી છાંટયું ને દાસીએ ચંદનનો લેપ કર્યો.

સુલસાએ ધીરે ધીરે નેત્રો ઉઘાડ્યાં. નાગરથિક સાંત્વન આપતો કહેવા લાગ્યોઃ "સુલસા, મારા કરતાં તું ધર્મમાં વધુ નિપુણ છે, અને આ પામરતા! કર્મની ગતિ ભૂલી ગઈ? કોણ તારું છે ને કોણ મારું છે!"

"નાથ, તમે યોદ્ધા છો, હું માતા છું. માતાની પીડ તમે ન જાણો! હું સમજું છું કે આ મોહ છે, પણ માતા છું."

"સુલસા, મહારાજ બિમ્બિસાર ચેટકપુત્રી ચેલ્લણા સાથે ગાંધર્વવિવાહ કરીને આવી રહ્યા છે. એ વખતે આવી રોકકળ કરી અપશુકન થાય ?"

"ચેટકપુત્રી ચેલણા ? જ્ઞાતપુત્રની પરમ ઉપાસિકા! મગધની મહારાણી બની! શુભસંદેશ!"

"દેવી, એ અર્થે નગરજનોએ ઉત્સવ આદરેલો. ધૂપ, દીપ ને તોરણમાળાઓ તૈયાર કરેલી. પણ પાછળથી આપણા પુત્રના મૃત્યુના સમાચાર મળતાં તેમણે બધું બંધ કરાવ્યું છે."

"બધું બંધ કરાવ્યું છે ?" સુલસા ક્ષણવાર વિચારમાં પડી ગઈ.

"હા, દેવી! અને મહારાજ મહામાત્ય સાથે સીધા અહીં પધારે છે, અને પછી માતંગને ઘેર જશે. ધન્ય છે માતંગને! ધન્ય છે મેતાર્યને! ખરે વખતે એમણે આપણી આબરૂ રાખી, તારા બત્રીસ પુત્રો કરતાં નગરજનોની રક્ષા ને નગરધણીની કીર્તિ માટે મરી ફિટનાર એ મેતાર્યને તો યાદ કર!" નાગરથિક ગળગળે સાદે બોલી રહ્યો હતો.

"મહારાજ હવે પધારતા હશે. હું પાછો ફરું છું." દેવસૂનુએ આજ્ઞા માગી.

"ખુશીથી પાછો જા! મહારાજાને કહે જે કે મગધરાજના નામ પર બત્રીસ પુત્રોની તો શું, પોતાની જાતની પણ કુરબાની કરવા માટે નાગરથિક ને સુલસા તૈયાર છે. ઘણું જીવો મગધરાજ!"

"ઘણું જીવો મગધના મહાજનો!" અચાનક પાછળથી ધીર-

ગંભીર સ્વર આવ્યો. બધાએ ચમકીને પાછળ જોયું તો સ્વયં મહારાજા અને મહામાત્ય આવી ઊભા હતા.

સુલસા સ્વસ્થ થઈ બાજુમાં માથું નમાવી ઊભી રહી. નાગ રથિકે હાથ જોડી નમસ્કાર કર્યા; પણ આ શું ? ખુદ મગધરાજે નાગ રથિકના પગનો સ્પર્શ કર્યો.

“ મારા નાથ, મને શરમાવીશ મા ! ”

“ હું ક્ષમા યાચું છું, નાગ દેવ ! ”

“ શાની ક્ષમા ? ”

“ બત્રીસ લક્ષણા બત્રીસેના સંહારનું નિમિત્ત બન્યો તે માટે.”

“ કોનો સંહાર, રાજવી ! મગધના સિંહાસન માટે જ તો આ જીવતર છે, રાજન્, મારો વંશ ચિરંજીવ બની ગયો.”

“ દેવી સુલસા મને ક્ષમા આપશે કે ? ”

“ શા માટે નહિ ? સુલસા આજે વિશ્વમાં અભિમાન લઈ શકે તેવા પુત્રોની માતા સિદ્ધ થઈ છે. જીવન અને મૃત્યુ તો દિવસ રાત જેવાં છે. ” નાગરથિકે વચ્ચે કહ્યું.

“ કેટલું ધૈર્ય ! ખરેખર મગધની આવી મહાપ્રજા માટે હું રાજા તરીકે અયોગ્ય છું: એવું મને ઘણીવાર લાગી આવે છે.” નિખાલસ સ્વભાવના મગધરાજે નમ્રતાપૂર્વક કહ્યું:

“ જેવા રાજા હોય તેવી પ્રજા થાય. મહારાજ, આજનો ઉત્સવ ફરીથી શરૂ થાય તેવી મારી ઇચ્છા છે. સુલસાના ઘેર શોક નથી, પણ ઉછરંગ છે: એ વાતની પ્રજાને મારે જાણ કરવી છે.” સુલસાએ નમ્ર મુખે પ્રાર્થના કરી અને એ મહારાજની પાછળ રહેલી શિબિકા તરફ આગળ વધી. દાસીઓ મોતીના હાર, સુંદર ફૂલો ને અક્ષત–કુંકુમના

થાળ લઈ આવી.

રથમાં રાણી ચેલ્લણા હતાં.

"મગધનાં મહારાણી ! મગધની એક નારી આપનું સ્વાગત કરે છે."

સુલસાએ રાણી ચેલ્લણાને વધાવ્યાં, હસ્ત ગ્રહીને બહાર લાવી.

"માતા, મગધના શિરછત્રસમા નાગદેવને નમસ્કાર કરો !" મહામાત્ય અભયકુમારે રાણીજીને કહ્યું:

"પ્રણામ છે, પૂજનીય દેવતા !"

"દેવી, અખંડ સૌભાગ્ય ભોગવો ને રાજા ચેટકના સંસ્કાર-બીજ અહીં રોપજો !" નાગરથિકે આશીર્વાદ આપ્યા.

આ આશીર્વાદે કેટલાકને ચમકાવ્યા. અરે, આ તો મહારાજ મગધરાજનું અપમાન ! પણ ના, ના, એ વીર યોદ્ધાના શબ્દોમાં એટલી નિખાલસતા ભરી હતી કે સહુને અપમાન કરતાં એમાં શિખામણનો ભાસ થયો.

અનેક જાતના વિચિત્ર બનાવોથી મૂંઝાઈ રહેલ રાણી ચેલ્લણા આ પુરુષ સામે આશ્ચર્ય અને હર્ષથી નિહાળી રહી ! એક જ ક્ષણમાં મગધની અસંસ્કારિતા વિષેની એની કલ્પના સરી ગઈ. નવીન વાતાવરણ જાણે જૂનું લાગવા માંડ્યું. એણે મસ્તક નમાવી આશીર્વાદ ઝીલતાં કહ્યું:

"ગુરુજનોના આશીર્વાદ ફળો !"

પુત્રમૃત્યુની ઘેરી છાયા ધીરે ધીરે વિલીન થવા લાગી. જ્યાં મરનાર પુત્રોનાં માતા ને પિતા સ્વયં ઉત્સવમાં અગ્રગણ્ય ભાગ લે. ત્યાં બીજા શોક શી રીતે મનાવી શકે ?

"શ્રેષ્ઠિપુત્ર મેતાર્ય અને ઉદ્યાનરક્ષક માતંગનું સ્વાસ્થ્ય કેવું છે?" મહારાજાએ નાગદેવને પ્રશ્ન કર્યો.

"સારું છે. મહારાજ, મગધની લાજ એ બે જણાએ રાખી!"

"અને વિરૂપા?"

"હા, હા, એણે પણ જીવના સાટે મેતાર્યને જાળવ્યો, નહિ તો આજે રાજગૃહીનો એકે દીવો થોડો જલતો હોત."

"ચાલો, આપણે સર્વે એમની ખબર લેવા જઈએ. એમનું જાહેર સન્માન થવું ઘટે!" મહામાત્યે પ્રસ્તાવ મૂક્યો.

આગળ મહામાત્ય ને નાગદેવના અશ્વ, પાછળ મહારાજાનો અશ્વ અને પછી નવાં રાણીની શિબિકાઃ પાછળ માનવસમુદાયનો કોઈ હિસાબ નહોતો.

વિરૂપાના તુચ્છાતિતુચ્છ આવાસ તરફ મહા મહિમાવન્તો માનવ-સાગર ઊલટી રહ્યો. રાજા અને પ્રજાની આ હેતપ્રીત જોવા જાણે આકાશના દેવતાઓ પણ હાજર થયા હોય અને એમના પ્રકાશથી આખું નભોમંડળ ઝગઝગી રહ્યું હોય તેમ લાગતું હતું. સવારનો સૂર્ય મધ્યાહ્ને પહોંચતો હતો.

# અભૂતપૂર્વ

## [ ૧૨ ]

મગધના ઇતિહાસમાં આજનો પ્રસંગ સુવર્ણાક્ષરે રચાતો હતો. રાજગૃહીના મહામહિમાવન્તા રાજવીઓના ગજરાજો જે પૃથ્વી પરથી પસાર થતા, એ પૃથ્વીની રજને પણ અસ્પૃશ્ય, મેત, ચાંડાલના પડછાયાથી દૂર રાખવાની ઉત્કટ સાવધાની આજ સુધી સેવવામાં આવી હતી; એને બદલે આજે ખુદ મગધરાજ મેતોના વાસમાં જઈ રહ્યા હતા. અને મગધરાજ જ્યાં જાય ત્યાં એમની પાછળ કોણ ન જાય

અને મગધરાજ જેઓના ઘેર પગલાં પાડે એના ત્યાં શી શી ઋદ્ધિ–સમૃદ્ધિ ન પ્રગટે ! મેતોના આનંદની અવધિ આવી ગઈ હતી. એમનાં નાનાં ઘર અને નાનાં મન વિશાળ રૂપ ધરી રહ્યાં હતાં. મગધનો નાથ જેઓને આંગણું આવે, એને હીન, દીન ને અસ્પૃશ્ય કોણ કહે ? જનમ જનમની હીનતા આજ ધોવાઈ ગઈ હતી. આમ્રવૃક્ષોની મંજરીઓથી એમણે ફૂબાનાં આંગણાં શણગાર્યાં હતાં ને ગંગાની કંદરાઓની માખણ જેવી માટી લાવી રસ્તાઓ ભર્યા હતા. પ્રાતઃકાલથી કોઈ નવરું જ નહોતું પડ્યું.

ખરી ધમાલ તો વિરૂપાને ત્યાં હતી. ધનદત્ત શેઠના અનેક દાસદાસીઓ માયાવી ભૂતની શક્તિથી કામ કરી રહ્યાં હતાં. નવનવા સ્થંભો, નવનવાં વિરામસ્થાનો, રાજમાર્ગને સાંકળતો નવીન વિશાળ માર્ગ : અને વચ્ચે વચ્ચે સુંદર જળના ફુવારાઓ યોજ્યા હતા. શેઠ-

શેઠાણીએ માર્ગમાં મહારાજના પગલે મોતી વેરી મગધેશ્વરના સ્વાગતનો નિર્ણય કર્યો હતો.

ગરીબ બિચારી વિરૂપા શું નિર્ણય કરે ! એ તો ઘેલી જ બની ગઈ હતી.

વાજિંત્રોના નાદ ત્યાં નહોતા, પણ માનવીઓના કંઠમાંથી નીકળી રહેલો જયજયકાર વાતાવરણને મિષ્ટ બનાવી રહ્યો હતો. અનેક દુઃખદ બનાવો પર આજનો પ્રસંગ સુખદ વાયુલહરીઓ વહાવી રહ્યો હતો. રાજગૃહીની લૂંટ, મેતાર્ય–માતંગ વગેરેની ભયજનક ઘાયલ સ્થિતિ અને રાજા ચેટક સાથેના યુદ્ધમાં મરાયેલા અનેક નગરયોદ્ધાઓ: આટઆટલા ગમગીન બનાવો પર પણ ઉલ્લાસની છાયા પાથરી દેવાનું વ્યક્તિત્વ મગધનો નાથ ને મગધના મહામાત્ય ધરાવતા હતા. મહાન લાગતા મગધની મહત્તા સામાન્ય રીતે શોધી ન જડતી, શોધનાર ઘણીવાર નિરાશ થતો, પણ આવા કટોકટીના પ્રસંગે એ વણશોધી ઝળકી ઊઠતી.

મગધરાજ મેતોના વાસ આગળ ઊભા કરેલા સ્વાગત–દ્વાર પાસે આવીને અશ્વથી નીચે ઊતરી ગયા. મહામાત્ય અને બીજાઓએ પણ તેમનું અનુકરણ કર્યું. પ્રજા અનિમેષ નયને પ્રતાપી એવા મહારાજ મગધેશ્વરના ઉપડતા ચરણોને જોઈ રહી. તેઓને લાગી આવ્યું કે આવા પ્રતાપી રાજાની ચરણરજની સેવા માટે જીવન અને મૃત્યુની શી વિસાત છે ! હજાર જીવન ને હજાર હજાર મૃત્યુ એના પર કુરબાન કરવાં ઘટે !

ધનદત્ત શેઠ હાથ જોડીને સર્વથી આગળ સ્વાગત માટે ઊભા હતા. પાછળ બીજા નગરશ્રેષ્ઠિઓ હતા. શેઠાણી, વિરૂપા ને બીજી રમણીઓ એક બાજુ મસ્તક નમાવીને ખડી હતી.

મગધરાજ અને મહામાત્યે નગરજનોના પ્રણમતા શિર સામે

હાથ જોડ્યા, અને મેતાર્ય તથા માતંગના કુશળ પૂછવા અંદર ચાલ્યા. મેતાર્ય પૂર્ણ શુદ્ધિમાં હતો. માતંગને હજી મૂર્છા વળી નહોતી.

"કુમાર, કુશળ છે ને! મગધની કીર્તિ માટે પ્રાણ ન્યોછાવર કરનાર તમારા જેવા કુમારો માટે હું ખરેખર મગરૂર છું."

મેતાર્યે જવાબમાં સૂતા સૂતા હાથ જોડ્યા. વયમાં નાના છતાં ગુણમાં સમાન પોતાના મિત્રની આ દશા જોઈ મહા–અમાત્યે ઘા પર વિંટાળેલા પાટાઓ જોતાં જોતાં કહ્યું:

"મહામાત્યના કાચા કારભાર પર લોકો હસે છે. મેતાર્ય, મારી લાજ તેં રાખી."

"મગધની કીર્તિ ને મહામાત્ય ક્યાં જુદાં છે! મેં મારી ફરજ બજાવી."

"હવે મહામાત્યે એની ફરજ બજાવવી રહે છે!" મગધરાજે પોતાની ઇચ્છાને વચ્ચે રજૂ કરી.

"અવશ્ય. પ્રજાની સમક્ષ હું પ્રતિજ્ઞા કરું છું, કે થોડાએક દિવસોમાં એ મદોન્મત્ત લૂંટારા રોહિણેયને ન્યાયના સિંહાસન સમક્ષ રજૂ કરીશ. મગધની કીર્તિ સામે બાથ ભીડનારો પાતાળમાં હશે તો ત્યાંથી શોધી લાવીશ ને આકાશમાં હશે તો ત્યાંથી ઉપાડી લાવીશ."

"ધનદત્ત શ્રેષ્ઠિ! તમારા પુત્રને બચાવનાર વિરૂપા ક્યાં છે?"

મહારાજના આ શબ્દો સાથે આગળ ઊભેલું ટોળું ખસી ગયું. પાછળ શેઠાણી પાસે વિરૂપા નત વદને ઊભી હતી. મહારાજને સામે ઊભેલા જોઈ એણે ત્યાં ઊભા ઊભા મસ્તક નમાવી રજ મસ્તકે ચડાવી.

"માતંગને શોભે તેવી પત્ની છે. મગધની નારીઓ આવી જ હોય. વિરૂપા, તને ધન્યવાદ છે."

વિરૂપા કંઈ ન બોલી. એને લાગ્યું કે આ શબ્દો નહોતા, પણ દુનિયાની દોલત એના પર ન્યોછાવર થતી હતી.

અને મહારાજ માતંગના બીછાના પાસે ગયા. કોઈ મદોન્મત્ત કેસરી નિરાંતે નિદ્રા લેવા આડો પડ્યો હોય એવો એનો દેખાવ હતો. વિશાળ ભ્રમર, આજાન બાહુ, મોટા વાળ એની ભવ્યતામાં વધારો કરતા હતા.

" મહામાત્ય, વિરૂપા અને માતંગની પૂરી સંભાળ રખાવજો ! એના મસ્તકમાં ઊંડો ઘા પડ્યો લાગે છે." મહારાજે ધીરેથી માતંગના મસ્તકને સ્પર્શ કર્યો. મમતાથી કેશ પર હાથ ફેરવ્યો.

મેતનો સ્પર્શ ! આટલી બોળાબોળમાં પણ મહારાજે માતંગને સ્પર્શ કર્યો, એ ઘણાથી સહન ન થયું.

" ઉપાનહ[1] ગમે તેવાં સુંદર હોય, ગમે તેટલી રક્ષા કરનારાં હોય: પણ કંઈ એને મસ્તકે ચડાવાય છે." એકે ધીરેથી કહ્યું: પણ અત્યારે એવા અભિપ્રાયોનું અહીં સ્થાન નહોતું. અભૂતપૂર્વ એવા આ પ્રસંગો હતા. કાળ જ બળવાન હોય ત્યાં માનવીના યત્ન નિરર્થક હતા. મહારાજની પાછળ પાછળ આવેલાં રાણી ચેલ્લણાએ તો હદ વાળી. એમણે વિરૂપાની પાસે જઈ એને માથે હાથ મૂક્યો ને રાજમહેલમાં આવવા નિમંત્રણ આપ્યું.

કેટલાક પ્રસંગો જ અનિર્વચનીય હોય છે. માનવીની જિહ્વા એને વચનથી જોખી–માપી શકતી નથી. મનમાં મૂંઝાતા માનવીઓ જાણે પોતાની જિહ્વાને જ ઘેર ભૂલી આવ્યા હતા: એમ મૂંગા ને મૂંગા આ બધું નિહાળી રહ્યા.

મહારાજ કુશળ પૂછી પાછા ફર્યા. સ્વાગત–દ્વાર પાસે એમના

---

૧ ખાસડાં

બેસવા માટે સેચનક હસ્તિ સુવર્ણરસી અંબાડીથી સજ્જ રાખવામાં આવ્યો હતો. પ્રશંસા, ધન્યવાદ ને જયજયના પોકારો વચ્ચેથી પસાર થતા મહારાજ જેવા હાથી પર આરુઢ થવા જાય છે, ત્યાં વયોવૃદ્ધ નાગ રથિક વચ્ચે આવીને ઊભા રહ્યા; અને પ્રણિપાતપૂર્વક કહેવા લાગ્યા:

" મહારાજ, નગરમાં શરૂ થયેલો ઉત્સવ શા માટે થંભવો જોઈએ ? આપ આજ્ઞા આપો; આખા નગરમાં ફરીથી ઉત્સવનો પ્રારંભ થાય. રાત્રે દીપમાળાઓ પેટાય, ઘરે ઘરે જયજયધ્વનિ પથરાય. આજ કંઈ મગધે ખોટ ખાધી નથી. મગધ તો મહાકાળના ઇતિહાસમાં અમર થઈ ગયું. મગધેશ્વર મેતવાસમાં પધારે એ અભૂતપૂર્વ પ્રસંગને પણ આજે આ રીતે વધાવી લેવો ઘટે. "

" મગધરાજ ગમે તેવો મોટો હોય પણ પ્રજાનો બનાવેલો છે ને. પ્રજાની ઇચ્છાને આધીન થવામાં એ પોતાની મહત્તા સમજે છે. મહામાત્ય, યોગ્ય આદેશ આપજો ! "

અને ક્ષણવારમાં ઉદાસીન બનેલી નગરી ફરીથી વિધવિધ જાતના વાજિંત્રોના નાદથી ગાજી ઊઠી. ફૂલમાળા, જળછંટકાવ ને મણિમાણેકના સ્વસ્તિકોથી દીપી ઊઠી.

વયોવૃદ્ધ નાગ રથિક અને તેની પત્ની સુલસા પણ કર્મની ગતિ ને સંસારની મોહની પ્રકૃતિ વિચારતાં ઉત્સવમાં મગ્ન બન્યાં હતાં. એમણે પોતાના આવાસ પર બત્રીસ બત્રીસ ફૂલમાળાઓ, બત્રીસ બત્રીસ સ્વસ્તિકો ને બત્રીસ બત્રીસ દીપમાળાઓ રખાવી હતી.

# પુણ્યપ્રવાસ

## [ ૧૩ ]

બંને માતાઓના સેવાશુશ્રૂષાના બળે કુમાર મેતાર્ય બહુ જલદી સાજો થઈ ગયો. પણ એની આ માંદગી અનેક અવનવા સંબંધો પેદા કરીને પૂરી થઈ હતી. મહારાજ બિમ્બિસાર અને મહામાત્ય અભય એને પોતાનો નજીકનો સ્વજન લેખતા થયા હતા. નગરજનો પોતાના લઘુ વયના આ વીરકુમાર માટે ખૂબ જ સન્માન દાખવતા.

પણ સહુથી વધુ ગાઢ સંબંધ તો વિરૂપા અને માતંગ સાથે જોડાયો હતો. એકબીજાને એકબીજાના ત્યાં જવાનો સંકોચ રહ્યો નહોતો, ને લોકોને મોઢે પણ ગળણું બંધાણું હતું. માતંગ અનેક ઘાની નિશાનીઓ શરીર પર રાખીને સાજો થયો હતો. એના કપાળમાં એક મોટો લાંબો ઘાનો ચીરો અમિટ રીતે પડી ગયો હતો. પણ એ ચીરો દૂષણ બનવાને બદલે ભૂષણ બની ચંદ્રની આડ જેવો એના વિશાળ ભાલપ્રદેશમાં શોભતો હતો. અવસ્થાએ ઘેરાતા એના વદનને જાણે એ નવી ખૂમારી આપી જતો હતો.

વિરૂપા, માતૃત્વના સ્મરણે ઘેલી બનેલી વિરૂપા, દેવી સુલસાના બત્રીસ પુત્રોના મૃત્યુપ્રસંગના શ્રવણ પછી શાન્ત બની ગઈ હતી. એને લાગવા માંડ્યું હતું કે સુખના ઉદ્ભવ માટે નિઃસ્વાર્થ સ્વાર્પણ જરૂરી છે. કમળનો ઉદ્ભવ આપનારી માતા પૃથ્વીએ કાદવ બનવું પડે છે. કાદવ બન્યા વગર કંઈ કમળને જન્માવી શકાય ! માતૃત્વની ઊપ-

ડેલી ઝંખના આ રીતે શમી જતાં વિરૂપા હવે વ્યગ્ર નહોતી રહેતી. ત્યાગનો એક અનેરો આનંદ એના દિલને પ્રફુલ્લિત રાખતો હતો.

મેતાર્ય યોગ્ય વયનો થતો જતો હતો. યોગ્ય વયે માતાપિતાને સૂઝે એવા બે પ્રશ્નો ઊભા થયા હતા. એક મેતાર્યના લગ્નનો અને બીજો વેપારવણજ તેને હાથ સોંપવાનો. ધનદત્ત શ્રેષ્ઠિનો વ્યાપાર દૂરદૂરના દેશો સાથે સંકળાયેલો હતો. [1]જલપત્તન અને [2]સ્થલપત્તનને માર્ગે અનેક વેપારો ચાલતા હતા, આર્ય અને અનાર્ય દેશોનો પ્રતિબંધ નહોતો. અનેક ભાષાભાષી વ્યવહારીઆ આ કાર્ય નિભાવતા.

ચંપા–અંગ, તામ્રલિપ્તિ–બંગ, કંચનપુર–કલિંગ, વારાણસી–કાશી, સાકેત–કોશલ, દ્વારવતી–સૌરાષ્ટ્ર વગેરે દેશોમાં તેમની પેઢીઓ ચાલતી: અને શક, યવન, બર્બર, સિંહલ, પારસ, ગંધાર, કોંકણ ને હૂણ દેશો સાથે પણ મોટા મોટા સાર્થવાહો દ્વારા માલોની આપ લે થતી.

જીવનના એકમાત્ર આનંદ સમા ધનદત્ત શ્રેષ્ઠિએ મેતાર્યને ધીરે ધીરે આ કામમાં નિયુક્ત કરવા માંડયો. અઢાર ભાષાઓનો જ્ઞાતા અને અનેક પ્રકારની કળાઓના જાણકાર મેતાર્યને આ કામમાં નિપુણ બનતાં વિલંબ ન લાગ્યો. શસ્ત્રાસ્ત્રનો, પ્રાણીઓનો, મદ્ય, માંસ ને વિષનો વેપાર કરવાનો કુલધર્મથી નિષેધ હતો: પણ જેનાથી પ્રજાજીવન પર અસર પડે તે દૂધનો, ઘૃતનો, તેલનો, હાથીદાંતનો, ફળમૂળ ને ઔષધિના વેપારનો મેતાર્યે નિષેધ કર્યો. ખોટાં ખાતાં, દાણચોરી અને સાટાં–તેખડાંની પણ તેણે બંધી કરી. દરેક પેઢીઓ પ્રમાણિકતાથી ચાલે, સત્ય ને ન્યાયને માર્ગે દ્રવ્ય ઉપાર્જન કરે, એક વસ્તુની કિંમત કરતાં એની અછતના લીધે ચાર ગણા ભાવ ન વધારે; એ તરફ એણે પૂરતું લક્ષ આપવા માંડયું. પ્રારંભમાં કુમાર મેતાર્ય સામે હાથ નીચેના વ્યવહારીઆઓનો કચવાટ વધ્યો, પણ ધનદત્ત શ્રેષ્ઠિએ તો

(૧) જ્યાં જલમાર્ગ હોય ને વહાણો લાંગરી શકતાં હોય તે ભૂમિ.
(૨) જ્યાં સ્થલમાર્ગ હોય તે સ્થલપત્તન.

લગભગ નિવૃત્તિ લીધેલી હોવાથી કોઇનું કંઇ ચાલ્યું નહિ. થોડો કાળ જતાં આ પદ્ધતિના કારણે ધનદત્ત શ્રેષ્ઠિની પેઢીઓની ખ્યાતિ દેરદેર પ્રસરી: અને વ્યાપાર ખૂબ મોટા પ્રમાણમાં ચાલવા લાગ્યો. લક્ષ્મીની રેલ સ્વયં એના ત્યાં વહેવા લાગી.

આવા યૌવન વયને પ્રાપ્ત થયેલ, ગૃહસ્થાશ્રમ ધર્મને નિભાવવવાને સશક્ત એવા પુત્રના લગ્નની ઉત્કટ અભિલાષા માતા–પિતાને હોય જ. ધનદત્ત શ્રેષ્ઠિ પાસે કહેણ ઉપર કહેણ આવતાં હતાં. કોઇ મિથિલા નગરીના નગરશ્રેષ્ઠિનું આવતું તો કોઈ કાંપિલ્ય નગરીના ધનકુબેરનું આવતું. પિતાની ઇચ્છા સ્વર્ગની અપ્સરાઓને વિસરાવે તેવી કન્યાઓ પુત્ર માટે આણવાની હતી: અને તે માટે તેમણે મેતાર્યને જ પ્રવાસે મોકલવાનો નિર્ણય કર્યો. વિવેકપરાયણ પુત્ર પોતે જ કન્યાઓને નીરખે, એના ગુણ, ધર્મ ને કુળશીલની તપાસ કરે: અને પછી જ લગ્નોત્સવ શરૂ થાય.

ધનદત્ત શેઠે પત્ની સાથે પણ આ વાતની ચર્ચા કરી જોઈ, મહામાત્ય અભયની પણ સલાહ લઇ લીધી: અને એક સારા દિવસે ને શુભ મુહૂર્તે મેતાર્યને પ્રસ્થાન કરાવ્યું. સાથે જલમાર્ગ ને સ્થળમાર્ગોના જાણકાર ભોમિયા આપ્યા. મહામાત્ય અભયે નાનું એવું સૈન્ય આપ્યું; ને દેશપરદેશની પોતાની પેઢીઓના નિરીક્ષણના બહાને કુમાર મેતાર્ય પ્રવાસે નીકળ્યો. એ વિદાયનો દિવસ અપૂર્વ હતો.

કુમાર મેતાર્ય પ્રવાસ કરતો કરતો દેશેદેશ ભ્રમણ કરવા લાગ્યો. એ જે નગરને પાદર પોતાનો પડાવ નાખતો ત્યાં નાનું એવું નગર વસી જતું. વ્યાપાર–વણજની ધમાલ મચી રહેતી; અને માલની આપલેમાં આખો દિવસ પૂરો થઈ જતો. રાત્રે મુલાકાતો ચાલતી. અનેક શ્રેષ્ઠિઓ આવા સુંદર, વ્યવહારચતુર લોકમાન્ય ને રાજમાન્ય યુવાનને પોતાની એકાદ પુત્રી આપી સંબંધ વધુ ગાઢ કરવા ઇચ્છતા હતા. તેઓ હિંમતથી કુમારની સામે પોતાની વિનંતી રજૂ કરતા;

પણ કુમાર કંઈ જવાબ ન વાળતો.

કુમારના સાથીદારો ને હિતસ્વીઓને આ વાત ન રૂચતી. તેઓ કોઈકવાર હિંમતપૂર્વક સલાહ આપતા:

"કુમાર, આપણો પ્રવાસ કેવલ ધનલક્ષ્મી માટેનો નથી, પણ કુળલક્ષ્મી માટેનો પણ છે. અર્થ–કામની પ્રાપ્તિનું આ જીવન છે. ચતુર વ્યવહારીઆ કોઈ દિવસ આવી માગણીઓ સામે નિરુત્તર રહેતા નથી. ગૃહવાસમાં એકએકના રૂપને ભૂલાવે તેવી લલનાઓ ઊભરાતી ન હોય તો આ આટલા ધનવૈભવનો અર્થ શો? દેશદેશની, વિવિધ દેહશોભાવાળી, રૂપમાં દેવાંગના સમી સ્ત્રીઓ તો કુશળ વ્યવહારીઆની શોભા છે. અર્થ અને કામની પ્રાપ્તિ માટેનો આ પ્રવાસ એમ ને એમ નિરર્થક જવા દેશો મા!"

"તમારી સલાહ સાચી છે. એવી માગણીઓનો જેમ તિરસ્કાર હું ન કરી શકું તેમ સ્વીકાર પણ કરી શકતો નથી. પ્રવાસનું મારું દૃષ્ટિબિંદુ ભિન્ન પ્રકારનું છે. આ માગણીઓનો પ્રત્યુત્તર રાજગૃહીમાં પાછા ફર્યા બાદ જ અપાશે."

"પણ આપણા સંબંધો આ રીતના જવાબથી ફાલતા ફૂલતા અટકશે. કુમાર, તમે કદાચ નહિ જાણતા હો, કે દેશદેશની અનેક કન્યાઓ પરણી લાવવાના આપણા રિવાજ પાછળ અત્યંત ગંભીર રહસ્ય છુપાયેલું છે. આપણો વેપાર વિશ્વાસનો છે, અને અંગનો જ–આપણો જ માણસ વિશ્વાસુ રહી શકે. આ કન્યાના પાણિગ્રહણથી આપણે આટલા દૂરદેશાવરમાં વગર પ્રયત્ને આપણું એક અંગ ઊભું કરીએ છીએ, અને એ રીતે સંબંધથી બંધાયલા સર્વે આપણી પીઠ પાછળ પણ આપણા હિતમાં જ વર્તવાના."

"અને આપણા અહિતમાં વર્તે તો આપણે એ કન્યાઓ પર જુલમ ગૂજારી તેમની શાન ઠેકાણે આણવાની: એમ ને!" કુમાર

ઊંડા રહસ્યમાં ઊતર્યો.

હિતસ્વીઓ જવાબ ન દઈ શક્યા, પણ તેઓ એટલું બોલ્યાઃ

"એવું બન્યાના દાખલા આપણે ત્યાં નથી, બલ્કે એવા સંબંધોએ અનેક લાભ કરી આપેલા છે."

આ ચર્ચા આટલેથી અટકતી, પણ કુમાર તો કન્યાનું કહેણ મૂકવા આવનારને શાન્તિથી ઉપરનો જ જવાબ વાળતો.

અર્થ–કામની પ્રાપ્તિ માટે નીકળેલ કુમાર મેતાર્ય આલંભિકા, શ્વેતાંબિકા, વારાણસી, મિથિલા ને વિશાલા વગેરે પ્રદેશોમાં ફરતો ફરતો આગળ વધતો હતો. ત્યાં અચાનક એને કૌશાંબીના રાજા શતાનિકનું તેડું આવ્યું. મોટા અરબી અશ્વ પર આરુઢ થયેલો સંદેશવાહક ઊગતે પ્રભાતે હાજર થયો ને તેણે નમ્રતાપૂર્વક કહ્યુંઃ

"રાજગૃહીના સર્વશ્રેષ્ઠ વ્યવહારિકને કૌશાંબી–પતિ મહારાજ શતાનિક અને મહારાણી મૃગાવતી સહર્ષસાદર આમંત્રે છે."

"કૌશાંબીપતિની સેવામાં અમો સહર્ષ ઉપસ્થિત થઈશું ને એ પળને અમે ધન્ય પળ સમજીશું." કુમારે જવાબ વાળ્યો.

મેતાર્યનો વિવેકભરેલો પ્રત્યુત્તર સંદેશવાહકે કૌશાંબીપતિને જઈને કહ્યો. બીજે દિવસે વાજતે ગાજતે મેતાર્યનો નગરપ્રવેશ થયો. મહારાજ શતાનિકે આ વિખ્યાત વ્યવહારિકને અત્યંત માન આપ્યું. મેતાર્યે પણ અમૂલ્ય મણિ, મોતી ને ધનકનકની ભેટ ધરી. મહારાણી મૃગાવતીએ પણ પોતાના અંતઃપુરમાં આ કુમાર વ્યવહારિકને તેડાવ્યો ને તેની પાસે પોતાની બેન ચેલ્લણાના કુશળ વર્તમાન પૂછ્યા.

"આપ મહારાજ ચેટકનાં પુત્રી ! જ્ઞાતપુત્રનાં ઉપાસિકા ?"

"હા, યુવાન વ્યવહારિક, મારી બેન સુજ્યેષ્ઠાએ તો વૈરાગ્યભાવ સ્વીકાર્યો. વારુ, રાણી ચેલ્લણા પર મગધરાજનો કેવો ભાવ છે ?"

" કમળ ઉપર ભ્રમર જેવો ! " ચતુર મેતાર્યે દ્વિઅર્થી વાક્ય કહ્યું:

" ચેલ્લણાને બોલાવવાનું ઘણું ય મન થાય છે, પણ આ રાજકાજ! એમાં કાવતરાં, દગો, વિશ્વાસઘાત ડગલે ને પગલે ભર્યાં છે ! મેતાર્યકુમાર, થોડા દિવસો પહેલાં મેં મારી બેન ધારિણીને તેડું મોકલ્યું હતું; પણ પછી ન જાણે શું થયું ? ધારિણી તો ન આવી, પણ અમારું સૈન્ય ત્યાં ગયું. ચંપાનગરી રણમાં રોળાઈ. મારી બેનનો સૌભાગ્યતિલક ભૂંસાયો, ને બેન–ભાણેજનો કંઈ પત્તો જ નથી ! "

" જર, જમીન ને જોરૂ, ત્રણે કજિયાનાં છોરુ: એ શાસ્ત્રની વાત સાચી છે. રાણીજી ! "

" ના, ના. કુમાર મેતાર્ય: ત્યાં તું ભૂલે છે. જ્ઞાતપુત્રનું તો કહેવું છે કે કજિયાનું મૂળ માનવી પોતે છે. અરે રે, જ્ઞાતપુત્ર! " રાણી મૃગાવતીએ પુનઃ લાંબો નિસાસો નાખ્યો.

" જ્ઞાતપુત્રના પવિત્ર નામ સાથે નિસાસો શા માટે ? "

" નિસાસો ન નાખું તો શું કરું ! ક્ષુધા ને તૃષા, ટાઢ ને તડકો વેઠી કેવો દેહ કરી નાખ્યો છે ! મેતાર્ય, જીવનની તો જાણે પરવા જ નહિ ! મેં ભિક્ષાન્ન આપવા મોકલેલી દાસીઓ હમણાં જ આવતી હશે. થોડીવાર થોભો તો વર્તમાન મળશે. "

" એમના વિષે મેં ઘણું સાંભળ્યું છે. પરમ પવિત્ર જ્ઞાતપુત્રનાં દર્શન કરી શકીશ તો મારી જાતને ધન્ય માનીશ. "

રાજા શતાનિક પણ મહેલમાં આવ્યા. ત્રણે જણા રાજમાર્ગ પર જોઈ રહ્યા.

કૌશામ્બીના ઊંચા મિનારાઓ પર સંધ્યાની પચરંગી તડકી ઢોળાઈ રહી હતી, અને રાજસરોવરનાં પુષ્પો ધીરેધીરે બીડાવા લાગ્યાં હતાં. રોઈ રોઈને રાતાં કરેલાં પ્રિયાના નયન સમો સૂર્ય અસ્તાચળ

પાછળ હડસેલાતો હતો.

કૌશામ્બીના ધણી શતાનિકનો રાજમહેલ અત્યારે અલૌકિક વૈભવોમાં દીપી રહ્યો હતો. સહુ ઝરૂખે બેસી માર્ગ પર કંઈ નિરખી રહ્યાં હતાં.

થોડીવારમાં એક ઘમઘમતો રથ આવીને દ્વાર પર ઊભો રહ્યો. દાસદાસીઓનું વૃંદ એકદમ રાણીજીના ખંડમાં ધસી આવ્યું.

"બા સાહેબ! એ યોગી તો કંઈ લેતો નથી! કંઈ બોલતો પણ નથી! કંઈ આપવા માગીએ તો યે હાથ લાંબો કરતો નથી!" દાસીઓએ મઘમઘતા મિષ્ટાન્નના થાળો નિરાશામાં નીચે પડતા મૂકતાં કહ્યું:

"કેવો અજબ યોગી!" રાજવધૂઓએ કંઈક મૂંઝવણમાં સુકોમળ હાથ ગાલીચા પર પછાડ્યા. હીરાજડિત કંકણો ઘડીભર વાતાવરણમાં સંગીત પેદા કરી રહ્યાં.

"બા! એનું પેટ જોયું! પીઠ અને પાંસળીઓ જાણે એક થઈ ગઈ! બા સાહેબ! એને ભોજન લીધા કાલે પાંચ પાંચ માસ ને પચીસ પચીસ દિવસ થશે!" એક દાસીએ ઉમેર્યું.

"પણ દાસી! એનાં નયનોમાં કેવું મીઠું ઘેન છે! અહા! હજાર હજાર સૂર્ય પણ ઝંખવાય, એવી જ્યોત એમાં ભરી છે. હું તો એને જોઉં છું ને આ મહેલ, આ અલંકારો, આ સાહ્યબી, બધું ભૂલી જાઉં છું. કેવી શાન્ત પ્રકૃત્તિઃ પણ કેવી હઠ!" રાણીના ગૌર ગાલો પર એક આંસુ ભરાઈ રહ્યું.

"કેવો મૂંગો એ યોગી!" રાજા શતાનિકે ધીરેથી બધાની વાતને અનુમોદન આપ્યું. "જાણે વિધાતાએ જબાન જન્મ દીધી હોય! હું એનું મુખ જોઉં છું ને બકુલ પુષ્પની કુમાશને પણ ભૂલી જાઉં છું. પ્રભાતના સૂરજ શું એનું લલાટ વિસારીએ તો યે વિસરતું નથી. યુદ્ધની વાત

કરતાં ય શરમ આવે. આ સંસાર તો જાણે એને જોતાં વિસરી જવાય."

"રાજસન્માન પણ સ્વીકારતા નથી?" મેતાર્યે વચ્ચે કહ્યું:

"કંઈ પૂછો જ મા! આવા પકવાન્નોનો ને રાજમહેલની અધિષ્ઠાત્રીઓની મહેમાનીનો પણ તિરસ્કાર! બોલાવો તો યે બોલતો નથી. કેવો અડબૂથ!" દાસીએ ચર્ચામાં છૂટ લીધી.

"દાસી! ચૂપ મર! સંસારીઓને માપવાના ગજથી એ યોગીને માપવા ન બેસાય! નથી લાગતું કે એને પગલે પગલે પ્રભુતા જન્મે છે! એની નજરે નજરે કરુણા પેદા થાય છે! એની મૂક દૃષ્ટિમાં પણ કોઈ મહાન જાદુગરને ભુલાવે તેવી હિકમત તેં નથી ભાળી?" રાણી ભક્તના હૃદયને શોભાવે તેવા શબ્દો બોલી રહી હતી. "કાલે તો મારે જ્ઞાતપુત્રને આરોગાવીને જ આરોગવું છે. હું તો એને જેમ સંભારું છું એમ હૃદય પાણી પાણી થતું જાય છે."

રાજરાણી મૃગાવતીએ વાતવાતમાં હઠ લઈ લીધી. રાજા શતાનિકે કહ્યું:

"ચતુર વ્યવહારિક, એકાદ રાત્રિ કૌશાંબીને વધુ આપો. કાલે જ્ઞાતપુત્રનાં દર્શનનો લહાવો લેતા જાઓ!"

"અવશ્ય. એવાં દર્શનોથી તો મારો પ્રવાસ સફળ થશે."

કુમાર મેતાર્ય એ રાત્રિ ત્યાં જ રોકાયા. કૌશાંબીના ધણીએ એના સ્વાગતમાં મણા ન રાખી: મનમાં વિચાર્યું કે ભલે રાજગૃહીનો આ વ્યવહારિક પણ એક વાર મારું સન્માન, મારો વૈભવ જોઈને વાહવાહ કરતો જાય.

મેતાર્યે જ્ઞાતપુત્રના માટે ઘણું સાંભળ્યું હતું. પિતાજી પાર્શ્વનાથના ધર્મના ઉપાસક હતા, અને જ્ઞાતપુત્રના ઘણા સાધુઓ એ રીતનો ઉપદેશ કરતા હતા. આજે આવી તક શા માટે જવા દેવી!

બીજો દિવસ ઊગ્યો. એ દિવસ કૌશામ્બી માટે અત્યંત ઉત્સાહનો હતો. સૂર્ય જરા ઊંચે ચડયો કે બધાં યોગીની રાહમાં તૈયાર થઈ ઊભાં.

રાજદરવાજે ચોકીદારે બારનાં ઘડિયાળાં ઠોકયાં, અને સૌની ઉત્સુકતા વધતી ચાલી.

અંતઃપુરની રમણીઓ અને રાજવધૂઓ આજ તો વહેલાં સ્નાનથી પરવારી ચૂકી હતી. લાંબા લાંબા કેશને ગૂંથી લીધા હતા. સેંથાઓમાં ઉતાવળે સિંદૂર પૂરી લીધાં હતાં. મોતીની સેરો ઉતાવળમાં આડીઅવળી લટકાવી દીધી હતી, તો ય સૌંદર્ય જાણે બોલી ઊઠતું હતું.

હમણાં જ ખીલેલાં બધાં ચંપક પુષ્પો અને પારિજાતપુષ્પો ચૂંટાઇ ગયાં હતાં. રાજમાર્ગો રંગોળીઓથી ભરાઈ ગયા હતા. ઘેર ઘેર આસોપાલવનાં તોરણ હવામાં ડોલી રહ્યાં હતાં.

મિષ્ટાન્નના થાળોમાંથી સૂર્યનો તાપ સુગંધ વહાવી રહ્યો હતો. નવી આવેલી વધૂઓ ઘરમાં ધોળેલાં કેસુડાનાં કૂંડાઓનો વિચાર કરી રહી હતી. અચાનક સૌએ મોઢેથી ઝીણી સીસકારી કરી......

સ્મશાનને માર્ગેથી પેલો યોગી આવતો હતો ! સ્મશાન ! કેવું મીઠું વાસસ્થાન ! કેવું સુંદર વિશ્રામસ્થાન !

પાતાલને ભેદવા મથતી હોય એવી નીચી નજર સાથે યોગી નજીક આવતો ગયો. કેવાં ધીરાં પગલાં ! કેવી સુંદર કાયા ! લોકોએ માર્ગમાં ફૂલ વેર્યાં. યોગી જરા આઘો ખસ્યો. એણે મુખ જરા ઊંચું કર્યું. બધે એક નજર નાખી.

પણ એ નજરે તો જાદુ કર્યું. હાથમાંના ફૂલના હાર અને મિષ્ટાન્નના થાળ સ્થંભી ગયા ને સૌ એની સામે તાકી રહ્યા. બેપરવા યોગી આગળ વધ્યો.

કેટલાય સામે થાળ ને માળ ધરી ઊભા.

કેટલાય પાદપૂજન કરવા ધસી આવ્યા!

પણ કોઈની સામે જરાય ધ્યાન નહિ! એ રાજમહેલ તરફ આગળ વધ્યો. "નક્કી આજ એ રાજમહેલના અતિથિ બનશે!" લોકોએ વિચાર્યું.

પણ આ શું! રાજમહેલ પણ વટાવી ગયા! બિચારાં રાણી રડી પડયાં, છતાં કોઇ ન ખસ્યું. ચંપાની માળાઓ અને પારિજાતની ગુલછડીઓ પર સૂરજ નિર્દય રીતે તપવા લાગ્યો; છતાં કોઇ ન હાલ્યું.

'હમણાં પાછા ફરતી વખતે માર્ગ રૂંધી એને અન્ન આરોગાવીશું.' સહુએ રાજરાણીને આશ્વાસન આપ્યું.

યોગી–જ્ઞાતપુત્ર તો આગળ જ ચાલ્યા.

આગળ જ વધે જાય છે. કૌશામ્બીની મહલભરી શેરીઓ વટાવે જ જાય છે.

'અરે રે! આ સત્તા આટલી ભૂંડી કે અમારું અન્ન પણ યોગી ન આરોગે? હા, હા, અનેક નિર્દોષોનાં ખૂનથી તરબતર આ વૈભવ તરફ એ દયાની મૂર્તિ નજર પણ કેમ નાખે!' રાજાએ નિઃશ્વાસ નાખ્યો.

'આટઆટલા ધનની શી સાર્થકતા?' કૌશામ્બીના કોટીધ્વજો વિચારવા લાગ્યા. 'પણ હા, પચાસના રોટલા ઝૂંટવી મેળવેલા દ્રવ્યના સ્પર્શવાળું અન્ન એ કેમ આરોગે?" હજારો ધર્મશાસ્ત્રોએ જે સ્થિતિનું ભાન નહોતું કરાવ્યું એ આ કલ્યાણમયી દૃષ્ટિએ એક નજરે જ ભાન કરાવ્યું.

પણ ચાલ્યા જતા જ્ઞાતપુત્ર એક ઘરને આંગણે થોભ્યા. સૌની નજર ત્યાં ચોટી રહી. જ્ઞાતપુત્ર એ ઘરની પરસાળમાં આવી ઊભા રહ્યા.

જુવાન વયની એક દુઃખિયારી બાળા હાથેપગે જકડાયેલી

ઉંબરમાં બેઠી હતી. એની આંખોમાં અનન્ત યાતનાના પડછાયા ઊભરાતા હતા. વદન પર ક્ષુધાની હજારો જોગણીઓ હીંચ લઈ રહી હતી. હાથમાં તૂટેલ ફૂટેલ એક સુપડાના ખૂણામાં મૂઠીભર અડદના બાકળા પડ્યા હતા. એ બાકળા ક્ષુધાની મહાન ગર્તામાં સમાવી દેવા પેટ તલપાપડ થતું હતું, જીભમાં પાણી છૂટી રહ્યું હતું. હાથ એ કાર્ય કરવાને તૈયાર થતા હતા ત્યાં યોગી પરસાળમાં આવી ઊભો.

દુઃખિયારી બાળાએ યોગી તરફ જોયું, એણે બાકળા આપવા હાથ લંબાવ્યા.

પણ ક્ષણવારમાં યોગી પાછો ફર્યો. લંબાવેલા હાથ એણે ટૂંકા કર્યા. અરેરે ! યોગી લોભાયો ત્યારે બાકળામાં અને એમાં ય પાછો હડે ચડ્યો ! હાથ લંબાવીને પાછો ફર્યો.

રાજમાતા યોગીના વર્તન પર ચીડે બળ્યાં ને રડી પડ્યાં.

પણ પેલી બાળાનું શું ? અરેરે ! એના કમભાગ્યની તો અવધિ આવી ! પોતાના જીવનસર્વસ્વ સમા આટલા બાકળા પણ ન લીધા.

એનાં બે નયનોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યા. યોગીએ એ નિહાળ્યું ને પાછો ફર્યો. બાળાના બાકળા લઇ ફાકયા, અને એક નજર બાલાના આંસુ ભર્યાં મુખ પર ફેંકી. જોતજોતામાં એ એક જ દૃષ્ટિએ આંસુ છુપાવી દીધાં ને બાલિકાના મુખ પર ચાંદની રાતનો પૂર્ણચંદ્ર ખીલી નીકળ્યો !

એક જ નજર, એક જ દૃષ્ટિ અને બાલાના દિલમાંથી કંગાલિયત, દુઃખ ને દર્દ નાસી ગયાં. એનું હૈયું હલકું બની જતું લાગ્યું. કેટલીક વાર ભાષા કરતાં મૌન અને શબ્દો કરતાં દૃષ્ટિ જીતી જાય છે, એવું જ આજે બન્યું.

યોગી ક્ષણવાર થંભ્યો અને પાછો ફર્યો. પણ એટલીવારમાં

રાજમાર્ગ ઠઠથી ભરાઈ ગયા હતા. રાજા, રાજમાતા, અને રાજરાણી દોડી આવ્યાં હતાં. નગરજનો ગામ ગજવી રહ્યા હતા.

" દીર્ઘતપસ્વી નિર્ગ્રંથ જ્ઞાતપુત્રનો જય હો !"

સ્તબ્ધ બની ઊભેલા કુમાર મેતાર્ય, રાજા શતાનિક અને રાણી મૃગાવતીના મુખમાંથી સ્વયં બોલાઈ ગયું:

" મહાતપસ્વી પ્રભુ મહાવીરનો જય હો !"

આ શબ્દો પણ જાણે વાતાવરણની મૌનશાન્તિને અણછાજતા લાગ્યા. માનવી સ્તબ્ધ બનીને જોયા કરે એવો આ પ્રસંગ હતો. મૌનની વાચા ગૂંજતી હતી: અને ત્યાગનું અશ્રાવ્ય સંગીત સહુના મનને ડોલાયમાન કરી રહ્યું હતું. મનોમન વિચારમંથન જાગ્યું હતું:

અરે, આટઆટલામાં રાજકુળો ને શ્રેષ્ઠિકુળોને તરછોડી, મહારાજા શતાનિક ને મહારાણી મૃગાવતીની વિનંતીને ઠોકરે મારી, એક હીન, દીન, તરછોડાયેલી પેલી દાસીના હાથના બાકુળા સ્વીકારવામાં શું મહત્ત્વ ! અરે, એ દાસીને તો નીરખો. માથું મૂંડાવેલું: પગે બેડીઓ પડેલી, ક્ષુધા તૃષાએ મોં પર કેવી ગ્લાનિ ફેલાવેલી છે ! બિચારીને કેટકેટલે દિવસે આટલા બાકળા ખાવા મળ્યા હશે !

એ બાકળામાંથી ભાગ પડાવીને શું સાધ્યું ! કયો ધર્મ ને કયી સાધુતા દર્શાવી ! અરે, એની આંખોમાંથી તો હજી આંસુ પણ સૂકાયાં નથી !

જ્ઞાતપુત્ર પાછા ફરતા હતા. પેલી દાસી જેનું નામ ચંદના હતું, એ હવે રડતી નહોતી, હસી રહી હતી. એ જ્ઞાતપુત્રે એ હાસ્ય સામે એક આછું સ્મિત કર્યું. એ સ્મિતમાં તપસ્વીની દંતપંક્તિઓ ચમકી રહી, જાણે હજાર હજાર હીરાઓનું તેજ નિર્માલ્ય બન્યું ! આટઆટલાં મણિમુક્તા, આટઆટલા ભેટોપહાર નિરર્થક બન્યા ! અને કરપાત્રમાં

રહેલા બાકુળા જાણે કૌસાંબીની તમામ રસવતીને ફિક્કા પાડવા લાગ્યા.

વિવેકધર્મના ઉપાસકે આટઆટલી અવમાનના કૌસાંબીને માથે શા માટે લાદી! જગત જાણશે ત્યારે શું કહેશે? કૌસાંબીના એકે ઉજળા કુળમાં ભાવના ને ભક્તિના અંશ જ નહીં!

જ્ઞાતપુત્ર નીચી નજરે પુનઃ સ્વસ્થાન તરફ પાછા ફરતા હતા. સ્વસ્થ પગલે ને સ્ફુર્તિદાયી ચાલે ચાલતાં ચાલતાં એમણે બેએક વેળા ચારે બાજુ જોયું.

દૃષ્ટિમાં કેવી સ્વસ્થતા! કેટલી મોહની, કેવું તપોબળ! કુમાર મેતાર્ય ભક્તિભાવ ભર્યા વદને એ પુરુષપુંગવને જતા નિહાળી રહ્યો. આજની એની સૃષ્ટિમાં જાણે લક્ષ્મી, દ્રવ્ય, સત્તા, ડહાપણ, વિદ્વતા, બધું ઓસરી ગયું હતું: અને દિલમાંથી કોઈ અનાહત નાદ જાગી રહ્યો હતો કે આ બધું ખોટું, આ બધો મિથ્યાભાસ! દુન્યવી દૃષ્ટિ સિવાય એની કશી કિંમત નહીં!

મેતાર્યની દૃષ્ટિ, ધીરે ધીરે દૃષ્ટિપથની બહાર જતી એ મૂર્તિ પર વળગી રહી. પ્રકાશનું એક વર્તુલ આખા દેહની આસપાસ ઘૂમી રહ્યું હતું, ને અલંકારહીન, વસ્ત્રહીન એ મૂર્તિ જાણે શરીર-સૌષ્ટવનો નમૂનો લાગતી હતી. અસ્થિ, ચર્મ, મજ્જા, માંસમય એ દેહ હતો કે પ્રકાશનો સાકાર દેહધારી પુંજ હતો: એનો નિર્ણય કરવો એકાએક અશક્ય હતો.

પાર્શ્વનાથ સંપ્રદાયના અનેક સાધુઓનો પરિચય એ પામ્યો હતો. જ્ઞાતપુત્રના પૂજક ને પ્રશંસક શ્રમણોને પણ એ મળ્યો હતો. એમનાં તપ, ત્યાગ ને નિસ્પૃહતાથી એ પૂરો પરિચિત હતો: ઘણાના વ્યક્તિત્વથી એ અંજાયો હતો, કેટલાયને એણે પૂજ્યા, માન્યા ને સત્કાર્યા હતા: પણ વગર પરિચયે કેવલ દર્શન માત્રથી માનવીની

બાહ્ય ચેતના મૂર્છિત થઈ જાય એવું વ્યક્તિત્વ તો એ આજે જ જોવા પામ્યો હતો.

આ વ્યક્તિનો સ્પર્શ પામી ઋતુ પણ જાણે ખુશનુમા બની બેઠી હતી. બબ્બે પહોર વીતી ગયા હતા, તો ય જાણે કોયલ ટહુકા કરતી હતી, વૃક્ષો મંજરીઓ વેરતાં હતાં: અને દ્વાર દ્વાર પર વાતો વાયુ જાણે નવીન સંદેશા લાવતો હતો.

અજાણી, થોડે દ્રવ્યે ખરીદાયેલી પેલી દાસીની દશા નિરખવા જેવી હતી. એના નાના નાના અધરોષ્ઠ પરથી સુકાયેલી લાલી ફરીથી ઝળકી ઊઠી હતી. સીવાયેલી જીભ કંઈક મિષ્ટ સંગીત ગાઇ રહી હતી.

" દાસી ચંદના ! " રાજા શતાનિકે એને બોલાવી.

એ ઘેલી બાળકી જાણે બધી શુધબુધ વિસરી ગઈ હતી. એ તો અંતરીક્ષમાં કંઈ જોતી મિષ્ટ સ્વરે ગણગણતી જ રહી !

" મહારાજ ! ચંદના મારી દાસી છે. કૌસાંબીના બજારમાંથી મેં ખરીદી છે. એક સુભટ એને ચંપાનગરીથી તાજેતરના યુદ્ધમાંથી લૂંટના માલ તરીકે ઉપાડી લાવ્યો હતો."

" સ્ત્રી, લૂંટની–વેચાણની એક વસ્તુ ! " મેતાર્ય વચ્ચે બોલી ઊઠયો. ચંદના એને મન અત્યારે મહાન બની હતી.

" હા, દાસદાસીઓનાં વેચાણ–ક્રયવિક્રય કયાં નવાં છે ? હિરણ્ય, મણિ, માણેકની જેમ દાસદાસી પણ પરિગ્રહ જ છે ને ! "

" એને માન–સ્વમાન, સુખદુઃખ કશું જ નહિ ! " મેતાર્યના શબ્દોમાં વેધક ટંકાર હતો. મહારાજા શતાનિકના દિલમાં નવું તોફાન જાગતું હતું. એ વિચારતા હતા:

" મારા વિજયની સુંદર તેજસ્વી છાયા નીચે કેટકેટલાં સ્ત્રીપુરુષ

ગુલામ બન્યાં હશે ! કેટકેટલાં ભૂખે મર્યાં હશે, બળાત્કારને આધીન થયાં હશે ! એક યુદ્ધ એટલે શું ? કાલે એ પ્રજા મારી પ્રજા પર તક મળે તો શા શા જુલમો નહિ ગુજારે !"

"હા, બેટા, વસુમતી !" અચાનક મૃગાવતીની ચીસ સંભળાઈ. રાણી દીનહીન દાસીને વળગી પડયાં હતાં ને ધ્રુસકે ને ધ્રુસકે રોતાં હતાં. રાજા શતાનિક આશ્ચર્યાન્વિત બની જોઈ રહ્યા. રાણી રડતાં રડતાં કહેતાં હતાં:

"નાથ, આ તો મારી બેન ધારિણીની પુત્રી ! ચંપાનગરીના રાજા દધિવાહનની પુત્રી !"

"પુત્રી વસુમતી !" સત્તાના મદે બીડેલાં સ્નેહનાં દ્વાર આપોઆપ ખુલી ગયાં. રાજા શતાનિકની આંખોના ખૂણા ભીના થયા.

"મારા પાપે આ દશા ! હાય રે રાજ્ય ! રે સત્તા ! ધિક્કાર છે મારા વિજય ને ! વસુમતી, ચાલ, મહેલે ચાલ !"

"મહારાજ, મહેલ અને માળીઆમાં હવે મોહ નથી રહ્યો. નિર્ગ્રંથ પ્રભુએ આજ મારો ઉદ્ધાર કર્યો છે. મારો દબાયેલો આત્મા આજે પોકાર કરે છે; મારા કલ્યાણ માટે, મારા જેવી અનેક દુખિયારી બેનોના આત્મિક ઉદ્ધાર માટે જાણે મને કોઈ આમંત્રી રહ્યું છે. સ્ત્રી પરિગ્રહ નહિ,* પુરુષની મિલકત નહિ, એ પણ જીવન–મરણની, સત્કર્મ ને શીલની સ્વાધીન અધિષ્ટાત્રી ! મારો રાહ હવે ન્યારો છે."

"આ બેડી, આ દુઃખદ અવસ્થા મારાથી નથી જોવાતી." રાણી મૃગાવતી ફરથી રડી પડયાં.

---

*** પ્રભુ મહાવીરના પહેલાં સ્ત્રી એ પરિગ્રહની વસ્તુ લેખાતી. પ્રભુ મહાવીરે એ ભાવનામાં સહુ પ્રથમ ક્રાન્તિ આણી. એમણે સમાજ અને ધર્મમાં સ્ત્રીને સ્વતંત્ર વ્યક્તિત્વ આપ્યું.**

"રાણીજી, ગઈ કાલ સુધી ઘડી પહેલાં જ મને પણ એ ભારભૂત લાગતી હતી, પણ આજે તો મારી દૃષ્ટિ આ બાહ્ય જગતને વીંધી આંતર જગતને સ્પર્શી રહી છે. હું તો કોણ માત્ર, આ આખું જગત આનાથી પણ મહાન બેડીઓમાં જકડાયેલું છે. હવેથી એ બેડી તોડીશ. પ્રભુએ મને તારી. મારા મનની હીનતા, દીનતા જાણે આજે ક્યાંય છે જ નહિ! આ સ્થિતિએ પ્રાપ્ત થવાનું મને દુઃખ નથી. અને દુઃખ હોય તો પણ તે પરમ સુખનું નિમિત્ત બન્યું છે. રાજાજી, તમે મારા ઉપકારી છો. પેલો સુભટ ને ઈર્ષ્યાથી બળીને મારી આ દુર્દશા કરનાર ધનાવહ શેઠનાં પત્ની મારાં હિતસ્વી છેઃ તેઓ નહોત તો પ્રભુનો આવો પ્રસાદ મને ક્યાંથી મળત! મૂઠી બાકળામાં તો મેં લંકા લૂંટી!"

"વસુમતી, નહિ–નહિ ચંદના! એ મૂઠી બાકળા નહોતા, તારું જીવનઅમૃત–જીવનસર્વસ્વ હતું. અમારાં તને વંદન છે!" મેતાર્યે લાગણીભર્યા દિલે ચંદનાને નમસ્કાર કર્યા.

નગરજનોએ તેનું અનુકરણ કર્યું. ચંદના–ચરણરજ ચંદના ક્ષણવારમાં પૂજનીય બની ગઈ. એ દહાડે કૌસાંબી ધન્ય બની. મેતાર્યના જીવનની એ ક્ષણો પણ ધન્ય બની.

જ્ઞાતપુત્રના પુનર્દર્શન માટે ઉત્સુક બનેલો મેતાર્ય થોડા દિવસ ત્યાં રોકાયો, પણ છ માસે મૂઠી બાકુળા લઈને એ મહાન તપસ્વી પાછા ક્યાંયના ક્યાં ય અદ્રશ્ય થયા હતા.

હવે દિવસો બહુ થયા હતા. રાજા શતાનિક અને રાણી મૃગાવતીની માયા ભરી રજા લઈ, મહાન વૈરાગણ સતી ચંદનાની ચરણરજ માથે ચડાવી, મેતાર્ય પોતાના સાર્થ સાથે આગળ વધ્યો.

આવાં અનેક સંસ્મરણો સાથેનો પ્રવાસ ખેડીને મેતાર્યકુમાર

પાછા ફર્યાં ત્યારે દ્રવ્યની પોઠોની પોઠો તેમની સાથે હતી, કેટલોય કીમતી માલ ભરી ભરીને સાથે આણવામાં આવ્યો હતો. યોજન યોજન જેટલેથી એમા રહેલા સુંદર તેજાના, વસાણા ને અમૂલ્ય કેસર–કસ્તૂરી–અંબરની સુગંધ સમસ્ત પ્રદેશને છાવરી દેતી હતી.

ટૂંક સમયમાં રાજગૃહી આવી પહોંચશે એવા સમાચાર મળતાં ઠેર ઠેર એમના સ્વાગત માટે ભારે તૈયારી થઈ રહી. રાજગૃહી આખું શણગારાવા લાગ્યું. શહેરની આસપાસ સુગંધી ચંદન વગેરેનાં કણો વેરવામાં આવ્યાં, આસોપાલવ ને કદળી સ્થંભોથી માર્ગ શણગારવામાં આવ્યા.

ધનદત્ત શેઠનો સુખરવિ આજે પૂર્ણ મધ્યાહ્ને ચડ્યો હતો. શેઠાણી તો નયનાનંદ પુત્રના આગમનના સમાચાર સાંભળી ઘેલાં બન્યાં હતાં. એમણે સાંભળ્યું હતું કે કુમાર પોતાની સાથે દેશદેશની સૌંદર્યવતી કુમારિકાઓનાં કહેણ લઈને આવે છે: આ સાંભળીને તો એમનો ઉત્સાહ હૃદયમાં સમાયો સમાતો નહોતો.

આટઆટલી સમૃદ્ધિ, વૈભવ ને કીર્તિ વરીને આવનાર મગધના મહાશ્રેષ્ઠિના સ્વાગતમાં શી મણા રહે ! એ દિવસે રાજગૃહીમાં મોટો ઉત્સવ મનાવવામાં આવ્યો.

કુમારની અર્થપ્રાપ્તિની કથાઓ રાજસભામાં ચર્ચાવા લાગી: પણ કામ અને ધર્મપ્રાપ્તિની વાતો જ્યારે સ્વયં કુમારે વર્ણવી ત્યારે તો આખી સભા સ્તબ્ધ બની ગઈ.

વિદ્વાન ને કુશળ વ્યવહારિક મેતાર્યને રાજસભાએ દેશદેશની સ્ત્રીઓનાં વર્ણન પૂછ્યાં. મેતાર્ય રસિક પુરુષ હતો. એણે તો આખું એક શૃંગારશાસ્ત્ર સર્જીને જાણે સભા સમક્ષ રજૂ કરી દીધું. કોટીવર્ષ-લાટની સુંદર કટિપ્રદેશવાળી સુંદરીઓ, કાંપિલ્ય–પાંચાલની વર્ણે શ્યામ પણ શરીરસૌષ્ઠવમાં દેવાંગનાઓને શરમાવે તેવી સ્ત્રીઓ, સૌ-

રાષ્ટ્રની નાજૂક કાચની પ્રતિમાશી પ્રમદાઓ, પુષ્ટ ને કઠિન કુચભારથી નમ્ર દેહયષ્ઠિવાળી મૈથિલ સુંદરીઓ, પ્રફુલ્લ કમળદળસમાં નેણવાળી સાકેત–કોશલની કામિનીઓ, મણિ ને સુવર્ણની મેખલાઓની શોખીન તામ્રલિપ્ત ને અંગની રમણીઓ, પરવાળાના જેવા નાના ઓષ્ઠસંપુટ ધરાવતી ને મંદમંદ વાણી વદતી કલિંગ–કંચનપુરની અબળાઓ, તિલક–વલયથી ઓપતી ને કપોળસ્થળ પર પત્રલેખા કરવામાં કુશળ શ્રાવસ્તિની સુંદરીઓ અને અનંગરંગમાં રતિ સમાન વત્સવામાઓની કથાઓ એવી લલિત રીતે કહી સંભળાવી કે તમામ સભાજનો કોઈ શૃંગારકાવ્ય વાંચી રહ્યા હોય તેવો અનુભવ કરી રહ્યા.

"ધન્ય છે, કુમાર મેતાર્યની રસિકતાને!" સભાજનોએ વાહવાહનો નાદ કર્યો.

"કુમાર, તમે નિર્ગ્રંથ જ્ઞાતપુત્રને સ્વચક્ષુએ નિહાળ્યા છે. અમને એ પતિતપાવન દેહમૂર્તિ વિષે કંઈ કહેશો?" મહામંત્રી અભયકુમારે અર્થ ને કામની કથાઓ પછી ધર્મકથા વિષે પણ આકાંક્ષા દર્શાવી.

જ્ઞાતપુત્રના નામશ્રવણની સાથે જ અલંકાર ને રસ વિષે ઉદ્યુક્ત થયેલ મેતાર્યના મુખપર સૌમ્યતા છવાઈ ગઈ. શૃંગારનાં વર્ણનમાં ચંચળ બનેલી એની જિહ્વા ને નયન જાણે સ્વસ્થ થઈ નમ્ર બની ગયાં. એણે ક્ષણવાર મૌન ધારણ કર્યું ને પછી વાત શરૂ કરી :

"સભાજનો, શરદ્ઋતુના સૂર્યથી વિશેષ તેજસ્વી મુખમંડળવાળા, ચંદ્રમંડળથી પણ વિશેષ સૌમ્ય, સ્વયંભૂરમણ સમુદ્રથી પણ વિશેષ ગંભીર : અને રૂપમાં ઇંદ્રને પણ ઝાંખા પાડે એવા એ મહાન ત્યાગી ભિક્ષુનું વર્ણન મારા જેવાની સહસ્ર જિહ્વાઓ પણ કરવા શક્તિમાન નથી. હું તો એ તેજસ્વી દેહયષ્ટિનાં ઘડી બે ઘડી દર્શન કરી શક્યો છું: પણ એ પ્રશાન્ત મુખ, એ કરુણાભર્યાં નયનો, રાજરાજેશ્વરને નમાવે તેવી સ્વસ્થતા, એ ગંધહસ્તિના જેવી ચાલ, સાત હાથની કૃશ છતાં

તેજસ્વી કાયા મારા સ્મરણપટમાંથી વિસરતાં નથી. નિશ્ચલ શ્રીવત્સવાળી છાતી જાણે મેરુપર્વતને છેદવામાં સમર્થ હોય તેમ ફૂલેલી હતી. કદી ન ભૂલી શકાય, સ્વપ્નમાં પણ જેનું સ્મરણ ચાલ્યા કરે તેવા એ પુરુષપુંગવ છે.”

“એ મહામાનવીના આહારવિહાર વિષે કંઈ કહેશો ?” મગધરાજે વચ્ચે પ્રશ્ન કર્યો. દેશદેશની સુંદર સ્ત્રીઓના વર્ણનમાં મગ્ન બનેલ રાજવીને જ્ઞાનપુત્ર વિષે પ્રશ્ન કરતા જોઈ પ્રજાને પોતાના રસિક રાજવી વિષે અધિક કુતૂહલ જાગ્યું. પરમત્યાગી બુદ્ધના ઉપાસકની આવી જિજ્ઞાસા કેટલાકને નવીન લાગી, પણ પ્રજાનો મોટો ભાગ હવે જાણતો થયો હતો, કે રાજા ચેટકની પુત્રી રાણી ચેલ્લણાએ અંતઃપુરમાં આવ્યા પછી મહારાજ પર જાદુ કરવા માંડ્યો હતો.

“એ મહામાનવનો–પુરુષસિંહનો સ્વલ્પ પરિચય પામ્યો : એ મારા અલ્પ ભાગ્યની એંધાણી છે : પણ મહારાજ ! ઉપવાસ એ એમનો આહાર છે, ને મૌન એમની વાણી છે. ત્યાગ એ એમનો સંદેશ છે. કદી વાચા સ્ફુરે છે, તો સાંભળવાનું અહોભાગ્ય પામનારાં વાતો કરે છે : કે જાણે કોઈ દિવ્ય ગવૈયાએ માલકોશ રાગ છેડ્યો; એવી મધુરપના લાગે છે. એમના આહારવિહારનું વર્ણન કરતાં જાણે સ્વયં કવિ બની જવાય છે. ઉપમા–ઉપમેય પણ જડતાં નથી. પવન પેરે અ-પ્રતિબદ્ધ, શરદ્ચંદ્રની જેમ નિર્મળ, કચ્છપની પેરે ઇંદ્રિયોને ગોપવનાર, ખડગી (ગેંડા)ના શૃંગ જેમ એકાકી, ભારંડ પક્ષીની જેમ અપ્રમત્ત; મહાન હસ્તીની જેમ પરાક્રમી, વૃષભની જેમ સંયમભારના નિર્વાહમાં સમર્થ, સિંહસમ દુર્જેય, મેરુની જેમ દુર્ધર્ષ ને સાગરસમ ગંભીર છે.”

“શ્રેષ્ઠિકુમાર; કયી વિશેષતાથી અમારે જ્ઞાતપુત્રને પિછાણવા, પરિચય કરવા ને સત્કારવા ?” વૃદ્ધ નગરજને વચ્ચે પ્રશ્ન કર્યો.

“સૂર્યને જેમ સૂર્ય તરીકે પિછાણવા માટે ઓળખાણ આપવાની

જરૂર નથી; એમ આ મહાપુરુષ સ્વયં પિછાની શકાય છે. છતાં ય તમે સુવર્ણના જેવા વર્ણવાળા, સાત હાથની કાયાવાળા એ પરમ તારણ-હારને પિછાણવા બહુ સહેલ છે. ગાય દોહવાના આસનની જેમ બેઠેલા, સુગંધમય શ્વાસોશ્વાસવાળા એ પ્રભુને પગે સિંહનું લાખું (લાંછન) છે."

"ધન્ય છે કુમાર તમારી વિદ્વતાને, તમારા પ્રવાસને! જાણે સ્વચક્ષુએ નિહાળતા હોઈએ એમ ભાસે છે. તમારી વર્ણન શૈલી ને તમારી નિરીક્ષણ શક્તિનાં અમે ભૂરિ ભૂરિ અભિવાદન કરીએ છીએ."

મગધરાજ, મહામાત્ય ને સર્વ સભાજનોએ ઉપરના શબ્દોમાં કુમારનાં વખાણ કર્યાં:

આઠ આઠ કન્યાઓનાં માગાંની રસભરી કથાઓ પૂર્ણ થયા પછી મહાસતી ચંદનાની વાતોએ પ્રજાના હૃદયમાં જ્ઞાતપુત્ર પ્રત્યે નવીન જ સ્નેહ જન્માવ્યો.

રાજગૃહી કેટલાય દિવસો સુધી કર્ણોપકર્ણ આવી ચર્ચાઓ કરવામાં મગ્ન રહ્યું.

## હા થ તા ળી

### [ ૧૪ ]

ગુંગાની ગિરિકંદરાઓમાં સરી ગયેલો રોહિણેય ઘાયલ વાઘની જેમ કૂદતો, તાડૂકતો વૈભારગિરિની ગુફામાં આવીને છૂપાઇ ગયો. આ પ્રચંડ ગિરિમાળની કિલ્લેબંદી ભેદીને આવવાની કોઈની તાકાત નહોતી. એના શૂરા સાથીદારોની માવજતમાં એ કેટલાક દિવસો ઘાની સારવાર કરાવતો પડ્યો રહ્યો. પણ માતંગ અને મેતાર્યને સાજા થતાં જેટલા દિવસો લાગ્યા એટલા દિવસો એને ન લાગ્યા. પર્વતનાં વૃક્ષમૂળો, વનલતાઓના રસો અને જાનવરોના અંગોમાંથી ઉપજાવેલી ઔષધિના બળે એ જલદી સાજો થઈ ગયો. એના ઘા પુરાઇ ગયા ને ફરીથી એની નસોનું લોહી થનગનાટ કરવા લાગ્યું.

રોહિણેય અને એના દાદાના સ્વભાવ વચ્ચે એક જ મોટો ભેદ હતો. એના દાદાની વીરતા અવિચારી ને ક્રૂર હતી. રોહિણેય વિચારશીલ હતો. એ દરેક બાબતની સારાસારતાનો તાગ લઈ શકતો. એનો દાદો જ્યાંથી પાછો પડતો ત્યાં જ ફરી પાછો ઝનૂનપૂર્વક સામે ધસતો. ને મારીને કાં મરીને જ નિરાંત લેતો. વીર ને વિચારશીલ રોહિણેય આ બાબતમાં જુદો પડતો.

રાજગૃહીની એની પ્રચંડ લૂંટ પછી દ્રવ્યની તો રેલમછેલ થઇ ગઈ હતી. એણે સાથીદારોને ધરવી દીધા હતા, અને સહુ આ લૂંટને

સફળ લેખતા હતા. કેવળ રોહિણેય જ આ પ્રયાસને નિષ્ફળ પ્રયાસ લેખી ઘણીવાર દુઃખ જાહેર કરતો.

"આટઆટલી માહિતીઓ, આટઆટલા વેશપરિધાનો, આટઆટલી જહેમત લીધી પણ ધાર્યું ન થયું. મારે કંઈ લક્ષ્મીની ભૂખ નહોતી. મગધરાજના સિંહાસન પર બે દહાડા પણ રોહિણેયની છત્રછાયા ઢોળાત તો કેવી નામના થાત ! મારા નામની મુદ્રાઓ. મારા નામના હુકમો : મારા નામનો જયજયકાર !"

"કેવી બાલીશ કલ્પના !"

વયોવૃદ્ધ ને અનુભવી સાથીદારો હસી પડતા.

રોહિણેય છંછેડાઈને કહેતો: "કલ્પના નથી, દાદાની ભાવનાની પરિપૂર્તિ છે. મગધના કયા સૈનિકોથી તમે ઓછા ધનુર્ધર છો ? કયા વીરથી તમે ઓછા પરાક્રમી છો ! શા માટે તમે લૂંટારા અને તેઓ કીર્તિવાન સૈનિકો ! બંનેનું પોષણ એક જ સ્થળેથી થાય છે. તેઓ પણ પ્રજાને લૂંટે છે. આપણે પણ પ્રજા પાસેથી બાવડાના બળે મેળવીએ છીએ ! પછી શા માટે તમે હીન ! તમે નીચા ! બ્રાહ્મણો ને ક્ષત્રિયો કેમ મોટા ?"

રોહિણેયના શબ્દોમાં અમોઘ બળ હતું. શેખી કરતા બધા સાથીદારોના દિલમાં એકાએક સ્વાભિમાન જાગી આવ્યું. એમનાં મસ્તકો મગરૂરીમાં ટટ્ટાર બની રહ્યાં.

"મારે તો હિણાયેલાઓનું રાજ માંડવું હતું. આજે બે દિવસની બાદશાહી મેળવત તો કાલે મારો કોઈ સમોવડીયો એથી અદકું પરાક્રમ કરી બતાવત. પણ નસીબે સાથ ન પૂર્યો !"

"હજી ક્યાં જિંદગી વીતી ગઈ છે ?"

"પણ આવેલી પળ વીતી ગઈ. છતાં એમ ન માનશો કે હું નિરાશ બની બેઠો છું. દાદાની આખરી ઇચ્છા પૂરી કરીને જ જંપ વાળીશ."

પણ એના આ શબ્દો હજી મુખમાં જ હતા, અને એક મોટો કૂતરો ભયંકર ચિત્કાર કરતો ધસી આવ્યો. એ રોહિણેયનો વફાદાર ચોકીદાર 'ખડગ' હતો.

"ખડગને કોણે ઘાયલ કર્યો?" રોહિણેય એકદમ ઊભો થઈ ગયો. એનો અવાજ ભયંકર બન્યો હતો.

પણ હજી એ વિષે વધુ માહિતી મળે ત્યાં તો એક પલ્લીવાસી દોડતો ધસી આવ્યો. એનાં અંગેઅંગ ચાળણીની જેમ તીરોથી વીંધાઈ ગયાં હતાં.

"મહારાજ, નાસો! પલ્લી ઘેરાઈ ગઈ છે." અને તરત જ એ વફાદાર સેવક ધરણી પર ઢળી પડચો. એનું પ્રાણપંખી ઊડી ગયું.

"અરે, આ તો ગંગાતટનો આપણો સેવક કંચન! જે પલ્લીની સામે આંગળી ઊંચી કરવાનું સાહસ ભલભલા મહારથીઓ ન સેવે એના પર હલ્લો! અશક્ય, અસંભવ!"

"અસંભવને પણ સંભવ કરે તેવા મહામાત્ય અભયનું આ કામ છે. એણે આપને જીવતા પકડી મગધના સિંહાસન સમક્ષ રજૂ કરવાની પ્રતિજ્ઞા કરી છે." દોડી આવેલા બીજા પલ્લીવાસીએ વાત કરી.

"મને–રોહિણેયને પકડવાની હામ!" વજ્રદેહી રોહિણેયે પ્રચંડ હાક મારી, અને મુખેથી જાનવરના જેવો અવાજ કર્યો. દિશાઓએ એ બોલ ઝીલી લીધો ને પડઘો પાડચો.

પણ આજે આ શું બન્યું? જે અવાજના અનુસંધાનમાં અનેક અવાજો પુનરાવર્તન પામતા અને ક્ષણવારમાં વીર સાથીદારોથી પલ્લી ઊભરાઇ ઊઠતી; ત્યાં આજે બધું ચૂપચાપ કેમ! ફરીથી એણે અવાજો કર્યા: છતાં ય એ જ નિસ્તબ્ધતા!

મદમસ્ત હાથી પાગલ બનીને ધ્રૂજી ઊઠે એમ રોહિણેય ધ્રૂજ્યો. એણે મોટો પરશુ હાથમાં લઈને ચારે તરફ ઘૂમાવ્યો. હવામાં પણ એક મોટો ઝળઝળાટ પેદા થયો. એ દોડીને એક વૃક્ષ પર ચડી ગયો. દૂર દૂર નજર નાખી જોઈ, પણ એણે કંઈ ન નીરખ્યું.

"મારા વીર સાથીદારો, અજબ રીતે પલ્લી ઘેરવામાં આવી છે. જે પલ્લીને છંછેડતાં મહાન રાજાનાં સૈન્યો ધ્રૂજે: જે પલ્લીના ઈતિહાસમાં દુશ્મનના પડછાયા નથી આલેખાયા: એ જ પલ્લી આજે મંત્રભરી રીતે ઘેરાઈ ગઇ છે. સામાન્ય દુશ્મનનો સામનો નથી, કોઈ ચતુર સાથે કામ પડયું છે."

"ચતુર સાથે ચતુરાઇથી જ કામ લઇશું." પાસે ઊભેલા સાથીદારે કહ્યું:

"આપણા સાથીઓ કાં તો પકડાઈ ગયા છે, કાં તો મૃત્યુ પામ્યા છે. આપણા માથે જ પલ્લીના રક્ષણનો ભાર છે. બહાદુરો, તૈયાર છો ને!"

"પલ્લીપતિ મહારાજ રોહિણેય માટે મૃત્યુ સાથે પણ લડવા તૈયાર છીએ." હાજર હતા તે બધાઓએ જયગર્જના કરી.

"હા, હા. હવે કંઈ કંઈ દેખાય છે. તીડના ટોળાની જેમ ઊડતું ઊડતું સૈન્ય આવી રહ્યું છે. સાવધાન!"

"સાવધાન, પલ્લીપતિ આજે અજબ રીતે આપણે ઘેરાયા છીએ. આટલા લશ્કર સામે આપણે નહીં ટકી શકીએ. તમારો ઉષ્ણીષ,

મને આપો, આપ નાસી છૂટો !"

"હું નાસી છૂટું ?"

"હા, હા, નહિ તો આજે આ પલ્લીની અહીં સમાપ્તિ થશે. આપણી કલ્પનાઓ ધૂળ મળશે."

વફાદાર સાથીદારે રોહિણેયના માથાનો કિંમતી ઉષ્ણીષ લઈ છાતી પરનો હીરાજડિત પટો પણ ખેંચી લીધો.

"સૈન્યની પહેલાં સૈન્યનાયકે મરવું ઘટે ! મરશું તો બધા સાથે જ ! આજે હાથેહાથ અજમાવી લેવાની ઇચ્છા થઈ છે. મગધનો એ અમાત્ય મારા ઘા પણ જોતો જાય."

"વિવેકને ન વિસારે પાડો. તમે આગળ વધશો તો તીડનાં ટોળાંની જેમ ઊલટી આવતાં આ દળો તમને કાં તો કેદ કરી લેશે કે કાં તો તમારા પ્રાણને હાનિ પહોંચાડશે. બંને રીતે પલ્લીવાસીઓ અનાથ બનશે, અને દાદાનું મહાન સ્વપ્ન ધૂળમાં મળશે." અનુભવી સાથીદારે કંઈક રોષમિશ્રિત અને કંઈક માયાભર્યા અવાજે કહ્યું:

"બળ સામે બળ ને કળ સામે કળ, એમ તમારું કહેવું છે ને ?" રોહિણેયે ચારે તરફ નજર ઘૂમાવતાં કહ્યું: "વારુ, વારુ, મગધના મહામાત્યને મારા બળનો તો પરચો મળ્યો છે, હવે જરા કળનો પરિચય પણ આપી દઉં. ભલે એના સૈનિકો ખાલી હાથે મગધમાં જઈને આપણી કુશળતાની પણ વાતો કરે !"

એક જ ક્ષણ ને રોહિણેય પાસેની ગુફામાં સરી ગયો ! આખી પલ્લીને ઘેરવા ધસતાં સૈનિકદળો હવે નજીક આવ્યાં હતાં. સેના-નાયકના દિલમાં અનેરો ઉત્સાહ હતો. આખી પલ્લીને ઉજ્જડ કરી મૂકી હતી. કેટલાયને ભગાડી મૂકયા હતા, સામા થયેલા ઘણાને

યમશરણ પહોંચાડચા હતા, ને તાબે થયા તેને મુશ્કેટાટ બાંધી નિઃશસ્ત્ર બનાવ્યા હતા. આજે તો આ સૈન્ય ને સૈન્યપતિ જીવનમરણનો સોદો કરીને ધસતાં હતાં, કારણ કે સૈન્યપતિ મહામાત્ય અભયે મગધની કીર્તિ સામે બાથ ભીડનાર રોહિણેયને પકડવાની પ્રજા સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાને ઘણા ઘણા દિવસો વીતી ચૂકચા હતા. અનેક યુક્તિ પ્રયુક્તિઓ, ઘણી ઘણી ચતુરાઈઓ અને ચાલાકીના બળે આજે આટલું સાહસ ખેડી શકાયું હતું.

"ઘેરી લો તમામ પલ્લીવાસીઓને!" સેનાનાયક મહામાત્ય અભયે પ્રચંડ અવાજે કહ્યું: સૈનિકો વેગથી ધસ્યા, પણ એમ પલ્લી-વાસીઓ નમતું તોળે એવા નહોતા. તેઓએ ક્ષણમાત્રમાં પોતાના ગણ્યાગાંઠ્યા યોદ્ધાઓને વ્યૂહમાં ગોઠવી દીધા: ને ભયંકર તીરોના ટંકારથી જવાબ આપ્યો.

એક તરફ સંપૂર્ણ રીતે સુસજ્જ ને વિજય પર વિજય કરતા આવતા સૈનિકો ને બીજી તરફ હાથ આવ્યાં તે શસ્ત્રો સજીને મેદાને પડેલા થોડાએક પલ્લીવાસીઓ હતા, છતાં નાનું એવું યુદ્ધ પણ મર્દાનગીની કસોટી કરે તેવું બન્યું.

બરાબર યુદ્ધ જામ્યું હતું, ત્યાં અચાનક ગિરિકંદરાઓમાંથી હુંકાર કરતું એક જંગલી જાનવર નીકળી આવ્યું. ભયંકર વનપશુ! પગની મોટી ખરીઓ અને મસ્તકનાં ભારે શિંગડાંથી પૃથ્વીને ખોદતું, ધૂળ ઉડાડતું ને એક વાવંટોળ જમાવતું એ પશુ ક્ષણવારમાં યુદ્ધનું મેદાન વટાવીને બહાર નીકળી ગયું.

યોદ્ધાઓનાં શસ્ત્રો ક્ષણવાર સ્થંભી ગયાં ને ક્ષણમાત્રમાં અદૃશ્ય થતા એ પશુ તરફ આશ્ચર્યની નજર નાખી પુનઃ યુદ્ધ શરૂ કર્યું. પલ્લીવાસીઓ જેવા તેવા વીર નહોતા, તેઓ પ્રાણના ભોગે પણ શસ્ત્રો નીચાં ન મૂકતઃ પણ તેઓનું ધારેલું કાર્ય પૂર્ણ થયું હતું.

હીરાજડિત પટો ને કીમતી ઉષ્ણીષ પહેરેલો પલ્લીવાસી એકદમ આગળ ધસી આવ્યો. એણે શસ્ત્રો નીચે નાખી દીધાં, ને બંને હાથ ઊંચા કરી શરણાગતી માગી.

"બહાદુરો, પકડો એ લૂંટારાને, અને તમામ લૂંટારાઓનાં શસ્ત્રો કબજે કરી લો!"

મર્દાનગીનાં પાણી માપી લે એવા યુદ્ધનો આવો સુખદ અંત જોઈ મગધના સૈનિકો એકદમ ઉત્સાહમાં આવી ગયા. તેઓએ દોડીને હીરાજડિત પટા ને ઉષ્ણીષવાળા નાયકને પકડી લીધો. પલ્લીવાસી યોદ્ધાઓએ તજેલાં તમામ શસ્ત્રો કબજે કરી લીધાં ને મહારાજ મગધરાજનો ને મહામાત્ય અભયનો જયજયકાર બોલાવતા પાછા ફર્યા.

સૈનિકો પણ ઉત્સાહમાં હતા, બંદીવાનો પણ આનંદમાં હતા; પણ બંનેની ગતિમાં ભેદ હતો. સૈનિકો બને તેટલી ઝડપથી આ ભયંકર પલ્લી વટાવી જવા ઇચ્છતા હતા: ને બંદીવાનો જાણે પોતાની પ્યારી ભૂમિ છોડવાની ઇચ્છા ન હોય એમ મહામહેનતે ઢસડાતા ઢસડાતા ચાલતા હતા. તમામ બંદીવાનોની આંખો વારે વારે એક જ દિશામાં ખેંચાતી હતી: અને તે પણ પેલું ભયંકર જાનવર ગયું તે દિશામાં.

આમ ને આમ થોડો પંથ કપાયો ત્યાં દૂર દૂર આકાશમાં ધૂમાડાના ગોટેગોટા ઊડતા દેખાવા લાગ્યા. આકાશ કાળું શ્યામ બની રહ્યું હતું.

આ જોઈને તમામ પલ્લીવાસી બંદીવાનો ગેલમાં આવી ગયા ને જોરજોરથી ઘોષણા કરવા લાગ્યા.

"જય હો મહારાજ રોહિણેયની."

તમામ સૈનિકો આ બૂમથી ચમકી ઊઠ્યા. તેઓએ બંદીવાનોને

બાંધેલા પાશ ને દોરડાં ફરીથી કસીને બાંધી લીધાં, રખેને આ રીતે તોફાન મચાવી બંદીવાનો નાસી ન છૂટે; ઉપરાંત મહામાત્ય અભયે સાથે ચાલતા સૈન્યને ચાર ભાગમાં વિભક્ત કરી નાખ્યું. આ યોજનાથી સૈનિકોની જીવતી ચાર દિવાલ રચાઇ ગઈ. પણ આશ્ચર્યની વાત એ હતી કે બધા કરતાં પેલો કિંમતી ઉષ્ણીષ ને હીરાજડિત પટાવાળો જોરજોરથી બૂમો પાડતો હતો:

" મહારાજ રોહિણેયની જય ! "

" વાહ વાહ રે મહારાજ રોહિણેય ! તમારો જયજયકાર ઉચ્ચારનાર બીજા કોઈ ન રહ્યા તે હવે તમે સ્વમુખે જયજયકાર કરી રહ્યા છો ! " મહામાત્ય અભયે વિજયની ખુમારીમાં મૂછે તાવ દેતાં કહ્યું: " મૂંઝાશો મા, મહારાજ રોહિણેય, મગધની શેરીએ શેરીએ તમારા જયજયકારની વ્યવસ્થા યોજી છે. આવા વેશમાં ખુબ રૂપાળા લાગશો, હો ! બંદીવાનનો દોરદમામ શોભે છે, ખરો; હો મહારાજ રોહિણેય ! " મહામાત્યે ' મહારાજ રોહિણેય 'ના સંબોધનને બેવડાવ્યું.

" ક્યાં છે મહારાજ રોહિણેય ? મગધના મહામંત્રી, શું તમે મારું સ્વાગત મહારાજ રોહિણેય તરીકે કરો છો ? વાહ, વાહ ! " અને તે પલ્લીવાસી ખડખડાટ હસી પડ્યો.

" હું તારી લુચ્ચાઇ જાણું છું; ચાલાક લૂંટારા ! મગધના મહામંત્રીને બનાવવો સહેલ નથી. એ બહાને તારે છટકી જવું છે ! " મહામાત્યે શાંતિથી જવાબ વાળ્યો.

" ના, ના, મહામંત્રી ! છટકવાની લેશમાત્ર મારી ઇચ્છા નથી. મગધનો ન્યાય જે શિક્ષા કરે, અને તે ગમે તેવી ક્રૂર હોય તો પણ તેમાંથી છૂટવા હું ઇચ્છતો નથી. મહારાજ રોહિણેય અમર તપો, એ છૂટયા એટલે અમારાં હજાર જીવન–મૃત્યુ કુરબાન છે ! "

" શું તું રોહિણેય નથી ? "

"ના, હું તો એનો દાસાનુદાસ છું."

"શી ખાતરી ?"

"ખાતરી ? ખાતરી મારા દેદાર ! બુદ્ધિનિધાન મહામંત્રી, શું તમે એમ કલ્પો છો કે મારા જેવા જ રૂપગુણવાળા મહારાજ રોહિણેય હશે ?" બંદીવાને જરા હસીને કહ્યું, જાણે એને સામે ઊભેલા મગધના પ્રચંડ પુરુષાર્થી મહામાત્યની કોઈ પરવા જ ન હતી, એનું રોમરોમ મહારાજ રોહિણેય સલામત સ્થળે પહોંચી ગયાના આનંદમાં નાચી રહ્યું હતું.

"ત્યારે ક્યાં છે તારો રોહિણેય !"

"મહારાજ રોહિણેય ક્યાં છે ?" તોછડા નામને સુધારતો હોય એમ પલ્લીવાસી બોલ્યો: "હવે ભેદ કહેવામાં વિઘ્ન નથી. મગધના સમર્થ મંત્રીરાજ, જુઓ, પણે આકાશમાં ધૂમાડાના ગોટે ગોટા ચડી રહ્યા છે."

"હા. હા ! શું એ ત્યાં છૂપાયો છે ?" મહામંત્રીએ અધીરાઈમાં વચ્ચે પ્રશ્ન કર્યો.

"ના, ના, ત્યાં નથી છુપાયા." ફરીથી શિક્ષકની અદાથી મહામંત્રીની તોછડી ભાષાને એણે સુધારી: "એ તો સલામતીની નિશાની માત્ર છે. એ ધુમાડાના ગોટેગોટા એમ કહી રહ્યા છે, કે યમરાજને પણ શોધવું દુર્લભ બને એવા સ્થળે એ પહોંચી ગયા !"

"હું ગમે ત્યાંથી પકડી પાડીશ."

"મંત્રીરાજ, પેલા ઊંચે ઊંચે આકાશમાં ચડતા ધુમાડાના ગોટાઓને પકડી પાડી શકશો ? જો એ કરી શકશો તો જ તમે

મહારાજને પકડી પાડી શકશો ! ”

“ મહારાજ ? ” પલ્લીવાસીના મહારાજ શબ્દને મહામાત્યે તુચ્છકારપૂર્વક ઉચ્ચાર્યો: “ મહારાજ ! વાહ રે મહારાજ ! કાયરની જેમ ભાગી છૂટયો ! નામર્દ મહારાજ ! ”

“ મંત્રીરાજ, મુકાબલો થાય ત્યારે જ ખબર પડે કે કોણ નામર્દ ને કોણ વીર ? બાકી આજે તો મહારાજ રોહિણેય જગતમાં બુદ્ધિનિધાન મહામંત્રીની બુદ્ધિની ફજેતી કરવા જ નાસી છૂટયા છે. મગધની ભરબજારો વચ્ચેથી જ્યારે આપણે નીકળીશું, અને મગધની પ્રજા કે જેણે મહારાજ રોહિણેયને આંખ ભરી ભરીને નીરખ્યા છે: એ જોશે કે આ તો રોહિણેય નહિ, પણ એના દાસાનુદાસને રોહિણેય સમજીને મહામંત્રી પકડી લાવ્યા છે: ત્યારે કેવી હાંસી થશે ? બુદ્ધિનિધાન મંત્રીની હોશિયારી પર કેવાં વ્યંગબાણો ઝરશે ? મહામંત્રી, પ્રજા એ વખતે કોને ધન્ય ધન્ય કહેશે ? એ વખતે અંતરમાં કોની બુદ્ધિની વાહવાહ પોકારાશે ? કુશળ માછીમારની જાળમાં મગરમત્સ્યને બદલે એક નાનો મત્સ્ય સપડાયેલો જોઈ લોકો શું શું કહેશે ? ચાલો, જલદી પગ ઉપાડો ! મગધની શેરીએ શેરી અમારા જયજયકાર માટે રાહ જોતી ઊભી હશે. ”

આ શબ્દો નહોતા: એકેક ભાલાનો ઘા હતો. અને જો આ વાચાળ લૂંટારાની વાતો સાચી હોય તો બદનામીનો ક્યાં આરો હતો ! મહામંત્રીએ તરત કુમાર મેતાર્ય અને માતંગને સાચા રોહિણેયને પરખવા માટે તેડું મોકલ્યું.

મગધમાં પવનવેગે મહામાત્યની યશગાથાઓ પહોંચી ગઈ હતી. અજેય એવા રોહિણેયને વશ કરીને જીવતો પકડી લાવનાર મહામાત્યના સ્વાગતની તૈયારીઓ પણ ચાલી રહી હતી. એવામાં કુમાર મેતાર્ય અને માતંગના તેડાના સમાચારે એક નવી જ હવા પ્રસરાવી.

પ્રજા અનેક જાતના તર્કવિતર્ક કરતી રાહ જોવા લાગી.

મહામાત્ય અભયે સૈન્ય સાથે ગંગાતટે પડાવ નાખ્યો હતો. પલ્લીવાસીઓ અત્યંત ગેલમાં હતા. સૈનિકો આ નવી જાતની શંકાથી વ્યગ્ર બની રહ્યા હતા, ને તેઓનો પુરુષાર્થ આમ એળે ચાલ્યો જાય એ તેમને રૂચતું નહોતું. સહુ કાગના ડોળે મેતારજ ને માતંગની રાહ જોતા હતા.

માતંગ તો રોહિણેયના સ્વજનોમાંનો એક હતો. એણે બાળપણથી એને નિહાળ્યો હતો. મેતાર્યને પણ રાજગૃહીની લૂંટમાં એનો પૂરતો પરિચય થયો હતો. મેતારજ અને માતંગ બંને ટૂંક સમયમાં અશ્વો ખેલાવતા છાવણીમાં આવી પહોંચ્યા. તેઓના આવતાંની સાથે જ મહામંત્રીએ વેશધારી રોહિણેયને સામે ઉપસ્થિત કર્યો.

મેતારજે શાંતિથી નજર નાખી ધીરેથી મસ્તક હલાવી ઈનકાર ભણ્યો, પણ માતંગ તો ખડખડાટ હસી પડ્યો.

“અરે, આ તો રોહિણેયનો વફાદાર સાથી કેયૂર !”

“કેયૂરે મને છેતર્યો ? દગો ! એને કૂતરાને મોતે મરવું પડશે.” છોભીલા પડેલા મહામાત્યનો ક્રોધ ભર્યો અવાજ ગર્જ્યો. ભલભલાને ગભરાવી મૂકે એવો આ પડકાર હતો; પણ જાણે કેયૂર પર કશી જ અસર નહોતી.

“મંત્રીરાજ, મહારાજ રોહિણેયની સલામતી માટે ગમે તેવા ક્રૂર મોતથી પણ કેયૂર ડરતો નથી. અને વળી વિચાર તો કરો કે જ્યારે મેં મહારાજ રોહિણેયનો આ ઉષ્ણીષ પહેર્યો ત્યારે હું કંઇ મોજ માણવા મેદાને પડતો નથી : પણ એક મગધના સમર્થ વીર સામે બાકરી બાંધું છું : એનું મને પૂરેપૂરું ભાન નહિ હોય ? શસ્ત્રોથી ન ડરનાર શબ્દોથી ડરશે : એમ માનો છો મંત્રીરાજ ?” કેયૂર પૂર્ણ સ્વસ્થતાથી

બોલતો હતો.

"તારે રોહિણેયનો પત્તો આપવો પડશે."

"સૂર્યને પશ્ચિમમાં ઉગાડી શકો તો પણ નહિ!" કેયૂરે છાતી ફૂલાવતાં ને એક એક શબ્દ પર ભાર મૂકતાં કહ્યું, અને સાથે સાથે ઉમેર્યું: "હું તો શું, પણ મારા આ સામાન્ય પલ્લી-વાસીઓ પાસેથી પણ એવી વ્યર્થ આશા સેવશો નહિ!"

"મંત્રીરાજ, આવા નરને તો મગધના કોઈ સેનાપતિનો હોદ્દો શોભે! કેવી વીરત્વભરી વફાદારી!" કુમાર મેતાર્યથી ન રહેવાયું. તે વચ્ચે બોલી ઊઠ્યો:

"અને મારી પ્રતિજ્ઞાનું શું?" મહામાત્ય અભયે કંઈક ખેદ પૂર્વક વચ્ચે પડેલા મેતાર્યને પ્રશ્ન કર્યો.

"પ્રતિજ્ઞા પૂરી કરી શકો છો, અને તે પણ કેવલ લૂંટારાઓને પકડીને, જેર કરીને કે મારીને નહિ: પણ તેમને મગધના શક્તિ-સ્થંભ બનાવીને! બુદ્ધિનિધાન, આપ કાં ભૂલો છો, કે આ પણ પ્રતિજ્ઞાની પ્રથમ પાદપૂર્તિ છે. અજેય એવી પલ્લી આપે નષ્ટભ્રષ્ટ કરી, કેયૂર જેવા વીર ને વિચક્ષણ સાથીદારોને આપે કેદ કર્યા; હવે બાકી રહ્યો કેવલ રોહિણેય! એ આપના પરાક્રમ પાસે કેટલે સુધી બચશે; મારું તો કહેવું માત્ર એટલું છે, કે આ શક્તિના સ્ફુલ્લિંગોને સારે રસ્તે વાળો. એમની બોલવાની છટા, ચાલવાની છટા, લડવાની છટા, શું સામાન્ય છે? મંત્રીરાજ, રોહિણેયનો દાદો કેવલ લૂંટારો નહોતો, એ તો મહાન સુધારાઓની આશા સેવનાર વીર હતો."

મેતાર્યનાં ચતુરાઈથી ભરેલાં વાક્યોએ મંત્રીરાજના દુભાએલા દિલ પર શાન્તિના જળનો છંટકાવ કર્યો. આ પ્રસંગથી પોતાની

જાતની થયેલી અવમાનનાનો ક્રોધ દૂર થઈ ગયો. ક્ષણવારમાં એમનું મન પણ આલોચના કરવા લાગ્યું કે મારા અને કેયૂરમાં કયા તત્ત્વની ખામી છે: કે જેથી કેયૂર લૂંટારો કહેવાય ને હું મહામંત્રી કહેવાઉં. મહામાત્ય થોડીવાર ઊંડા વિચારમાં ઊતરી ગયા. બીજી ક્ષણે તેમણે હુકમ કર્યો.

"વારુ, સંદેશવાહકોને કહો કે મગધરાજને ખબર આપે કે રોહિણેય સિવાય બધા લૂંટારાઓ પકડાયા છે, ને બાકી રહેલા એ લૂંટારાને પકડવા મહામંત્રી સ્વયં પોતાના થોડાએક સાથીદારો સાથે આગળ વધ્યા છે."

સંદેશવાહકો મારતે ઘોડે રાજગૃહીમાં આવ્યા.

મગધરાજે આ સમાચાર સાંભળી ધન્યના શબ્દો ઉચ્ચાર્યા. પ્રજાને પણ પોતાના મહામાત્યની શક્તિ વિષે માન ઉપજ્યું. સૈન્ય કુમાર મેતાર્ય ને માતંગની સાથે લૂંટારાઓને લઈ રાજગૃહીમાં પ્રવેશ્યું.

# જ્ઞાતપુત્રને ચરણે

## [ ૧૫ ]

**પા**રિજાતકના છોડને ગમે ત્યાંથી ઉપાડી લાવી વાવો : એ ઊગશે ને ખીલશે ત્યારે તો ગમે તેવો પ્રદેશ ને ગમે તેવું વાતાવરણ હશે : તો પણ એની એ જ સુગંધ વહાવશે, વાતાવરણને મુદિત કરશે : ને સશક્ત ઘ્રાણેન્દ્રિયવાળાની આપોઆપ પ્રશંસા પામી ઊઠશે.

પરમયૌવના–મહારાજ ચેટકની પુત્રી રાણી ચેલ્લણા માટે પણ એવું જ બન્યું. આર્યાવર્તના એ પરમ સંસ્કારી રાજવીની પુત્રીનું હરણ કર્યું, એ વેળાં મગધનાં ઘણાં માનવીઓને લાગ્યું હતું કે ઠીક થયું, રાજા ચેટકની સંસ્કાર–બડાશને ભલી ઠોકર વાગી. પણ એ લાગણી વિશેષ વખત ન જીવી શકી. રાણી ચેલ્લણાની સુવાસ આપોઆપ અંતઃપુરને મુદિત કરતી ઘેરી વળી. ધીરે ધીરે એ અંતઃપુરમાંથી બહાર નીકળી, ને રાજસભા, કર્મચારીઓ ને આમ પ્રજા સુધી પહોંચી. મંત્રીરાજ અભયકુમાર ને અભયકુમારની માતા સુનંદાએ આ પ્રવૃત્તિના વેગમાં સુંદર સહાય્ય કરી.

મગધના વયોવૃદ્ધ રથિક નાગ મહાશયનો આશીર્વાદ સાચો પડતો લાગ્યો. બત્રીસ બત્રીસ પુત્રોનાં મૃત્યુને કર્માધીન સ્થિતિ લેખી સંતોષ માનનાર શાણી સુલસાને હૈયે પણ રાણી ચેલ્લણાના આ

સંસ્કાર પરિમલથી પુત્ર–બલિદાનની સફળતાનો ઉલ્લાસ વ્યાપતો ચાલ્યો. સમસ્ત મગધના અંતરરાજ્ય પર રાણી ચેલ્લણા જેવી એક સુકોમળ સુંદરી અજાણી રીતે એક નવી ભાત પૂરી રહી હતી.

આ નવી ભાતમાં અવનવા રંગોની પુરવણી કુમાર મેતાર્યે કરી. એનાં પુણ્યપ્રવાસનાં સંસ્મરણોએ અનુકૂલ વાતાવરણની હવા સર્જી. આ સર્વની સ્થાયી અસર મગધરાજ પર ધીરે ધીરે કાબૂ લેવા માંડી. રાત ને દહાડો બૌદ્ધ સાધુઓનાં સંસર્ગમાં રહેનાર રાજવીને જૈન શ્રમણોનો પરિચય પ્રિય લાગવા માંડ્યો. એમના સાદા ને સરળ ઉપદેશો, આત્યંતિક ત્યાગ ને સર્વથા દેહોત્સર્ગની વાતો પાસે બૌદ્ધધર્મનો* મધ્યમ માર્ગ મોક્ષપ્રાપ્તિની કંઇક પ્રાથમિક ભૂમિકા જેવો ભાસ્યો. આ ધર્મરંગ વધતો ગયો ને એના ગાઢ પાસ મગધરાજ પર બેસતા ગયા.

જ્ઞાતપુત્રનાં વખાણ તો દિનદહાડે સંભળાતાં હતાં, તેવામાં રાણી ચેલ્લણા સાથે વનવિહાર કરવા નીકળેલ રાજાને અનાથી નામના મુનિ સાથે પરિચય થયો. અનાથી મુનિ પૂર્વે એક રાજકુમાર હતા, પણ પોતાના શરીરમાં પ્રગટ થયેલ દાહજ્વરની કોઈ પણ શાન્તિ ન કરી શકવાથી, તેઓએ નિર્ણય કર્યો કે જો આ રોગની શાન્તિ થાય તો હું સંસારત્યાગ કરીશ. આ નિર્ણયથી રાજકુમારનો દાહજ્વર શાન્ત થયો, સગાંસ્નેહીઓના અનેક આગ્રહ ને વિનવણી છતાં સંસારનું દુઃખદ સ્વરૂપ સમજવાથી રાજકુમારે દીક્ષા લઈ લીધી. અને ભર્યાં ભાદર્યાં જગત વચ્ચે પણ માનવી અનાથ છે, એમ દર્શાવવા

* બૌદ્ધ ધર્મ માધ્યમિક માર્ગનો ઉપાસક છે. તે માને છે, કે શરીરને અત્યંત કષ્ટ આપી કૃશ ન કરવું અને ખૂબ મોજ શોખ કરી ફીટાવવું પણ નહિ. ભગવાન મહાવીરે આત્યન્તિક માર્ગ સ્વીકારેલો : જેમાં ઇંદ્રિયો પર સર્વથા વિજય મેળવવા દેહના અત્યંત દમન પર ભાર મૂક્યો.

પોતે અનાથી નામ ધારણ કર્યું. આ સંસ્કારી યુવાન જ્યારે સંસારની અસારતાનું ચિત્ર દોરતો ત્યારે ગમે તેવાનું દિલ પીગળી જતું.

સુકોમળ કુમારને સંસાર છોડીને કષ્ટ સહન કરતા જોઇ મહારાજ શ્રેણિકે તેમના વિષે પૃચ્છા કરી. અનાથી મુનિએ સંસારની અનાથતાનું અપૂર્વ હૃદયંગમ ચિત્ર દોર્યું. મગધરાજને આ શબ્દોએ ખૂબ જ અસર કરી. તેઓ વૈરાગ્યવાન શ્રમણોના પૂજારી બન્યા.

વાત આટલેથી ન અટકી. એક દહાડો મગધરાજે સ્વયં પ્રભુ મહાવીર સમક્ષ જઇ શિષ્યત્વ સ્વીકાર્યું, એમનાં તત્ત્વોને આવકાર્યાં ને સમ્યક્ શ્રદ્ધાથી વંદન કર્યું. અમારિ પડહની યોજના કરી, હિંસક યજ્ઞો રાજઆજ્ઞાથી બંધ હતા તે વિશેષ રીતે બંધ કરાવ્યા.

પણ આ બનાવે આખા મગધ પર અને સમસ્ત આર્યાવર્ત પર તોફાનના એક પ્રચંડ મોજાને પ્રસરાવી દીધું. વૈદિક ધર્મના ઉપાસકોની પ્રચંડ હાકોથી પૃથ્વીનો ખુણેખુણો ખળભળી ઊઠ્યો, દશે દિશાઓ ગાજવા લાગી:

હદ થઇ, આ ધર્મલોપકોની! શૂદ્રોને ફટવ્યા, સ્ત્રીઓને માથે ચડાવી: વેદવિહિત યજ્ઞોને નામશેષ કર્યા: ને હવે શું આ પાખંડીઓ એક આરે ઊંચનીચને બેસાડી પૃથ્વીને પાપના ભારથી લાદી દેશે? વૈદિકો, જ્યાં હો ત્યાંથી એકવાર બહાર પડો! 'ધર્મો રક્ષતિ રક્ષત:' ધર્મની રક્ષાનો આ પ્રસંગ છે. શાસ્ત્રવચન છે, કે જે ધર્મની રક્ષા કરે છે, તેની ધર્મ રક્ષા કરે છે. ધર્મ આજે શ્રમણોએ ભયમાં મૂક્યો છે. માટે પ્રાણાર્પણથી પણ ધર્મની રક્ષા માટે કટિબદ્ધ બનો! આ પાખંડીઓની પ્રબલ જાળમાં રાજા–મહારાજાઓ પણ ફસાતા જાય છે. કાશી ને કોશલના રાજાઓ એની મોહનીમાં આવી ગયા છે. વીતભયપટ્ટન ને કૌશાંબીના રાજા એ જાદુગરની જ આંખે

નિહાળે છે. પોતનપુરના પ્રસન્નચંદ્ર ને હસ્તશીર્ષના અદીનશત્રુ પોતાની ધર્મદીનતા છડેચોક સ્વીકારી રહ્યા છે. ઉજ્જયિનીના ચંડપ્રદ્યોતને અને હિમગીરીની તળેટીમાં આવેલ પૃષ્ટચંપાના રાજાએ પણ પોતાની પીઠ બતાવી દીધી છે. નાના નાના અનેક રાજાઓ વેદવિહિત યજ્ઞો કરવામાં નાનમ સેવવા લાગ્યા છે. વૈશાલિના મગરૂર મહારાજ ચેટકે તો એ જ્ઞાતપુત્રનાં પગલાંને પરમેસ્વરનાં પાદચિહ્ન કરીને પૂજ્યાં છેઃ છેલ્લે છેલ્લે શેષ રહેલ મગધરાજે પણ એક નવયૌવના રાણીના રૂપમાં અંજાઈ એ જાદુગરની આગળ શિર ઝુકાવ્યું છે.

વેદધર્માનુયાયીઓ, કાન ખોલીને સાંભળી લેજો ! એ ધુતારા જ્ઞાતપુત્રે હમણાં હમણાં પોતે સર્વજ્ઞ * બનેલ છે, એવી જાહેરાત કરી છે. અને એ રીતે એણે પોતાનું કામ આગળ ધપાવ્યું છે. એણે સુંદર સિંહાસનોમાં બેસીને અનેક જનો સામે પોતાના સર્વજ્ઞભાવના અહંકારથી પ્રથમ દેશના–પ્રથમ ઉપદેશ આપ્યો છેઃ પણ શ્રોત્રિયો ! જાણીને ખુશ થશો કે સત્ય કદી છૂપાયું છુપાતું નથી. એના ઉપદેશનો એક પણ માણસે સ્વીકાર કર્યો નથી. એ નિષ્ફળ ગયો છે. વૈદિક ધર્મનો આ મહાન વિજય લેખજોઃ પણ આવા વિજયોથી ખુશ થવાની જરૂર નથી. સંગઠન કરો, સંઘબળ કેળવો ને ફરીથી વૈદિક ધર્મના જયજયકારથી આર્યાવર્તને ગુંજાવી દો !

તમે નિશ્ચય રાખજો કે આ ધર્મમાં કંઈ સારતત્ત્વ નથી. હેય કે ઉપાદેય જેવું કંઈ છે જ નહિ. અને કદાચિત માની લઈએ કે જો એમ હોય તો જ્ઞાતપુત્રનો પ્રથમ શિષ્ય ગોશાળક તેનાથી કેમ દૂર થાત ! જ્ઞાતપુત્રનાં પુત્રી ને જમાઈ એના તત્ત્વજ્ઞાનનાં કેમ

* પ્રભુ મહાવીરને દીક્ષા લીધા પછી બાર વર્ષ, ને સાડા છ માસે, વૈશાખ સુદી ૧૦મે, ઋજુવાલિકા નદીના તટપર કેવલજ્ઞાન–ત્રણ કાળનું જ્ઞાન થયું હતું. આ પછી તેમણે આપેલો પ્રથમ ઉપદેશનિષ્ફળ ગયો હતો. કોઈએ એ તત્ત્વો સ્વીકાર્યાં નહોતાં.

વિરોધી બનત ! માટે તમે સાવધ રહેજો ! એનો ભાષાડંબર પ્રબળ છે. એની યુક્તિઓ સામાન્ય નથી. એની નમ્રતા ને સરળતાનો બાહ્ય રીતે કોઈ જોટો નથી. પણ આ બધા તો વૈદિક ધર્મના નાશ માટેના છદ્મવેશ છે. એ ખંડનાત્મક શબ્દો વાપરતો નથી, આ ધર્મ ખોટો છે, એમ એ કદી કહેતો નથી. એ કહે છે, કે આ ધર્મ સારો છે. આવી ખંડનાત્મક નીતિથી એ ચાલાક પોતાનો પ્રચાર કરે છે, માટે બધા સાવધ રહેજો !

આ ઘોષણા આર્યાવર્તના એક છેડાથી બીજા છેડા સુધી ભયંકર આંધિની જેમ ક્ષણવારમાં પ્રસરી વળી. રાજકારણની પ્રવૃત્તિ જેમ આ ધર્મકારણની પ્રવૃત્તિએ લોકોનાં મન ચકડોળે ચડાવ્યાં. વૈદિક ધર્મ ને શ્રમણધર્મ જાણે હોડે ચડ્યા હોય તેવું વાતાવરણ પ્રસરી રહ્યું. આ સંદેશ ઠેર ઠેર પહોંચી ગયો, ને એકવાર વૈદિકોના નવીન સંગઠનમાં પ્રાણ પૂર્યાં.

જ્ઞાતપુત્ર અપાપા નગરીની આસપાસ હતા, ને અપાપામાં આવવાની સંભાવના જાણીઃ આ નગરીના મહાન ધનાઢ્ય શ્રોત્રિય સોમિલે મહાન યજ્ઞની જાહેરાત કરીઃ અને તમામ વેદધર્માનુયાયીઓને નિમંત્રણ મોકલ્યાં.

આ સાથે એ વેળાના વિખ્યાત અગિયાર દિગ્ગજ વિદ્વાનોને પણ તેડાં મોકલ્યાં. દેશદેશથી એક અખણ્ડ જનપ્રવાહ અપાપા નગરી તરફ વહેતો થયો.

મગધના ગોબર નામના ગામથી સુપ્રસિદ્ધ વસુભૂતિ ગૌતમના વેદવિદ્યાવિશારદ, સકલશાસ્ત્રપારંગત, વાદકલાનિપુણ ઇંદ્રભૂતિ, અગ્નિભૂતિ ને વાયુભૂતિ નામના ત્રણ પુત્રોએ પોતાના અનેક શિષ્યો સાથે આ યજ્ઞમાં ભાગ લેવા પ્રસ્થાન કર્યું:

કોલ્લાક સંનિવેશના 'વાદીઘટમુદ્દગર'ની ઉપમાથી ખ્યાત વ્યક્ત ને સુધર્મા નામના બે પ્રકાણ્ડ પંડિતો પોતાના વિશાળ શિષ્ય-પરિવાર સાથે અપાપા ભણી આવવા રવાના થયા.

મૌર્ય સંનિવેશથી સાક્ષાત્ સરસ્વતીના અવતાર સ્વરૂપ મંડિકદેવ ને મૌર્યપુત્ર નામના વિદ્વાનો સપરિવાર યજ્ઞમાં ભાગ લેવા આવ્યા.

આ ઉપરાંત વિમલાપુરીથી અકંપિત, કોશલથી અચલભ્રાતા, વત્સદેશથી તૈતર્ય ને ખુદ રાજગૃહીથી પ્રભાસદેવ નામના પ્રબલ પંડિતો અપાપામાં આવી પહોંચ્યા.

બ્રહ્મચર્યના ઓજસથી ઓપતા, સુદીર્ઘ શિખા ને પવિત્ર યજ્ઞોપવિતથી પ્રભાવિત લાગતા આ બ્રહ્મદેવોની ચરણુરજથી પૃથ્વી પણ પવિત્ર થઈ. તેમના જયજયકારથી અને પ્રબલ વેદઋચાઓનાં ગાનથી આકાશનો ઘૂમ્મટ પણ ગૂંજી ઊઠયો.

યજ્ઞની મહાન તૈયારીઓ શરૂ કરવામાં આવી. સામવેદ ને અથર્વવેદના ગાનથી એનો પ્રારંભ થયો. યજ્ઞની ભડભડતી શિખાઓ વાતાવરણને આવરી લેવા લાગી. આર્યાવર્તના મહાન અગિયાર વિદ્વાનો નક્ષત્રોની વચ્ચે સુર્ય શોભેઃ એમ શિષ્યસમૂહ વચ્ચે શોભી રહ્યા હતા. દર્શનાતુર લોકોની મેદનીનો પાર નહતો. બૌદ્ધ અને જૈનધર્મને ગૌણ કરી નાખવાનો આ મહાન પ્રયાસ ખરેખર અભિનંદનીય હતો.

એ અભિનંદનીય પ્રયાસને શોભાવવા ને સત્કારવા રાજા-મહારાજાઓનો મોટો સમૂહ, દેવાંગનાઓ સમાન રાણીઓ સાથે સપરિવાર આવી રહ્યો છેઃ એ સમાચાર સોમિલ વિપ્રને મળ્યા ત્યારે તેના આનંદની અવધિ ન રહી. એણે પોતાના અનર્ગળ દ્રવ્યવ્યયને સફળ લેખ્યો, પોતાના જીવનને ધન્ય લેખ્યું.

આકાશને રેણુથી છાઈ દેતો, હાથી, રથ ને વાજીઓના સમૂહવાળો

આ વર્ગ હવે દૃષ્ટિપથમાં આવ્યો હતો. યજ્ઞકુંડમા ઘૃત ને મધુમેયના ઘડાઓ હોમાવા લાગ્યા. વેદગાનનો ઘોષ પ્રચંડ બન્યો.

પણ આ શું ? રાજાઓનો એ સમૂહ યજ્ઞમંડપ તરફ આવવાને બદલે અપાપા નગરીની પાસે આવેલ મહસેનવન તરફ ચાલ્યો. રાજાઓ માર્ગ ભૂલ્યા. સોમિલ વિપ્રે અનુચરને માર્ગ બતાવવા મોકલ્યો, પણ ક્ષણવારમાં અનુચરે આવી પ્રણામ કરતા કહ્યું :

" તેઓ મહસેનવનમાં સર્વજ્ઞને વાંદવા જાય છે ! "

" કોણ સર્વજ્ઞ ? " અગિયાર વિદ્વાન વિપ્રોમાંના વડા વિપ્ર ઇંદ્રભૂતિ ગૌતમે ઊંચા અવાજે પ્રશ્ન કર્યો.

" જ્ઞાતપુત્ર ! "

" જ્ઞાતપુત્ર અને વળી સર્વજ્ઞ ! વદતો વ્યાઘાત ! " ઇંદ્રભૂતિ ગૌતમે આસન પરથી ઊભા થતાં પડકાર કર્યો, અને મસ્તક પરની શિખાની બાંધ–છોડ કરતાં કહ્યું: " હું એ જ્ઞાતપુત્રની સર્વજ્ઞતાની શેખીને પળવારમાં ધૂળમાં મેળવવા અત્યારે ને અત્યારે પ્રયાણ કરીશ. મારા શિષ્યવર્ગ સિવાય કોઈ મારી સાથે આવશો નહિ. તમે બધા શ્રદ્ધા રાખજો કે ઇંદ્રભૂતિ ગૌતમ ઘડીના છઠ્ઠા ભાગમાં એની સર્વજ્ઞતાને સંહારી તમારી સમક્ષ ઉપસ્થિત થશે. આપ સર્વે યજ્ઞના પવિત્ર કાર્યને શાન્તિથી આગળ ધપાવો ! "

ઇંદ્રભૂતિ ગૌતમે આસનથી નીચે પગ મૂક્યો ને સર્વત્ર ' ઇંદ્રભૂતિ ગૌતમના જય 'ની પ્રચંડ ઘોષણા ગાજી રહી. વસુભૂતિ ગૌતમના આ વડા પુત્રની વિદ્વતા વિષે કોઇને તલમાત્ર સંદેહ નહોતો. એની વાદશક્તિ ને જ્ઞાનતેજ પાસે કોઈ ટકી શકતું નહિ. ભક્તજનો સ્વયં જયને જાણે વિજય માટે પ્રસ્થાન કરતો જોઈ રહ્યા.

મહસેનવનનો માર્ગ અતિ દૂર ન હતો. પાંચસો અનુયાયીઓથી

શોભતા ઇંદ્રભૂતિ ગૌતમ મહસેનવનમાં આવી પહોંચ્યા. વનના પ્રારંભમાં હય, વાજી ને રથ વગેરે વાહનો ઊભાં હતાં. ઇંદ્રભૂતિ ગૌતમે તેમાં પ્રવેશ કર્યો; પણ સાથે જ એક અકલ્પ્ય મહાન હિમગિરિ પર સૂર્યનાં કિરણો પડતાં જેમ એ સ્વયં દ્રવવા લાગે, એવી કોઈ લાગણી આ મહાન પંડિતરાજને થઈ આવી. અનેક આશ્રમો, વનો ને પુષ્કરણીઓનો પ્રવાસ એણે ખેડ્યો હતો, પણ આવું સૌમ્ય વાતાવરણ કદી અનુભવ્યું નહોતું.

જલ–સ્થલોત્પન્ન પંચવર્ણી પુષ્પોથી આખો વનખંડ મઘમઘી રહ્યો હતો. વૈશાખનો ધોમધખતો ભાનુ પણ અહીં શાન્ત બનીને તેજ ઢોળી રહ્યો હતો. વનવૃક્ષોમાંથી મંદ મંદ વહેતો વાયુ વંસવીણાના મીઠા સ્વરો ઉત્પન્ન કરી વાતાવરણને સુસ્વરી બનાવતો હતો.

જાણે ઇંદ્રભૂતિ ગૌતમના પાંડિત્યના ગર્વોન્નત શિખરને કોઈ નવીન ઝંઝાવાત ક્ષણવારને માટે સ્પર્શી ગયો, પણ તરત જ સાવધ બની એ આગળ વધ્યો.

હવે જ્ઞાતપુત્રની સભા દૃષ્ટિગોચર થતી હતી. સ્વયં નમ્ર બની જતા દિલને ઇંદ્રભૂતિએ પુનઃ એકવાર સ્વસ્થ કર્યું. કંઈક ઝૂકેલા મસ્તકને પુનઃ ટટ્ટાર કર્યું, ને એણે વેદમંત્રોનો ઉચ્ચાર કર્યો.

થોડે જ દૂર, આસોપાલવની લાંબી છાયાઓથી આચ્છાદિત એક વેદિકા ઉપર કોઈ તેજના વર્તુલોથી ભરેલી મૂર્તિ બેઠી હતી. મેઘ જેવી ગંભીર, પુષ્ટ અર્થવાળી ને મધુર વાણી ઇંદ્રભૂતિના શ્રવણપટને સ્પર્શી રહી.

એ મનનું સ્વાસ્થ્ય જાળવી દૃઢ પગલે આગળ વધ્યો, પણ વેદિકા પર એની દૃષ્ટિ સ્થિર ન થઈ શકી. શરદઋતુનાં ઉગ્ર સૂર્યકિરણોનો સમૂહ જાણે એની આંખોને આંજી રહ્યો હતો !

" નક્કી કોઇ ઇંદ્રજાલી ! " ઇંદ્રભૂતિએ મનમાં વિચાર કર્યો ને

ઇંદ્રજાલ તોડવાના દૃઢ મનોરથ સાથે એ આગળ વધ્યો. ત્યાં કોઈ અપૂર્વ સ્વર એના કાને અથડાયો.

" આવો, ઇંદ્રભૂતિ ગૌતમ આવો ! કુશળ છો ને ! "

કોણ મને નામથી સંબોધે છે ! મારું નામ જ્ઞાતપુત્ર કેમ જાણે ! ઇંદ્રભૂતિ ગૌતમ ક્ષણવાર અચંબામાં ડૂબી ગયો. પણ તરત એને લાગ્યું કે પૃથ્વીના પટ પર એવું કોણ હશે કે જે ઇંદ્રભૂતિ ગૌતમને ન જાણતું હોય !

" હા, હું ઇંદ્રભૂતિ ગૌતમ ! હે મહાન ઐંદ્રજાલિક, હું વાદ કરવા નિમિત્તે અહીં તારી ઇંદ્રજાલ વિદ્યાને સંહરી લેવા આવ્યો છું. "

"હું ઐંદ્રજાલિક ? ગૌતમ, શાન્ત થા ! સાચા તપસ્વીઓ ચમત્કારી હોય છે, પણ ચમત્કાર કરતા નથી. તું વાદ કરવા આવ્યો છે કે સંશયનિવારણ કરવા આવ્યો છેઃ તે બધું હું જાણું છું. "

" મને ! ઇંદ્રભૂતિ ગૌતમને સંશય ? અસંભવ ! " ઇંદ્રભૂતિનો રોષ ભર્યો અવાજ ગાજ્યો. પ્રતિદ્વંદ્વિતાનો એમાં પડકાર હતો, પણ સામેથી એવો જ મીઠો ને વહાલસોયો અવાજ આવ્યોઃ

" ગૌતમ, આર્યાવર્તના મહાન વિદ્વાન, તારા સંશયને હું જાણું છું. તને જીવના અસ્તિત્વ વિષે સંદેહ છે. પણ ભદ્ર, આમ આવ ! શાંતિથી આસન સ્વીકાર ! વિદ્વાનને શંકા જ ન હોય, સંશય જ ન સ્પર્શે; એ ભ્રમણા ખોટી છે. ઘણીવાર વિદ્યા જ ભ્રમને વધારે છે. તારો સંશય સામાન્ય છે, પણ લોકલાજના કારણે પ્રગટ ન કરવાથી તને ખૂબ ને ખૂબ દહી રહ્યો છે."

આ શબ્દો નહોતાઃ એક સુંદર મીઠા ઝરણનું મંદ મંદ ગાન હતુંઃ જે પોતાના સ્વરૂપમાં માનવીને સ્વયં સ્તબ્ધ બનાવી દે ! વેદરૂપી સાગરનો પારગામી ઇંદ્રભૂતિ ગૌતમ ઘણું ઘણું મથી રહ્યો હતો કે

પોતાના જ્ઞાનનો ગર્વ, પોતાની પંડિતાઈની ઉગ્રતા નમ્ર ન બનેઃ પણ એ પ્રયાસ નિરર્થક હતો. એનું ઉન્નત મસ્તક આશ્ચર્યમાં સ્તબ્ધ બન્યું હતું. વાણી આગળ વધીઃ

"હે પ્રિય ગૌતમ, જીવ છે. તે અરૂપી છે. એને વર્ણ નથી, એને સુગંધ કે દુર્ગંધ નથી. એનો રસ નથી. એ સ્પર્શથી પણ પર છે. એ અવિનાશી છે, અને વિનાશી દેહમાં રહ્યો છતાં એ પુણ્ય ને પાપનો, સુખ ને દુઃખનો કર્તા ને ભોક્તા બને છે. દેખાતો દેહ એનો છે, પણ એ કોઈનો નથી. એ તો કીડીના દેહમાં પણ ફર્યો છે, ને ગજરાજ બનીને પણ વિચર્યો છેઃ છતાં આત્માનો કોઈ આકાર નથી. છે, આ વિજ્ઞાનઘન આત્માનું જ કારણ છે, કે તને જીવ વિષેનો સંશય થયો. એક નિયમ છે, કે જ્યાં જ્યાં સંશય હોય ત્યાં સંશય-વાળો પદાર્થ હોય. જીવ છે, અને તે ચિત્ત, ચૈતન્ય, વિજ્ઞાન અને સંજ્ઞા વગેરે લક્ષણોથી જાણી શકાય છે."

વાણી સરળ ને નિર્મળ ઝરણું જેવી હતી. શાસ્ત્રની અનેક પંક્તિઓ જે ઈંદ્રભૂતિના દિલને વશ કરી શકી નહોતીઃ એ આ સરળ વાક્યપંક્તિઓ કરી રહી હતી. તેણે ધીરેથી પ્રશ્ન કર્યોઃ

"બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ રચના શું ખોટી છે?"

"હે ગૌતમ, એ બધી સાચી છે. ક્ષમા, સત્ય, શીલ, તપ ને શાસ્ત્રાભ્યાસ કરનાર ગમે તે હોય, પણ તે બ્રાહ્મણ છે. ભય, દુઃખ, ક્લેશ ને સંતાપથી મુક્ત કરનાર મનુષ્ય, કહો કે ન કહો પણ તે ક્ષત્રિય છે. નીતિપૂર્વક વ્યવહાર ચલાવનાર, દેશ—ગ્રામની ધન્યધાન્યની વૃદ્ધિ થાય એ રીતે વ્યાપાર કરનાર વૈશ્ય છેઃ અને જે સેવા કર્મ કરનાર છે, સ્વચ્છતા, શુદ્ધિ ને સ્વાસ્થ્ય જાળવનાર છેઃ એ શૂદ્ર છે. સર્વે પોતપોતાના કર્મ માત્રથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર બને છે. એ રીતે શૂદ્ર પણ બ્રાહ્મણ બની શકે છે, ને ક્ષત્રિય પણ વૈશ્ય બની

શકે છે.* જે પોતાનાં કર્મ યથોચિત કરતો નથીઃ એ બ્રાહ્મણ કેવલ ઓંકારના ઉચ્ચારથી બ્રાહ્મણત્વને યોગ્ય નથી, શસ્ત્ર લેવાથી ક્ષત્રિય થઈ શકતો નથી, ને જોખવા–માપવામાંથી વૈશ્ય બની શકતો નથી. અને એવી જ રીતે શ્રમ સાધુઓનું પણ સમજવું. મુંડન કરવા માત્રથી સાધુ કે મુનિ થવાતું નથી, વનમાં વસવાથી કે વલ્કલ પહેરવાથી તપસ્વી થવાતું નથી. સ્વકર્મને યથોચિત રીતે કરનાર તે તે પદને યોગ્ય છેઃ અને હલકું કે ભારે ગમે તે કર્મ યથોચિત ને યથાખ્યાત રીતે કરનાર કોઈ બ્રાહ્મણ, શૂદ્ર કે મુનિ ઉચ્ચનીચ, સ્પર્શ્ય–અસ્પર્શ્ય કે અધિકારી–અનધિકારી નથી. "×

કેટલું સત્ય જ્ઞાન! ન શાસ્ત્રીયતાની જટિલતા કે ન પાંડિત્યની ઉગ્રતા! યુક્તિ, વાદ કે દલીલોની પ્રપંચજાળનું જાણે અહીં અસ્તિત્વ જ નથી! સાદું, સરળ, સ્વતઃ સમજાઈ જાય તેવી જ વાણી ને વિચાર! માનવીને વાદાવાદ જ જાણે નિરર્થક ભાસે! આર્યાવર્તનો મહાન વિદ્વાન વિચારોની ઊંડી ગર્તામાં પડી ગયો. એણે જીવનમાં આટલું નિખાલસ, આત્મભાવને સ્પર્શતું, નમ્ર ને સર્વગ્રાહી તત્ત્વજ્ઞાન સાંભળ્યું નહોતું.

એના પાંડિત્યના પોપડાઓમાં વીંટાયેલા આત્માનો અનાહત નાદ જાણે વારે વારે ગર્જી ઊઠતો હતો: "ગૌતમ! તને તારી બધી વિદ્યા શું શુષ્ક નથી ભાસતી? તારી વિદ્યાની શુષ્કતા તૃષાતુર

---

* कम्मुणा बंभणो होइ, कम्मुणा होइ खत्तिओ ।
कम्मुणा वइसो होइ, शुद्दो हवइ कम्मुणा ॥
ઉત્તરાધ્યયન અ. ૨૫, ગા. ૩૩

× न वि मुंडिएण समणो, न ओंकारेण बंभणो ।
न मुणी रण्णवासेणं, कुस चीरेण न तावसो ॥
ઉત્તરાધ્યયન, અ. ૨૫. ગા. ૩૧.

પ્રાણીઓને મૃગજળથી ભરેલાં મહા રણોમાં અથડાવી મારવા સિવાય કંઈ કરી શકશે નહિ! એકલી વિદ્યા શા કામની? ઉદરંભરી માણસના જેવી વિદ્યા કેવલ કંઠાગ્ર કરી લીધે કલ્યાણ નહિ થઈ શકે!

ક્ષણવારમાં આર્યાવર્તના આ મહાન વિદ્વાન સામેથી અભિમાન, પૂર્વગ્રહ ને પાંડિત્યનાં જાળાં દૂર થતાં ગયાં. કોઈ મહા સંકલ્પની ક્ષણોમાંથી પસાર થતો હોય તેમ ઇંદ્રભૂતિ ગૌતમ પળવારને માટે સ્થિર, સ્તબ્ધ ને મૌન ઊભો રહ્યો. એનો સત્યનો શોધક, ઋજુ સ્વભાવી આત્મા અંતરમાં બળવો પોકારી રહ્યોઃ

"ગૌતમ, માનવજીવનનું સાર્થક કરી લે! પાંડિત્યના પંકમાંથી નીકળી આત્માના પવિત્રતમ પંકજને ખીલવ! તારી પ્રચંડ શક્તિઓના રથી વિનાના રથને મળેલો આ સારથી સાધી લે!"

એક જ ક્ષણ! ઝંઝાવાત પસાર થતાંની સાથે જ દિશાઓ જેમ પ્રસન્ન બની સુગંધ વહાવવા લાગે તેમ પાંડિત્યના આ અવતારનો આત્મા નિર્મળ બની ગયો. દુનિયાનાં માનાપમાન, લાભાલાભ, કીર્તિ–અપકીર્તિ એ ભૂલી ગયો.

એ જ્ઞાતપુત્રના ચરણે પડ્યો. એણે બે હાથ જોડી અંજલિબદ્ધ થઈ પ્રાર્થના કરીઃ

"નમુત્થુણં અરિહંતાણં ભગવંતાણં,
આઇગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં.*

એક એક પંક્તિ કોઈ સંવાદી સૂરોની જેમ બધા પર પડઘો પાડી રહી. ગિર્વાણગિરાના આ મહાન પંડિતના મુખમાંથી સરતી પ્રાકૃત લોકભાષાની આ પંક્તિઓ સહુને વશ કરી રહી. ચરણસ્પર્શ

*ધર્માદિના સ્થાપક, તીર્થના સ્થાપક અને સ્વયં જ્ઞાનવાન એવા અરિહંત ભગવંતને મારા નમસ્કાર છે. 'શક્રસ્તવ'

કરી રહેલા ઇંદ્રભૂતિ ગૌતમે નત મસ્તકે જ પ્રાર્થના કરી:

"હે પરમપુરુષ, વાંદવાને નિમિત્તે, પૂજવાને નિમિત્તે, સત્કારને નિમિત્તે, સન્માનને નિમિત્તે, બોધિલાભને નિમિત્તે, મોક્ષ પામવાને નિમિત્તે હું વૃદ્ધિ પામતી શ્રદ્ધાથી, નિર્દંભ બુદ્ધિથી, નિર્વિકાર ચિત્તથી, નિશ્ચય અને પરામર્શપૂર્વક આપને સ્વીકારું છું. આપ મને સ્વીકારો !"

"તથાસ્તુ, ગૌતમ !" જ્ઞાતપુત્રે આટલી સુદીર્ઘ વિનંતીનો એ જ શબ્દોમાં જવાબ વાળી દીધો ને કહ્યું: "ઇંદ્રભૂતિ, ઋણાનુબંધનો પ્રેર્યો તું અહીં આવ્યો છે. મારું જ્ઞાન કહે છે, કે તું મારા સંદેશને ચિરંજીવ બનાવીશ. મારા સ્થાનને શોભાવીશ."

ગૌતમે નત મસ્તકે જાણે આ સંદેશ ઝીલી લીધો. ઇંદ્રભૂતિ ગૌતમના કુશળ ને વિદ્વાન પાંચસો શિષ્યો પણ ગુરુના માર્ગને અનુસર્યા. જીતવા આવેલા મહારથીઓ વગર વાદવિવાદે જીતાઈ ગયા.

આ સમાચાર ઝંઝાવાતને વેગે સોમિલદ્વિજની યજ્ઞશાળામાં જઈ પહોંચ્યા. ક્ષણભર કોઈ પણ આ અસંભવ ઘટનાને સંભવ માનવા તૈયાર ન થયું, પણ ઘટનાની વાસ્તવિક્તાની પુષ્ટિ આપે તેવા વર્તમાનો પર વર્તમાનો આવવા લાગ્યા.

વેદનો ગર્જારવ કરતા કંઠ ક્ષણવાર થંભી ગયા, આહુતિ આપતા હોતાઓના હસ્તો અડધે એમ ને એમ તોળાઈ રહ્યા. ન માની શકાય તેવા વર્તમાન !

સર્વવિદ્યાવિશારદ અગ્નિભૂતિ હવે સ્વસ્થ ન બેસી શક્યો. એ પોતાના આસન પરથી આવેશમાં ખડો થઈ ગયો: અને એણે પ્રચંડ અવાજે ઘોષણા કરી કે: "મને ખબર મળી હતી કે જ્ઞાતપુત્ર જબરો જાદુગર છે, મગરૂર માયાવી છે. આર્યાવર્તના પરમ ભૂષણ સમાન

મારા જ્યેષ્ઠબંધુ ઇંદ્રભૂતિ ગૌતમને વાદમાં પૃથ્વી, આકાશ કે પાતાળનો કોઈ પણ જીવ હરાવી શકે, તે વાત સ્વપ્નમાં પણ હું માનવા તૈયાર નથી. પણ એક વાત છે; ઋજુ પરિણામી મારા જ્યેષ્ઠ ભ્રાતાને એ માયાવીએ અવશ્ય પોતાની કુટિલ માયાજાળમાં ફસાવ્યા છે. આપ સર્વે શાન્તિથી યજ્ઞકાર્ય આટોપો! હું ક્ષણ માત્રમાં એ પ્રખર માયાવીની માયાજાળ છિન્નભિન્ન કરીને મારા પૂજ્ય બંધુશ્રી સાથે વેદધર્મની યશપતાકા દિગદિગન્તમાં પ્રસારતો પાછો ફરું છું."

આખી સભાએ અગ્નિભૂતિ ગૌતમનો જયનાદ પોકાર્યો. આકાશને ભેદવા જાણે જતો ન હોય તેમ ઉન્નત મસ્તકે પગલે પગલે ધરણી ધ્રુજાવતા એ વિદ્વાને પ્રસ્થાન કર્યું. એની પાછળ એનો પાંચસો શિષ્યનો સમુદાય પણ પરવર્યો.

મહસેનવન આજે ધન્ય બની ગયું હતું. આર્યાવર્તના મહાન ચરણોની સેવા પામીને આજે એની રજ પણ પવિત્રતમ બની બેઠી હતી.

ઇંદ્રભૂતિ ગૌતમ સાથે જ્ઞાતપુત્રનો વાર્તાલાપ હજી ચાલી રહ્યો હતો, ત્યાં વાતાવરણને વીંધતો પ્રચંડ શંખસ્વર સંભળાયો. થોડીવારમાં અગ્નિભૂતિ ગૌતમના જયજય નાદથી વાતાવરણ વ્યાકુળ બની ઊઠયું. આખી સભા માર્ગ પ્રતિ ઉત્સૂકતાથી નિરખી રહી. વાદવિવાદ માટે આવી રહેલો સમુદાય નજીક આવી પહોંચ્યો હતો.

"આવો, અગ્નિભૂતિ ગૌતમ! કુશળ છો ને!" જ્ઞાતપુત્રે મુખ પર સહેજ સ્મિત ફરકાવતાં મિષ્ટ ભાષામાં કહ્યું:

માયાવી તો અજબ છે! સહેજ પણ સરળતા દાખવી તો એ ફાવી જવાનો, એમ સમજી અગ્નિભૂતિએ કંઈ પણ પ્રત્યુત્તર આપ્યા વગર મુખ પર સ્વસ્થતાની રેખાઓ ખેવડાવતાં, કેવલ મસ્તક ધૂણાવી સત્કારનો સ્વીકાર કરતો હોય તેમ આસન ગ્રહણ કર્યું.

સભા સ્તબ્ધ હતી. આ મહાન પંડિતના તેજમાં સહુ ઝંખવાઈ ગયા દેખાતા હતાઃ પણ પેલા જાદુગર પર કંઈ અસર નહોતી. એના મુખ પર તો એ જ શાન્તિ, એ જ સ્વસ્થતા ને એ જ કાન્તિ વિદ્યમાન હતી. અગ્નિભૂતિ ગૌતમે એકવાર પોતાનું બ્રહ્મતેજથી દમકતું વિશાળ મસ્તક ચારે તરફ ફેરવ્યું ને પછી પ્રચંડ ઘોષણા કરી :

" હે માયાવી જ્ઞાતપુત્ર ! તારી માયાજાળ ભેદીને મારા બંધુને લઈજવા અને તને પરાસ્ત કરવા માન્યવર ઇંદ્રભૂતિ ગૌતમનો આ લઘુબંધુ અગ્નિભૂતિ ગૌતમ ઉપસ્થિત થયેલ છે. વધુ માયાજાળ પ્રસાર્યા વિના મારી સાથે વાદવિવાદ માટે તત્પર થા ! તારો પૂર્વપક્ષ વિસ્તારથી રજૂ કર ! "

આવેશમાં ને આવેશમાં વિદ્વદ્શ્રેષ્ઠ અગ્નિભૂતિ ભાષાની શિષ્ટતા પણ વિસરી ગયોઃ પણ એવી શિષ્ટતા—અશિષ્ટતાને જાણે અહીં સ્થાન જ નહોતું.

" તત્પર જ છું, અગ્નિભૂતિ ગૌતમ ! તમારા પ્રકાંડ પાંડિત્યથી હું પૂર્ણતયા પરિચિત છું, તમારી સાથે વાદવિવાદનો શુભ પ્રસંગ ક્યાંથી ? "

અગ્નિભૂતિને આ શબ્દોએ ઉત્તેજિત કર્યો. એને લાગ્યું કે ભોળા ભાઈને ભરમાવનાર આ માયાવી મારી સામે વધુ વખત ટકી શકે તેમ નથી. એ આગળ કંઈ બોલવા જતો હતો, પણ જ્ઞાતપુત્રને બોલતા સાંભળી શાન્ત રહ્યો.

" હે ગૌતમ ! આપણે વાદવિવાદ કરીએ એ પહેલાં કર્મ વિષેની તમારી શંકા તો દૂર કરી લો ! તમારા પાંડિત્યને પીડતી આ શંકા લોકલજ્જાને કારણે વર્ષોથી તમારા હૃદયમાં લોઢાની મેખની જેમ તમને સતાવી રહી છે. એ વિષે હું કંઇક કહું, પછી આપણે વાદવિવાદનો પ્રારંભ કરીએ. "

આ શબ્દો નહોતા, પણ અગ્નિભૂતિના પાંડિત્ય ઉપર ન કળી શકાય તેવો જબરદસ્ત પ્રહાર હતો. છતાં ય અગ્નિભૂતિ ન ડગ્યો. એ સ્વસ્થ ચિત્તે ને ઉન્નત મસ્તકે પોતાના આસન પર દૃઢ રહીને બોલ્યો: પણ એની ભાષામાં સ્વયં પરિવર્તન થઈ ગયું હતું. સ્વાભાવિક તોછડી ભાષા લુપ્ત થઈ માનભર્યાં વાક્યો નીકળ્યાં.

" વારુ, જ્ઞાતપુત્ર ! તમારું વક્તવ્ય પૂરું કરો ! "

" મારું વક્તવ્ય કર્મ વિષે છે. ગૌતમકુળ–ભૂષણ ! એ વાતનો નિર્ણય રાખજો કે કર્મ છે ! એ રૂપી છે, મૂર્તિમાન છે અને અરૂપી અમૂર્ત એવા આત્મા સાથે અનાદિકાળથી જોડાયેલ છે. એ કર્મફળની પ્રત્યક્ષ સાબીતી આપણે બધા છીએ. શા માટે એક પૂજાય છે, જ્યારે બીજો પૂજા કરે છે. એક સેવાય છે, ત્યારે બીજો સેવા કરે છે. એક જ જાતનો આત્મા ને એક જ જાતનો માનવદેહ પછી બે વચ્ચે આટલી વિચિત્રતા કેમ ? શું કારણ ? અને એનું કોઈ પણ કારણ હોય તો તે 'કર્મ' જ છે."

અગ્નિભૂતિ જેમ જેમ આ શબ્દો સાંભળતો ગયો તેમ તેમ એનો ગર્વ ગળતો ગયો. આવી સાદી યુક્તિ–પ્રયુક્તિઓ એણે ઘણી સાંભળી હતી, પણ એ શબ્દોએ એના પર કંઈ અસર કરી નહોતી. પણ આ શબ્દોમાં, આ સાદી ભાષામાં કંઈ અપૂર્વતા હતી ! ઝંઝા-વાતમાં ડગમગ થતા મનરૂપી તરુને જાણે વિશ્વાસના વાયુ સ્પર્શતા હતા. એનું અસ્વાભાવિક દૃઢતાથી દબાવી રાખેલ મન બળવો પોકારી ઉઠ્યું. જ્ઞાતપુત્રની વાણી વહેતી ગઈ, તેને ન જાણે શું થતું ગયું: પણ અગ્નિભૂતિ વિશેષ ને વિશેષ અસ્વસ્થ થતો ચાલ્યો. શબ્દો તો થોડા જ હતા, પણ કોઈ અચિંત્ય પ્રભાવ એના મદરાશીને વેગથી ગાળી રહ્યો હતો.

" પરમગુરુ, તમારા ચરણે છું ! " એકાએક અગ્નિભૂતિ મસ્તકને

પૃથ્વી સરસું નત કરી બોલી ઊઠયો. અગ્નિભૂતિની વાણીમાં પ્રચંડ પૂર વહી ગયા પછીની શાન્તિ હતી.

“ તથાસ્તુ ગૌતમ ! ” જ્ઞાતપુત્રે પોતાના વિજયથી લેશ પણ ન હરખાતાં એ જ શાન્તિથી ઉપરના શબ્દો ઉચ્ચાર્યાં.

અગ્નિભૂતિ ગૌતમના પાંચસો શિષ્ય પણ ગુરુના ગુરુને ચરણે બેસી ગયા.

આ વર્તમાન વાયુવેગે યજ્ઞમંડપમાં જઈ પહોંચ્યા. અગ્નિભૂતિ ને ઇંદ્રભૂતિના ભાઈ વાયુભૂતિ સહસા જ આસન પરથી ઊભા થઈ ગયા ને સશિષ્યપરિવાર મહસેન વન તરફ ચાલ્યા. ન કોઇની સાથે કંઈ બોલ્યા કે ન કંઈ ચર્ચા કરી. એમનું મુખ અનેક રેખાઓથી અંકિત થઈ ગયું હતું. પોતાના બન્ને ભાઈઓને ચળાવનાર તરફ તેમના દિલમાં અત્યંત ઉગ્ર આવેગ હતો: પણ માર્ગમાં જ જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ તેમનો એ આવેગ ધીરે ધીરે શમતો ચાલ્યો. એમને વિચારતાં લાગ્યું કે જે મહાપુરુષનો આશ્રય મારા બંને ભાઈઓએ સ્વીકાર્યો એ મહાપુરુષ ખરેખર મહાન હશે, એમની સાથે વાદાવાદ કરનાર હું કોણ માત્ર !

વાયુભૂતિ ગૌતમે વગર વિવાદે મહસેનવનમાં આવી જ્ઞાતપુત્રનું શરણ સ્વીકાર્યું.

આર્યાવર્તના ત્રણ ત્રણ મહાન વિદ્વાનોના આ રીતના સમાચારથી દેશવિદેશથી આવેલો સમુદાય ખળભળી ઊઠયો. ધર્મપ્રતિષ્ઠાના સવાલ પાસે સહુ અધીરાં બની ઊઠયાં. સોમિલ વિપ્રે ઊભા થઈ રોષ ભરી વાણીમાં કહ્યું:

“ દેવભૂમિ આર્યાવર્તમાંથી શું વેદનું જ્ઞાન નષ્ટ પામ્યું છે, કે એક સામાન્ય માણસ કે જે કદી કોઈ વિદ્યાપીઠ કે વિદ્યાશ્રમમાં

ગયેલ નથીઃ અને માયા એજ જેની મૂડી છે, એવાને પણ હરાવી ન શકે? હું સર્વ પંડિતસભાને આ પ્રશ્ન કરું છું."

સોમિલ વિપ્રના આ શબ્દોએ વજ્રપાત જેવી અસર કરી. આર્યાવર્તના અગિયાર શ્રેષ્ઠ વિદ્વાનોમાંથી બાકી રહેલા આઠ વિદ્વાનો એક સાથે ગર્જી ઊઠ્યાઃ

"યજમાન દેવ! શાન્ત થાઓ! અમે આઠે જણા અત્યારે જ પ્રસ્થાન કરીએ છીએ. એકાકી વિદ્વાનને ભરમાવનારો એ માયાવી અમને આઠેને કેમ ભરમાવી શકે છે, તે હવે જોઈ લઈએ."

નિરાશ બનેલી માનવમેદનીમાં ફરી આશાનો સંચાર થયો. સહુએ આ વિદ્વદ્મૂર્તિઓના પ્રસ્થાનને પ્રચંડ નાદથી વધાવી લીધું.

સહુથી અગ્રભાગમાં કોલ્લાક સંનિવેશના પ્રખ્યાત વિદ્વાન વ્યક્ત ને ઉપાધ્યાય સુધર્મા પોતાના એક હજાર શિષ્યો સાથે ધરણી ધ્રુજાવતા ને વેદનાદથી ગગનમંડળને ભરી દેતા ચાલતા હતા.

આ બંને વિદ્વાનોના સમુદાય પછી મૌર્યગ્રામનો અજેય મનાતો વિદ્વાન મૌર્યપુત્ર હતો. એના ૩૫૦ શિષ્યો પાછળ ચાલતા ચાલતા પણ વાદવિદ્યાના ભેદાભેદની ચર્ચા કરતા હતા.

આ પછી પોતાના ત્રણસો શિષ્ય સાથે પંડિતવર અચળભ્રાતા ને તેવા જ ત્રણસો શિષ્ય સાથે સ્વયં વેદાવતાર અકંપિત ચાલતા હતા. સહુથી છેડે વત્સદેશભૂષણ તૈતર્ય ને તે પછી કેવલ સોળ વર્ષની પાંગરતી તરુણાવસ્થામાં રાજગૃહીના વિદ્વાનોમાં સન્માન પામનાર પ્રભાસદેવ હતા.

કોઈ મહા સેના મહાન રાજ્ય ઉપર ચડાઈ કરવા જતી હોય એવું દૃશ્ય હતું. ચાલનારાઓની ચરણધુલીથી આકાશમાં જબરી ડમરી જામી હતી.

આર્યાવર્તના ઇતિહાસનું એક અતિ મહત્ત્વનું પૃષ્ટ આજે ઊઘડી

રહ્યું હતું, ન બનેલો બનાવ આજે બની રહ્યો હતો, ધર્મના ઇતિહાસોમાં ન ઘટેલી ઘટના આજે ઘટી રહી હતી: આત્માના પ્રચંડ સામર્થ્યનો પવિત્રતમ ઇતિહાસ આજે આળેખાતો હતો. વિદ્યા, પંડિતાઈ, ચાતુરી, વાદનિપુણતા અને એવું બીજું ઘણું એક નગ્ન આત્મા પાસે જાણે નિરર્થક બનતું જતું હતું.

આઠ પંડિતોની વાદગર્જનાથી જાણે દિશાઓ ડઘાઇ ગઈ હતી. પાછળ ઊભેલો શિષ્યસમુદાય સાગરમાં આવેલી ભરતીની જેમ લહેરાતો હતો.

"આવો પંડિતરાજો આવો! આજે તો આ ભૂમિનાં પુણ્ય જાગ્યાં છે. કુશળ છો ને! હું જાણું છું કે આપ સર્વે મને વાદવિવાદથી પરાસ્ત કરવા આવ્યા છો: પણ આપ જાણો છો કે હું વાદવિવાદથી પર થઈ ચૂકેલો છું. આપના સંશયો તો આ મારા સમર્થ શિષ્યો ગૌતમકુલભૂષણ ઇંદ્રભૂતિ, અગ્નિભૂતિ ને વાયુભૂતિ છેદશે. આપ ખુશીથી પૂર્વપક્ષ રજૂ કરો!"

એક, બે ને ત્રણ!

પૂર્વપક્ષ રજૂ થયો ને ક્ષણવારમાં ઇંદ્રભૂતિએ તે તે પંડિતોના સંશયનું નિરાકરણ કર્યું. ત્રણે પંડિતો નિરુત્તર બન્યા.

ચાર પાંચ ને છ. એમની પણ એ જ સ્થિતિ થઈ. તૈતર્ય તો પૂરી ચર્ચા પણ કરી ન શક્યો.

છેલ્લા પાંગરતી તરુણાવસ્થાવાળા પ્રભાસે વાદવિવાદ લાંબો ચલાવ્યો. વાદવિદ્યાના છલ પ્રપંચનો પણ આશ્રય લીધો. પણ એ બાળ વિદ્વાન જ્ઞાતપુત્રની સામે કંઈ વધુ બોલી ન શક્યો.

આઠે પંડિતોએ જ્ઞાતપુત્રનું શરણ સ્વીકાર્યું ને સર્વેએ એકત્રિત થઈ જ્ઞાતપુત્ર જે લોકભાષામાં ઉપદેશ આપતા હતા, એ જ ભાષામાં

જ્ઞાતપુત્રની સ્તવના કરી.

તમામ શિષ્યપરિવાર, સમગ્ર સભાએ તેમાં સાથ પૂર્યો. *વીરાસને બેઠેલા ઇંદ્રભૂતિ ગૌતમે પોતે સ્તવેલ 'શક્રસ્તવ'નો પ્રારંભ કર્યો. બીજા બધાએ તેમાં સાથ પૂરાવ્યો.

"નમુત્થુણં અરિહંતાણં, ભગવંતાણં,
આઇગરાણં, તિત્થયરાણં, સયંસંબુદ્ધાણં.
×પુરિસુત્તમાણં, પુરિસસીહાણં,
પુરિસવર–પુંડરીઆણં,
પુરિસવરગંધહત્થીણં,
લોગુત્તમાણં, લોગનાહાણં,
લોગહિઆણં, લોગપયવાણં,
લોગપજ્જોઅગરાણં.
ધમ્મદયાણં, ધમ્મદેસયાણં,
ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં;
ધમ્મવરચાઉરંત ચક્કવટ્ટીણં.

---

* એક પ્રકારનું આસન.

×નમસ્કાર હો પરમપુરુષને! એ પરમપુરુષ કેવા છે, તેનું વિશેષ વર્ણન કરે છેઃ પુરુષ વિષે સિંહ સમાન, પુરુષ વિષે ઉત્તમ પુંડરિક કમળ સમાન, પુરુષ વિષે પ્રધાન ગંધહસ્તિ સમાન, તેમજ લોકને વિષે ઉત્તમ, લોકનાથ, લોકકલ્યાણકર્તા, જગત્પ્રકાશક ને લોકમાં દીપક સમાન, ધર્મદૃષ્ટા, ધર્મોપદેશક, ધર્મનાયક, ધર્મરથના સારથી, તેમજ સ્વર્ગ, નરક, મનુષ્ય ને તિર્યંચ ગતિનો નાશ કરનાર, તેમજ રાગદ્વેષના જીતનાર ને જીતાડનાર, સંસારસમુદ્રને તરનાર ને તેમાંથી તરાવનાર, તત્ત્વના જાણકાર ને જણાવનાર, કર્મથી સ્વયં મુક્ત ને બીજાને મુક્ત કરાવનાર, એવા સર્વજ્ઞ, સર્વદર્શી, કલ્યાણરૂપ, અચળ–નીરોગી–અનંત–અક્ષય–અવ્યાબાધ–અપુનરાગમન સ્થિતિને પ્રાપ્ત થયેલ, રાગદ્વેષનો ક્ષય કરનારઃ એવા સર્વ ભયોના જિતનાર અરિહંતને નમસ્કાર હો!

જિણાણં જાવયાણં, તિન્નાણં તારયાણં,
બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં.
સવ્વન્નૂણં, સવ્વદરિસીણં,
સિવ–મયલ–મરૂઅ–મણંત–
મક્ખય–મવ્વાબાહ–મપુણરાવિત્તિ
સિદ્ધિગઈ નામધેયં ઠાણં સંપત્તાણં
નમો જિણાણં જિઅભયાણં."

સ્તુતિ પૂરી થઈ. આખી પરિષદાએ 'નમો જિણાણં જિઅ-ભયાણં'નો જયનાદ ગજાવ્યો.

આ જયનાદનો પડઘો ક્ષણવાર સર્વ દિશાઓને બધિર બનાવી રહ્યો. આઠ પંડિતોને પણ શરણે ગયેલા સાંભળી નગરલોકનાં જુથેજુથ મહસેનવન તરફ ઊલટી રહ્યાં હતાં.

મહસેનવનમાં ઉમટી રહેલી માનવમેદની તરફ દૃષ્ટિ ઘૂમાવતાં જ્ઞાતપુત્રે પોતાના ઉપદેશનો પ્રારંભ કર્યો:

"મહાનુભાવો, દરેક ધર્મ અને દરેક પ્રાણી મારી દૃષ્ટિએ સમાન છે, કારણ કે હું 'સ્યાદ્વાદ' સિદ્ધાન્તનો પ્રતિપાદક છું. સંસારના મોટા રાગદ્વેષો જોવા કે જાણવાના દૃષ્ટિબિંદુના ભેદથી જ ઉત્પન્ન થાય છે. કોઈ ધર્મ, કોઈ વસ્તુ કે કોઈ ક્રિયા: દરેકને બે બાજુ હોય છે. એ બંને બાજુ જોવી–નિરખવી–એનો સમન્વય કરવો: એનું નામ સ્યાદ્વાદ છે. સ્યાદ્વાદના સિદ્ધાંતને અનુસરનારો માણસ પરસ્પર વિરુદ્ધ લાગતી બાબતોમાંથી પણ તત્ત્વ તારવી શકે છે. લોકો કહે છે કે હું કોઈ ધર્મની નિંદા કરતો નથી, કેવલ મારી વાતનું વિધાન કરું છું: એ વાત સાચી છે–પણ એમાં દંભ નથી. સ્યાદ્વાદ દૃષ્ટિવાળો માણસ વિવિધ દૃષ્ટિબિંદુથી દરેક ધર્મને નિરખે છે. અને દરેક ધર્મ અમુક દૃષ્ટિબિંદુએ સારો હોય છે. એ સારાનો સમન્વય સાધવો એ જ

શ્રેયસ્કર છે. માટે તમને પણ એ જ સિદ્ધાંત અનુસરવા સૂચવું છું. એથી પારસ્પરિક દ્વેષ, ઝઘડા અને વૈમનસ્ય ઓછાં થશે. માણસ માણસની નજીક આવશે ને ગમે તેવા મત કે અભિપ્રાય ધરાવવા છતાં ‘ સ્યાદ્વાદ ’ સિદ્ધાન્તના બળે નિશ્ચિત દૃષ્ટિકોણ પર એક થશે.”

સભા શાન્ત ચિત્તે સાંભળી રહી હતી. આ વેળાએ રાજાઓમાં ઇંદ્ર સમાન એવા મગધેશ્વરે ઊભા થઈ, બે હાથ જોડી પ્રાર્થના કરી:

“ નિર્ગ્રંથ પ્રભુ ! આપનું શાસન પ્રવર્તાવો ! આપની માન્યતાઓમાં માનનારો સંઘ સ્થાપો ! ”

“ મારું શાસન ! મારો સંઘ ! ભલું કહ્યું મગધપતિ ! પણ જાણી લેજો કે મારા શાસનમાં, મારા સંઘમાં રાય–રંકનો ભેદ નથી, નીચ–ઉચ્ચનો ભેદ નથી, જાતિ–ગોત્રની અડચણ નથી. શ્રદ્ધાપૂર્વક મારા તત્ત્વજ્ઞાનને અનુસરનારો કોઈ પણ જીવ મારો અનુયાયી છે. મારી પણ ઇચ્છા છે કે અહિંસા ધર્મનો અને સ્યાદ્વાદ શૈલિનો જેટલો પ્રચાર થાય તેટલો ઇષ્ટ છે, અને તે માટે હું સંઘ સ્થાપું છું.

“ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા : મારા સંઘના આ ચાર અંગો છે. ત્યાગ એ મારો પરમ આદર્શ છે. જગતનું જીવન ત્યાગ પર જ ચણાયેલું છે. જગતની સુંદરતા ત્યાગમાંથી જન્મે છે. એ ત્યાગ ભાવના પર જીવનારા મારા સંઘના અનુયાયી બની શકે. પણ દરેક અનુયાયી સર્વોત્કૃષ્ટ ત્યાગનો નમૂનો બની શકતો નથી. સામાન્ય રીતે ત્યાગ ધર્મમાં માનનારો ને તે માન્યતા પ્રમાણે યથાશક્ય વર્તનારો વર્ગ તે શ્રાવક ને શ્રાવિકા : કડક રીતે ત્યાગ ધર્મમાં માનનારો ને માનવા પ્રમાણે વર્તનારો વર્ગ તે સાધુ–સાધ્વી. ”

જ્ઞાતપુત્ર ક્ષણવાર સ્થંભ્યા. તરત ઇંદ્રભૂતિ ગૌતમ પોતાના દશ વિદ્વાનો સાથે ઊભા થયા ને વિનંતી કરી:

" પ્રભુ, અમને સાધુપદ આપો ! "

" મારા લક્ષમાં જ છે ગૌતમ ! તમને અગિયાર પંડિતરાજોને સાધુગણના ધારક તરીકે નિયત કરું છું. સાધુ સમુદાયમાં તમે અગિયાર ગણધરો કહેવાશો. ઇચ્છું છું ને આશીર્વાદ આપું છું કે ચિરંજીવ થઈ ચિરકાળ સુધી ધર્મનો ઉદ્યોત કરશો."

" મારા દેવ, મને સાધ્વીપદે સ્થાપો ! " સભાની એકબાજુથી મિષ્ટ સ્વર સંભળાયો. ખીલતી પુષ્પકળી સમી એક કુમારિકા હાથ જોડીને ઊભી હતી."

" કોણ ચંદના મહાસતી ! "

શું એ ચંદનબાલા છે, કે જેના મૂઠી બાકુળા પાછળ શ્રાવસ્તિના મેવામીઠાઈ વ્યર્થ બન્યા હતા ! એ જ રાજા શતાનિકની પુત્રી વસુમતી ! પ્રભુએ જેની ભિક્ષા સ્વીકારી જીવન-મરણની અટવીઓ ઉલ્લંઘાવી દીધી ! આખી સભા એ કુમારિકા તરફ તાકી તાકીને જોઈ રહી.

" ચંદના, ત્યાગ માર્ગની પરમ પૂજારિણી ! તથાસ્તુ ! સાધ્વીવર્ગની તું પ્રથમ પ્રવર્તિની ! "

ચંદનાએ નિરુત્તર રહી સાષ્ટાંગ દંડવત કર્યા.

" મગધરાજ ને અભયકુમાર આદિ શ્રાવકો ને સતી સુલસા ને સતી ચેલ્લણા મારી શ્રાવિકાઓ ! "

બધાએ ઊભા થઈ મસ્તક નમાવી સહર્ષ સ્વીકાર કર્યો. અગિયાર પંડિતરાજો સાથે આવેલા શિષ્યોએ સાધુધર્મ અંગિકાર કર્યો. ઘણાએ શ્રાવકધર્મ સ્વીકાર્યો: ઘણી સ્ત્રીઓએ સાધ્વીપદ ને ઘણીએ શ્રાવિકાપદ સ્વીકાર્યું.

" મહારાજ, વ્રતદર્શન કરાવો ! " સભાએ સંઘનાં વ્રતો કેવાં

હોવાં જોઈએ તે માટે આદેશ માગ્યો.

"મહાનુભાવો: વ્રતદર્શન કરાવું તે પહેલાં એક વાત જણાવવાની કે દરેક ક્રિયા શ્રદ્ધાથી ફળવતી બને છે. અર્થાત્ જે દેવ, ગુરુ ને ધર્મને તમે આચરવા તૈયાર છો, તેમાં તમારી દેવ, ગુરુ ને ધર્મ તરીકેની પૂર્ણ શ્રદ્ધા હોવી ઘટે. * એ દેવગુરુએ રજૂ કરેલાં તત્ત્વોમાં પૂર્ણ શ્રદ્ધા હોવી ઘટે. આ શ્રદ્ધા એટલે સમ્યક્ત્વ! આવા સમ્યક્ત્વના ઉપાસક માટે મુખ્ય પાંચ વ્રત છે. આ પાંચ મહાવ્રત એટલે અહિંસા, સત્ય, અસ્તેય, ત્યાગ ને બ્રહ્મચર્ય. આ પાંચ મહાવ્રતો સાધુ–સાધ્વીએ પ્રાણના ભોગે પણ પાળવાનાં છે, ગૃહસ્થો જરૂરી છૂટ લઈ શકે છે."

આટલું શ્રવણ કર્યા પછી સભા સમાપ્ત થઈ. રાજામહારાજાઓએ સંઘસ્થાપનાનો ઉત્સવ ઉજવ્યો. આ ઉત્સવના પડઘાઓ આર્યાવર્તના ખુણે ખુણે પડ્યા. નવ ક્રાન્તિના પ્રવર્તક જ્ઞાતપુત્રનો સંદેશ ઠેર ઠેર પ્રસરી વળ્યો.

* या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः।
धर्मे च धर्मधीः शुद्धा सम्यक्त्वमिदमुच्यते॥

યોગશાસ્ત્ર: હેમચંદ્રાચાર્ય.

## મો હ પા શ

[ ૧૬ ]

સંઘસ્થાપનાની એ છડી સવારીએથી મગધરાજ પોતાના મંત્રી–સામંત ને સરદારો સાથે પુનઃ રાજગૃહી તરફ પાછા ફરતા હતા. રણક્ષેત્રોના વિજયના જેવો આજના ધર્મવિજયનો આનંદ અપૂર્વ હતો. મહાપ્રભુએ મગધનાં જ બે મહારત્નોને શ્રાવક ને શ્રાવિકાપદે અંકિત કર્યાં હતાં. પ્રભુએ જાણે આડકતરો આદેશ કર્યો હતો કે મગધના નાથે મહાધર્મનો પ્રચાર કરવો.

અને એ મહાધર્મના પ્રચારની અનેકાનેક શક્યતાઓ મગધને વરી હતી. ચેલ્લણા ને નંદા જેવી રાણીઓ, અભય ને નાગરથિક જેવા વિશ્વાસુ મંત્રીઓ: મેતાર્ય જેવા શ્રેષ્ઠિપુત્રો અને માતંગ વિરૂપા જેવી સુંદર બે બેલડીઓ અહીં હતી. અનેક સુંદર વટવૃક્ષો પાંગરેલાં હતાં કે જેની છાયામાં બીજાં વટવૃક્ષોને પાંગરતાં વાર ન લાગે!

આખી સવારી વનપ્રદેશની શોભા નિહાળતી આગળ વધતી હતી. મગધરાજ જ્ઞાતપુત્રના નવસંદેશને, અહિંસા અને ત્યાગની ભાવનાને રાજકીય વ્યવહારોમાં કેમ અંતર્ગત કરવી એની કલ્પનામાં મગ્ન હતા.

મગધરાજના ' સેચનક ' હસ્તિની પાછળ જ મહામાત્ય અભય અને નગરશ્રેષ્ઠિ મેતાર્યના પડછંદ અશ્વો હતા. મહામાત્યના ચહેરા પર આછી વ્યગ્રતા હતી. સદા સ્વસ્થ ને શાન્ત દેખાતા મહામાત્યના

મુખપરની આ ચિંતાની રેખાઓ પકડી શકાય તેમ નહોતી, પણ ચતુર મેતાર્ય પાસે એ છૂપાવી શકાય તેમ નહોતું !

" મંત્રીરાજ, કંઇક વિચારમાં લાગો છો ?" મેતાર્યે પોતાના અશ્વને જરા વધુ પાસે ચલાવતાં કહ્યું.

" વિચાર ?" મહામાત્યે ભારે દિલે ઉચ્ચાર્યું. "મેતાર્ય, વિચાર તો માનવમાત્રને સ્વાભાવિક છે. ચાહો કે ન ચાહો એ તો આવ્યા જ કરે ને !"

" એમ વાત ઉડાવશો મા ! વિચાર વિચારમાં અંતર હોય છે, મંત્રીરાજના સદા સ્વસ્થ હૃદયને સતાવી રહેલ વિચાર સ્વાભાવિક કે સામાન્ય ન હોય."

" મેતાર્ય, સાચું છે. મુખ તો માણસના મનનું દર્પણ છે. વિચાર તો બીજો કંઈ નહિ પણ આ રાજજીવનનો છે. દિવસે દિવસે એમાંથી છૂટવાનો પ્રયાસ કરતો જાઉં છું, તેમ તેમ વધુ ને વધુ એમાં ગુંથાતો જાઉં છું."

" એટલે તમે રાજગાદીનો ત્યાગ કરવા ઇચ્છો છો ?" મેતાર્ય આશ્ચર્યમગ્ન બની પ્રશ્ન પૂછી રહ્યો.

" રાજગાદીના ત્યાગનો નિર્ણય થઈ ચૂકેલો છે."

" મગધનું સામ્રાજ્ય નાનું પડ્યું ?"

" નાનું નથી પડ્યું. એ જીવનનો રસ જ મારામાં રહ્યો નથી. ગૃહસ્થાશ્રમનું જીવન ગાળવા જેમ અમુક રસની આવશ્યકતા છે, એમ રાજવી જીવન ગાળવા માટે પણ. પણ મને તો બધું નીરસ લાગે છે."

" તો શું કરશો ?"

" જ્ઞાતપુત્રના શરણે જઈશ."

" સાધુ થશો ?" મેતાર્ય અત્યંત આશ્ચર્ય અનુભવી રહ્યો.

મહામાત્યની નિષ્કામવૃત્તિના એ પૂરા પરિચિત હતા, પણ એ વૃત્તિ આટલી હદે આગળ વધી હશે, એનું એને ભાન નહોતું. મગધનું આટલું મહામૂલું સામ્રાજ્ય, છતાં શક્તિ—સામર્થ્યે કોણ આ કીર્તિવંત પદને તજવા સ્વપ્ન પણ સેવે ! મહામાત્ય મગધનાથ બને તો આજના લોકપ્રિય મગધનાથને પ્રજા ક્ષણમાત્રમાં ભૂલી જાય, એટલી તો એમની મોહની હતી.

"અદ્‌ભુત ત્યાગ !" મેતાર્યથી એકાએક બોલી જવાયું, અને એ ઊંડા વિચારમાં ઊતરી પડ્યો.

મહામાત્ય મેતાર્યની પ્રકૃતિ જાણતા હતા, ત્યાગની અત્યંત અભિરુચિ હોવા છતાં ભોગથી ન છટકી શકનાર આ જુવાનની વૃત્તિ તરફ તેમને અત્યંત માન હતું. તેઓએ જરા વધુ નજીક ઘોડો લીધો ને કહ્યું:

"મેતાર્ય, એ ત્યાગની વાત આજે મૂકો ! તમને ખબર છે, કે મને બેચેન બનાવી રહેલ તો મારી રોહિણેયને પકડવાની પ્રતિજ્ઞા છે. દિવસો વીતતા ચાલ્યા છે, પણ કંઇ થઈ શકયું નથી."

"અદ્‌ભુત લૂંટારો !" પરગુણ—પ્રશંસાના સ્વભાવવાળા મિત્રાર્યે કહ્યું: "મહામાત્ય, જો કે એણે મગધની કીર્તિ સામે બાથ ભીડી એટલે મને રોષ છે: બાકી સુંદર યુવાન છે. શૌર્ય સાથે સંસ્કારની સુંદર છાંટ પણ એનામાં છે."

"પણ વારુ, મેતાર્ય ! તમારાં તો લગ્ન લેવાયાં સાંભળ્યાં છે. દેશદેશની, અજોડ સૌંદર્યભરી સાત કુમારિકાઓ તમારી સાથે પાણિ-ગ્રહણ કરશે. મગધનાથ વાત કરતા હતા, કે આ ઉત્સવ અત્યંત ભવ્ય થશે ! જો જો મેતાર્ય, સાત સાત સૌંદર્યવતીને પામી બીજું બધું વિસરી ન જાઓ !" મહામાત્ય અભયે વાત બદલી.

"મહામાત્ય; બહુ મોટી દુવિધામાં છું. એક તરફ તમને જોઉં છું, જ્ઞાતપુત્રને નિરખું છું, મહાસતી ચંદના ને સુલસાને સ્મરું છું: ત્યારે આ બધું ફિક્કું લાગે છે. એમ લાગે છે કે બધું ય નીરસ છે. રસ છે કેવળ ત્યાગ, વૈરાગ્ય ને અર્પણમાં ! પણ ક્ષણવારમાં પડદો હટે છે, ને પેલાં મદભર્યાં નયનો ને માધુર્યની મૂર્તિઓ જોઉં છું ત્યારે કેફ ચડી જાય છે. જાણે એમ લાગે છે કે આ સુંવાળો સહચાર જ જીવનસર્વસ્વ છે ! એને ન છોડી શકાય !"

"કુમાર, કેટલાકના જીવનનું નિર્માણ જ એવું હોય છે, પ્રેરો કે ન પ્રેરો, એ ભોગ તરફ જ ધસવાનું. એવાને ભોગ ભોગવવાનું ન કહેતાં વૈરાગ્ય તરફ ખેંચી જવામાં ઘણું જોખમ છે. એવે ટાણે તમને ઉપજતી દુવિધા ઉપયોગી છે. ભોગના કીચમાંથી એકદહાડો એ યોગ તરફ પ્રેરી જાય છે. કુમાર, હવે મારે જુદા પડવાનો વખત આવી પહોંચ્યો છે. જતાં પહેલાં એક જ વાત કહું છું કે ભોગને પણ મર્યાદા છે, વખત આવે એને પણ છોડી દેજો !"

"મહામાત્ય, ભલે રાજના ગુનેગારને દંડ દેવા આજે સીધાવો, પણ મારા લગ્નમાં અવશ્ય હાજર રહેવું પડશે. એ વિના લગ્નક્રિયા નહીં થાય."

"લગ્નક્રિયામાં વિલંબ પણ નહીં પોસાય. કુમાર, તો મહામાત્યને સાથે જ લઈ લો !" ગજરાજ પર આરૂઢ થયેલ મગધનાથ આ સંવાદ સાંભળી રહ્યા હતા. તેમણે વચમાં કહ્યું :

"પણ મહારાજ, મહામાત્ય તો આજ્ઞાધીન છે. મગધનાથની આજ્ઞાની વાર છે." મેતાર્યે મહામાત્ય કંઈ હા–ના ભણે, તે પહેલાં તેમને યુક્તિથી બાંધી લીધા.

"કુમાર મેતાર્યનાં લગ્ન હોય એ વેળા હાજર રહેવાનાં વગર

હવે જ આજ્ઞા કે આમંત્રણ માનવાનાં. મગધના રક્ષકોના બાહુ મજબૂત હશે તો રોહિણેય જેવો જગનો ચોરટો કયા પાતાળમાં છુપાશે!"

"એની વાતચીતમાં ત્રીજો માથું ન મારી શકે એવી ઠીક ચાતુરી વાપરો છો! પણ કુમાર! ગુનેગારને જેટલી મોડી શિક્ષા થાય તેટલી પ્રજાને પોતાની વિશેષ નિરાધારતા ભાસે."

"મગધની પ્રજાને મગધપતિ કે મગધના મંત્રીને હવે નવે નામે નથી મૂલવવાના! પ્રજાને પૂરો ભરોસો છે, કે મગધનો શત્રુ કદી સ્વસ્થ નહીં રહી શકે. આ ઉત્સવ સમાપ્ત થાય કે આપને રજા છે."

"સારું, જેવી તમારી ઇચ્છા!" મહામાત્ય અભયે હસતાં હસતાં ન ગમતી વાતનો સ્વીકાર કર્યો.

સવારી વેગથી આગળ ને આગળ વધતી જતી હતી. હાથીઓના ઘંટારવો, અશ્વોના હણહણાટ અને રથોના ઘરઘર અવાજથી આખો વનપ્રદેશ ગુંજી ઊઠ્યો હતો.

રાજગૃહી પહોંચવાને હવે થોડો પંથ બાકી હતો. મગધનાથના હસ્તીની પાછળ ચાલ્યા આવતા મંત્રીરાજ અભય અને કુમાર મેતાર્ય ફરીથી પોતાના પ્રિય રસ અધ્યાત્મવાર્તામાં ઊતરી પડ્યા.

"મહામંત્રી, પ્રભુનો ઉપદેશ સાંભળ્યા પછી આ નાત–જાત, આ ધનદોલત, આ માયા–મોહ બધા તરફ તિરસ્કાર છૂટે છે. આપણું જીવન જ એવું છે કે જાણે સાદાઈ અને સંયમ સાથે દુશ્મનાવટ! પેલી વિરૂપા ને માતંગ! કેવું સુંદર જીવન! મહાપ્રભુએ નાત–જાતનાં જાળાં કાપી નાખ્યાં એ સારું જ કર્યું."

"મહામંત્રી, વિરૂપા તરફ તો મને કોઈ અકલ્પ્ય ખેંચાણ છે. મારી માતાની એ પ્રિય સખી છે. રોહિણેયના હાથે ઘાયલ થઈને

પડેલ મારી અજબ સેવા એના સિવાય કોઈ ન કરી શકે. જ્ઞાતપુત્રનો ઉપદેશ પચાવવો સહેલ નથી. મારા વિચાર અને આચારમાં સરખું સામર્થ્ય હોય એમ મને નથી લાગતું. વિચાર અને આચારમાં ઘણો ભેદ છે, છતાં ખાતરી રાખજો! એક દહાડો જ્ઞાતપુત્રનો ઉપદેશ ચરિતાર્થ કરી બતાવીશ. મંત્રીવર્ય, તમારા જેટલું સામર્થ્ય તો દુર્લભ છે."

"કુમાર, સંસારને તો કરોળીઆની જાળ માનજો!"

"એને પ્રાણાર્પણથી પણ ભેદવાની હોંશ છે."

"વારુ મેતાર્ય, એક ચર્ચા તમને કહેવાની રહી ગઈ. અમારે વાદવિવાદ ચાલ્યો. એકે કહ્યું કે સત્ય ને અહિંસામાં પણ વેળા–કવેળા જોવાની! ધારો કે એક મૃગલું આપણી પાસેથી પસાર થયું. એને જતું જોનાર આપણા સિવાય ત્યાં અન્ય કોઈ નથી. પાછળ જ એક ક્રૂર પારધિ આવીને પ્રશ્ન કરે કે મૃગલું જોયું? હવે આપણે શું કરવું? મેં કહ્યું સત્ય કહો તો હિંસા થાય છે. ખોટું કહો તો સત્ય હણાય છે. મૌન રહો તો પેલો તમારો ઘાત કરે છે. ત્રણમાંથી શું કરવું? મેતાર્ય, આ ચર્ચા ખૂબ રસભરી નિવડી. બોલો, તમે શો જવાબ આપો છો?"

"જીવને સાટે પ્રતિજ્ઞા પાળવી. શિકારીને સમજાવવો, ન માને તો પ્રાણનું પણ બલિદાન આપી પ્રતિજ્ઞા જાળવવી!"

"શાબાશ મેતાર્ય! તમારી ભાવના બરાબર છે, પણ ભલા કોઈ એમ પણ કહે કે હરણ જેવા ક્ષુદ્ર પ્રાણી ખાતર મહા પરાક્રમી માણસે મરી ફીટવું?"

"સત્ય અને અહિંસાપાલકને મન કીડી અને કુંજર બધાં ય સરખાં છે. અને એ રીતે સત્ય અને અહિંસાની વેદી પર આપેલું

એનું બલિદાન વ્યર્થ જતું નથી ! એ બલિદાનને મૌનની વાચા આવે છે, ને જુગજુગ સુધી એવા હજારો શિકારીઓનું કલ્યાણ કરે છે. મરનારની શ્રદ્ધા જોઈએ. ”

આવી જ્ઞાનભરી વાતો કરતા કરતા બન્ને રાજગૃહિના દરવાજાઓમાં પ્રવેશ કરી ગયા. સંધ્યાનો છેલ્લો પ્રકાશ જગત પરથી વિદાય લઈ રહ્યો હતો ને રાજગૃહિની બજારો દીપકોના પ્રકાશથી ઝળહળી ઊઠી હતી. એક ચોકમાં બન્ને જુદા પડ્યા. મહામંત્રી રાજમહાલય તરફ ચાલ્યા. મેતાર્યે ઘોડાને ઘર તરફ હાંક્યો, પણ એટલીવારમાં કોઈ બાળક તેમને કંઈ કહી ગયો.

મેતાર્યે ઘોડો પાછો ફેરવ્યો અને નગરના પાછળના ભાગમાં આવેલાં મેતવાસનાં ગૃહો તરફ ચલાવ્યો. રાત્રીને ટાણે મેતાર્ય મેતોના ઘર તરફ શા માટે ? કેટલાક નગરજનોના મનમાં પ્રશ્ન પેદા થયો ને પાછો નિત્ય વ્યવસાયમાં શાન્ત પડી ગયો.

મેતાર્ય ધીરે ધીરે ઘોડો ચલાવતો વિરૂપાને આંગણે જઈ ઊભો રહ્યો. વિરૂપા ઘરમાં દીવો પેટાવી એની સામે એકી નજરે જોઈ રહી હતી. વખતનાં વહેણની સાથે યૌવનની ખુમારી ચાલી ગઈ હતી, પણ પ્રૌઢ અવસ્થાએ તો વળી રૂપનો રંગ ગાઢો કર્યો હતો. એકાદ બે ઝીણી કરચલીઓએ ચહેરાને વધુ દેખાવડો બનાવ્યો હતો. ઓછાં સંતાન ને ઓછી સુવાવડો; બંનેએ એનો દસ્સો જાળવી રાખ્યો હતો, છતાં એ ઉન્મત્ત કંઠ, મદભર ચાલ અને રૂઆબભેર વાતો હવે નહોતી.

ઘોડાની હણહણાટી સાંભળતાં વિરૂપા દીવો લઈ બહાર આવી. આંગણામાં ઊભા કરેલા ફૂલછોડના ક્યારા ઉપર દીવો મૂક્યો.

“ મેતાર્ય, પધારો ! ”

“ શા માટે મને યાદ કર્યો ? ”

"માનું દિલ છે, ભાઈ! વજ્ર સરીખડી દિવાલોથી બાંધેલો સાગરનો બંધ પણ કોકવાર તો તૂટી પડે છે ને!"

"કોણ મા છે? કોના દિલની વાત કરો છો? કોના સાગરનો બંધ તૂટ્યો?" મેતાર્યનું દયાળુ દિલ બોલવા લાગ્યું.

"કોણ મા? હું મા. ભાઈ, સંસારમાં દુઃખિયારી માતાનો કંઈ તોટો છે?" માનવીના દિલ ઉપર તીક્ષ્ણ કરવત ફરતી હોય અને જેવા સ્વર નીકળે તેવા સ્વરે વિરૂપા બોલતી હતી.

શાણી હસમુખી વિરૂપાના આ વર્તનથી મેતાર્યનું દિલ દ્રવી ઊઠ્યું. આ પહેલાં પણ કેટલાક પ્રસંગોથી મેતાર્યના મનમાં કંઈક શંકાઓ જન્મી હતી. એ ઘોડેથી ઊતરી વધુ નજીક ગયો. એણે કંઈક ગળગળા છતાં મક્કમ અવાજે કહ્યું: "હું ઘણા વખતથી જોઉં છું કે તમે મને જોઈ બેચેન બની જાઓ છો, કંઈનું કંઈ બોલી નાખો છો. ભેદ ભરી આ રીત શા માટે? આટલો મનભાર શા કારણે?"

"મનભાર ઓછો કરવા ઘણી ય મથું છું, કુમાર! વ્રત, તપ પણ કરું છું. શ્રમણોના ઉપદેશમાં ય જતાં ચૂકતી નથી, પણ ન જાણે શા માટે આ વાસનાનું ભૂત મારો પીછો જ છોડતું નથી."

"કઈ વાસના?"

"સંતાનની."

"તમારે સંતાન ક્યાં છે? પારકાનાં સંતાન જોઈ શા માટે દિલ બાળો છો? મરેલાંને વિસારવામાં જ બુદ્ધિમાની છે."

"કોણ મરેલું? મારું સંતાન?" વિરૂપાની આંખો ફાટી.

"હા, માતા કહેતી હતી કે હું જન્મ્યો તે જ દિવસે તમે પણ એક બાળકીને જન્મ આપેલો. એ મરી ગઈ."

" કોણ મરી ગયું ? મારું સંતાન તો જીવિત છે. મારું સંતાન અમર છે. મેતાર્ય, મને એક વાર ચોખ્ખે ચોખ્ખું કહી દેવાની રજા આપ કે હું તારી મા છું." વિરૂપા હૃદય પરનો કાબૂ ગૂમાવી બેઠી હતી.

" વિરૂપા, શા માટે મુંઝાઓ છો ? જ્ઞાતપુત્રનો ઉપાસક–ધનદત્ત શેઠનો પુત્ર, માતાની પરમ સખીને માતા કહેતાં નહિ શરમાય ! "

" મેતાર્ય, અત્યારે મારી શુધબુધ ઠેકાણે નથી. હૃદયના પહાડમાંથી ક્યાંક લાવા ઊગળવા લાગ્યો છે, કડાકા થાય તો ડરીશ મા ! તું ધનદત્તનો પુત્ર નહિ, મારો ! વિરૂપાનો ! માતંગનો ! મુજ ચંડાલણીનો તું પુત્ર ! બેટા, આ છાતીનાં દૂધ તારા માટે જ હતાં. વચનને ખાતર બીજાને આપેલો ! હા, હતભાગિની વિરૂપા !"

વિરૂપા આટલું બોલતાં બોલતાં ઢગલો થઈ જમીન પર પડી ગઈ. મેતાર્યે એકદમ આગળ વધી એને ઉપાડી આંગણામાં સૂવાડી. મોં ઉપર પાણી છાંટી કપડાથી હવા નાંખી. થોડીવારમાં એ બેઠી થઈ. ભાનમાં આવતાંની સાથે એ બોલવા લાગી:

" મેતાર્ય, રુધિરની માયા વિચિત્ર છે. તારું એક એક હાડકું, તારો એક એક અવયવ મારા હાડમાંસનો બનેલો છે. દુનિયામાં ઘેલામાં ઘેલું પ્રાણી મા છે, નહિ તો ભલા; અર્પણ કરેલી દોલતને કોઈ યાદ કરતું હશે ! પણ બેટા, મુંઝાઈશ મા ! કીર્તિ અને કુળને સિંહાસનેથી તને નહિ ઉતારી લઉં. એકવાર તને ભેટી લેવા દે ! ધગધગતી આ છાતીને તારા આશ્લેષથી શાન્તિ પામવા દે ! બેટા, આ તારા રક્તકપોલ પર પહેલું ચુંબન ચોડવાનો અધિકાર આ હતભાગિનીનો જ હતો. બસ, કેવળ એકવાર મા કહેતો જા ! બેટાનો સાદ સાંભળી મોત પણ મીઠું લાગશે."

" વિ...રૂ...પા, ! તમારી વાણી કંઈ સમજાતી નથી. જરા

વિસ્તારથી કહો જો."

"વિસ્તારથી સાંભળીશ? ભલે બેટા, સાંભળ!" વિરૂપા ધીરે ધીરે અસ્પષ્ટ રીતે વાત કહેવા લાગી.

"વિરૂપા! મને મોતના મુખમાંથી પાછી લાવનાર મારી જનેતા-સમી વિરૂપા! આ વ્યગ્રતા કેવી! તમારી વાણી નથી સમજાતી! જરા વિસ્તારથી સમજાવો!"

"સમજાવું છું બેટા! જ્યારે બધી લાજશરમ છોડીને તારી સામે ઊભી છું, પછી શા માટે અંતરના અવરોધને આડે લાવીશ! બેટા, વાત ટૂંકી છે. ધાર્યું હતું કે આજે થશે ને કાલે ભૂલાઈ જશે. પણ એ ન બન્યું. તું જાણે છે કે શેઠાણી અને હું બંને સહિયર છીએ. અમારાં સખીપણાંને ઊંચ–નીચની દિવાલો ભેદી શકી નહોતી. શેઠાણીને સંતાનની અછત હતી. એમના દેહની ગરમી બાળકને જન્મવા ન દેતી. કોઈ જન્મતું તો જીવતું નહિ! ધનકુબેર શેઠને વારસની જરૂર હતી, અને એ જરૂરિયાત માટે તેઓ બીજી પત્ની કરવા માટે પણ તૈયાર હતા. અને એમ થાય તો શેઠાણીને માથે શોકયનું સાલ ઊભું થાય. કુદરતનો જ એ સંકેત માનું છું, કે અમને બંનેને સાથે મહિના હતા. આ માટે મેં વગર કહ્યે–સોગન આપીને સોદો કર્યો. મારે પુત્ર જન્મે તો એમને આપવો. એમને જે જન્મે એની માતા મારે બનવું!"

વિરૂપા જાણે વાત કરતાં ય થાકી ગઈ હતી. વર્ષો પછી એનાં અંતરનાં કમાડ આજે ઊઘડતાં હતાં.

"બેટા, એક સુંદર રાતે વેદનાની વાણી પોકારતાં તને જગતનાં પ્રથમ દર્શન કરાવ્યાં. અમારા સંકેત મુજબ વિશ્વાસુ દાસી નંદા તૈયાર હતી. સંતાનની કુશળતાથી આપલે થઈ–ગઈ. શેઠાણીને પુત્રી અવતરેલી, પણ ગરમીથી એ ખદખદી રહી હતી. થોડે દહાડે એ

બિચારી પરલોક–પ્રયાણ કરી ગઈ. બેટા, તારું એકેએક અવયવ મારા હાડમાંસનું છે. નથી ઇચ્છતી કે મને માયામોહ વળગે ને તારું ભવિષ્ય ઘેરું બને: પણ વેળાકવેળાએ મારું મન મારું નથી રહેતું! તારી પાછળ ઘસડાય છે. તારા ઓષ્ટની લાલી ને તારા દેહની સુરખીને ચુમી લેવાનું મન થાય છે. અરેરે! નંદા તને લઈ ગઈ એ વેળા બેટા, તારા દેહ પર હાથ ફેરવવા જેટલી ય સ્વસ્થતા મારામાં નહોતી. વર્ષો બાદ આજે એ આકાંક્ષા મનને ઘેરી વળી છે. માનો અધિકાર! જનેતાનો હક્ક!"

વિરૂપા આગળ કંઈ ન બોલી શકી. એ દોડીને મેતાર્યને ભેટી પડી. મેતાર્યે પણ વિરૂપાના સ્કંધ પર મસ્તક અવલંબતાં એટલું જ કહ્યું:

"મા!"

"બેટા!" ને વિરૂપા ઘેલી બની મેતાર્યના કપોલસ્થળને ચૂમી રહી.

પરવશતાની એક ક્ષણ! જીવનની એક મધુરી પળ! દૂર આંબાવાડીયામાં કોયલો જાણે નાચી ઊઠી. ઉપર નભોમંડળમાં જાણે તારકો આશ્ચર્યમુગ્ધ બની નીરખી રહ્યા.

મોહપાશની એક ઉત્કટ ક્ષણ પસાર થઈ ગઈ ને વિરૂપા સ્વસ્થ થઈ ગઈ. કોને ભેટે છે! કોને આલિંગે છે? વિરૂપા, જાત સંભાર! સ્થિતિ ને સમય વિચાર! રાજગૃહીના ધનકુબેર, મગધરાજના પ્રિયપાત્ર, મહામાત્યના મિત્ર, અરે, આવતીકાલે સાત સાત સુંદરીઓના ભરથાર બનનાર સાથે આ કેવી ચેષ્ટાઓ! વિરૂપા આ બધી ઘટનાનો વિચાર કરતી ધ્રૂજી રહી હતી. પોતે કેવું કાર્ય કર્યું એની કલ્પનાથી વિવશ બની રહી હતી.

મેતાર્ય પણ હવે શાન્ત થયો હતો. એણે કપોલપ્રદેશ પર છવાયેલી સ્નિગ્ધતા લૂછતાં કહ્યું:

" ત્યારે મારો પિતા માતંગ અને મારી મા વિરૂપા! મારું કુળ મેત એમ ને!"

" કોણ દુષ્ટા તને મેત કહે છે? એની જીભ જ ખેંચી લઉં!" ફરીથી વિરૂપા આવેશમાં આવી ગઈ. " મેતાર્યને મારો પુત્ર કોણ કહે છે? એ તો ધનદત્તનું સંતાન! વિરુપા તો પાગલ છે, એનું કથ્યું કોઈ માનશો મા!"

" મા, મુંઝાશો નહિ! મેત કુળ મારે મન હીણું નથી. મારું કુળ જ મેત! આજથી હું મેત! હું તો વિરૂપાનો પુત્ર. જેને શરમ આવતી હોય એ એને છોડી દે! ધનદત્ત મારા પિતા નહિ, ને દેવશ્રી મારી માતા નહિ. કુળ, કીર્તિ ને પૈસો; બધું ય માતાના પ્યાર પાસે ફીકું છે. હું મેતાર્ય નહિ, મેતારજ!"

મેતાર્યના આ લાંબા વાક્યો દરમ્યાન વિરૂપા પાછી મનને સ્થિર કરી શકી. એણે મેતાર્યના જવાબનો કંઈ ઉત્તર ન વાળ્યો. એ કંઈક ગંભીર વિચારમાં ઊતરી પડી. થોડીવારે બોલી:

" મેતાર્ય, ગરીબ માતાનું વચન કદી નહિ ઉથાપો? ગરીબ મા સદા વહાલી લાગશે?"

" મા અને ગરીબ? મા એ મા છે. માનું વચન શિરસાવંદ્ય છે. પરીક્ષા કરવી હોય ત્યારે કરી જોજો!"

" આજે જ પરીક્ષા કરીશ."

" ભલે."

" આ તારી ગરીબ માતાની આજ્ઞા છે, કે આ વાતને તારે ભૂલી જવી. ફરીથી ધનદત્તના પુત્ર બની જવું! વિરૂપા તારી કોઈ નહિ, એમ સ્વીકારી લેવું."

"એમ હવે ન બને !"

"તો માતાની આજ્ઞા શિરસાવંદ્ય શાથી ! મેતાર્ય, જા ચાલ્યો જા ! માતાને દુઃખી કરીશ મા ! માતંગ આવતો હશે. દેવશ્રી તારી રાહ જોતી હશે. એનું હૈયું ભાગ્યું તો જન્મોજન્મમાં પણ મારું કલ્યાણ ન થાય !"

"બીજાનું હૈયું સાબૂત રાખવા પોતાનું ભાંગવું ?"

"હા બેટા ! ઘણીવાર પોતાનું ભાંગીને જ પારકાનું સાબુત રાખી શકાય છે. પ્રકૃતિનો જ એ ક્રમ છે. જગત આખું એકબીજાના ત્યાગ પર નભે છે. પહાડ પોતાનાં વજ્ર જેવાં હૈયાં ભેદીને જ શુભ્ર-સલિલા ગંગામાતાને માર્ગ આપે છે. આ ગંગામાતા પવિત્રતમ પૃથ્વીને રસવતી બનાવવા ઠેરઠેર વહેતી આખરે ખારા સાગરમાં સમાય છે. કોઈ કહેશે કે અરેરે ! મીઠા જળને ખારા જળમાં ભેળવી દીધું, એવું ગાંડું તે બલિદાન કહેવાય ! કુમાર, તું તો ડાહ્યો છે. વિદ્વાન છે. તું જાણે છે, કે એ બલિદાન જ ફરી વર્ષાનાં વાદળો લાવે છેઃ ખારા સાગરનાં પાણી ફરી મીઠાં બની બધે વરસી પડે છે."

"મા, અભણ છતાં આટઆટલું મનોમંથન !"

"બેટા, એ મનોમંથન જ મારા જીવનનું સર્વસ્વ રહ્યું છે. એ વિના હવે જીવાય તેમ નથી, પણ મેતાર્ય, ખબરદાર હવે મને મા કીધી છે તો ? ન તું પુત્ર ને ન હું માતા ! મારી સખીના જીવનને જો હાનિ પહોંચાડવા પ્રયત્ન કરીશ તો ભવોભવ તારું ને મારું ભલું નહિ થાય. મેતાર્ય, આજની આ મારી નબળી ક્ષણો માટે મને માફ કર !"

"મા..." આવેલો શબ્દ અડધે ગળી જતો મેતાર્ય બોલ્યોઃ "કોણ માફ કરી શકે ? મગધની એક મેત–નારીના જેટલી સમર્પણની

તાકાત મગધના વીરોમાં ય નથી. વધુ નથી કહેતો. તારી ઇચ્છા મુજબ થશે."

"કલ્યાણ થજો તારું! બસ, હવે જલદી પાછો ફર!"

આકાશના તારાઓ સામે મીટ માંડતાં વિરૂપાએ ઉચ્ચાર્યું, જાણે એ આકાશના વિસ્તૃતપટ પર જીવનકથાનો વધુ ભાગ અંકિત કરી રહી હતી.

ધીરી ગતિએ મેતાર્ય અશ્વ પાસે આવ્યો ને મંદ ગતિએ તેના પર આરૂઢ થયો. એના મસ્તિષ્ક પર જ્ઞાતપુત્રના વૈરાગ્યની, મંત્રીરાજ અભયના ગાદીત્યાગની અને વિરૂપાના આ સર્વસ્વત્યાગની વાતો હથોડા મારી રહી હતી.

જગત કેટલું મહાન્ ત્યારે પોતે કેટલો ક્ષુદ્ર! બધાં ય એક ઉચ્ચ આદર્શની પાછળ ઘેલાં બન્યાં હતાં, ત્યારે એને સંસારસુખનાં, સૌંદર્ય-પિપાસાનાં, સમૃદ્ધિ-વૈભવભોગનાં સ્વપ્નાં આવી રહ્યાં હતાં. પણ ભલા, આવી કવેળાએ એને સંતાપ કરાવવાનું વિરૂપાને શું કારણ મળ્યું? એક માતા થઈને પુત્રના સુખમાં શા માટે નાનો એવો સંતાપનો કીડો સળવળતો કર્યો.

વિરૂપા પાસે એનો કંઈ ઉત્તર નહોતો, પણ ઉત્સવઘેલું માનવમન એનો ઉત્તર દઈ રહ્યું હતું. કુમાર મેતાર્યના લગ્નોત્સવની છેલ્લા કેટલા-એક દિવસોથી ઝડપભેર તૈયારીઓ થઈ રહી હતી. મગધરાજ વગેરે, જ્ઞાતપુત્ર સર્વજ્ઞપદને પ્રાપ્ત થયા હોવાથી દર્શને મહસેનવન તરફ ગયેલા હોવાથી તેમના જ આગમનની રાહ હતી. ઉત્સવની તૈયારીઓ દિવસે દિવસે સંપૂર્ણ થઈ રહી હતી.

એ ઉત્સવમાં માતા તરીકે શેઠાણી અગ્રભાગ લેશે, ધનદત્ત શેઠનો સુંદર પુત્ર અશ્વે ચડશે, વિશાળ મસ્તકવાળા, આજાનબાહુ મેતાર્યને જોઈ સહુ પ્રશંસાનાં પુષ્પો પાથરશે. નગરનાં નારીવૃંદો

હોંશભેર શેઠાણીને બિરદાવશે, શેઠનાં પ્રશંસાગીત ગાશે ને મંગળ મંગળ વર્તી રહેશે. એ વખતે વિરૂપાનું સ્થાન ક્યાં ? શેઠાણી કહેતાં હતાં કે એનું સ્થાન અગ્રગણ્ય હશે. પોતાની સાત સાત પુત્રવધૂઓ સહુ પ્રથમ એના ચરણે નમશે, પણ વિરૂપા—એ ઇચ્છતી નહોતી.

એ તો પોતાનું સ્વયંનિર્મિત સ્થાન શોધી રહી હતી. એ સ્થાનની શોધ અકારી હતી. એકાદ શેરીના ખૂણે ઊભા રહી આઘેથી આશીર્વાદ આપવા સિવાય એનામાં બીજું સામર્થ્ય નહોતું.

આવી વેળાએ માનવીને પોતાનાની પીડ ઉપજે એ સ્વાભાવિક હતું. એવી પીડથી જ વ્યાકુળ બની એણે આ પગલું લીધું હતું. જગત મેતાર્યને વખાણે, ભેટે, ચુમે એ પહેલાં ચુમવા ને ભેટવા એણે મેતાર્યને બોલાવ્યો હતો.

પણ બોલાવ્યા પહેલાંની ક્ષણો ખૂબ જ કઠિન ને દુઃખદાયક હતી. એમાં ને એમાં એનું શરીર ઘસાતું ચાલ્યું હતું.

દાંપત્યનો પ્રારંભિક વિકાસ મોટે ભાગે વાસના પર હોય છે, છતાં સદા ય માનવીને ગાલ ગુલાબ લાગતા નથી, ને ઓષ્ઠ પરવાળા ભાસતા નથી. વાસના એક દહાડો થાકે છે, ને ત્યારે દાંપત્યને સદા તાજું રાખવા સંતાનની જરૂર ઊભી થાય છે. એ વેળા સંતાનના ગાલની લાલી અને અધરોનાં પરવાળાં પતિ—પત્નીની ચર્ચાનાં ને મોહનાં વિષય બને છે.

વિરુપાના મદભર દેહસૌંદર્યે માતંગને આજ સુધી કશો જ વિચાર કરવા દીધો નહોતો. થોડું ભણેલો, છતાં વધુ ગણેલો માતંગ વિરૂપાની મોં પર વિખરાયેલી બે એક લટ ઉપર તો પ્રેમગીત ગાવા લાગી જતો, અને એનું જ કારણ હતું કે વિરૂપા માતંગ ઉપર આધિપત્ય રાખતી.

છતાં માતંગને એકલો રૂપદિવાનો ઠરાવીએ તો એ પણ એકપક્ષી ન્યાય થયો ગણાય. માતંગ મંત્રસિદ્ધોનો રાજા હતો. એના લાંબા વાળ કંઈ વિરૂપાથી ઓછા રૂઆબદાર નહોતા. કાને કુંડલ, હાથે બાજુબંધ પહેરીને છૂટા કેશે એ ફરતો ત્યારે સાક્ષાત કામદેવનો અવતાર લાગતો. અલબત્ત, મેતની જાત એ વેળા હલકી હતી, પણ વેદમંત્ર સિવાય એ બધું ભણતી, અધિકાર ભોગવતી, એમાં પ્રભુ મહાવીર મળ્યા. મેતાનો બેડો પાર થયો.

વિરૂપા ને માતંગ એવાં ધર્મશ્રેષ્ઠ મેત હતાં. એમનું દાંપત્ય અખંડિત હતું, પણ હવે વાસનાનો થાક લાગ્યો હતો. ઘણીવાર બન્નેના મનમાં થયા કરતું કે આપણા આ મહેલને કોઈ નવા થાંભલાની જરૂર છે. આપણા જીવનમાં રસ પૂરનાર કોઈ નવું તત્ત્વ ઉમેરાવું ઘટે. દિવસો વીતતા ગયા, પણ એમાંનું કંઈ ન બન્યું. માતંગ કંઈક નિરાશ રહેતો જણાયો. એની નિરાશા દૂર કરવા મેતાર્યને બધો ભેદ કહી દેવા બોલાવ્યો, પણ આખરે સ્ત્રી તે સ્ત્રી! એણે શેઠાણીના દિલ પર વરસનાર વજ્રપાતની કલ્પના કરી અને મેતાર્યને આ રહસ્ય કોઈને ન કહેવાના સોગન સાથે વિદાય કર્યો.

## રંગમાં ભંગ

### [ ૧૭ ]

મેતાર્યના કેટલાક દિવસો આ પછી ઉગ્ર મનોવ્યથામાં વીત્યા. પ્રેમ અને શૌર્યથી ભરપૂર લાગતી આ સંસારની સપાટીની નીચે પણ એક અજબ સ્રોત વહેતો હોય છે, એની એને વિચારણા થવા લાગી. સંસારની શેરીઓમાં જે પ્રેમ છે, જે પ્રેમથી પિતા પુત્ર માટે મરે છે, ને પુત્ર પિતા માટે બલિ આપે છે, પત્ની પતિ માટે સતી થાય છે, ને પતિ પત્ની માટે જીવતી ચિતામાં જલે છે: એ અવશ્ય પ્રેમ હશે, પણ એથી ય ઉંડાણમાં ઊતરીએ તો એ પ્રેમ પ્રેમ નથી લાગતો. મેતાર્યને લાગ્યું કે એ સ્વાર્થની કંઈ માયાજાળ છે, મમતાના ઉધામા છે.

પેલો પ્રેમ તો નિર્વ્યાજ, નિર્દંભ, નિર્મળ બની પોતાના પ્રેમપાત્રને વધાવે છે. એને ભાવીની આશા કે વર્તમાનની કંઈ શુભેચ્છા હોતી નથી.

વિરૂપાએ એવો પ્રેમ ચરિતાર્થ કરી બતાવ્યો. એ પ્રેમમાં નબળાઈ નહોતી, કીર્તિલોભ કે અર્થલોભ નહોતો. એણે પોતાની વાડી ઉજ્જડ બનાવીને ધનદત્ત વ્યવહારીઆની વેરાન વાડીમાં અમુલખ છોડ વાવ્યો હતો. આ ઓછું શૌર્ય નહોતું. શત્રુની લોહીપિપાસા

માટે શસ્ત્રોથી ખૂનખાર જંગ ખેડનાર યોદ્ધા કરતાં આ જંગ સામાન્ય નહોતો.

મેતાર્ય વિચાર કરતો ચાલ્યો એમ એમ એને વિરૂપા અત્યંત મહત્ત્વશાલિની લાગવા માંડી. ધનદત્ત અને પોતાની માતા એની પાસે ફિક્કાં લાગવા માંડયાં. વિરૂપાના શબ્દોમાં જે વહાલપ ને દર્દ હતું એ બીજે નહોતું. પોતાને 'બેટા' કહીને સંબોધતાં આંખોની કીકીઓ જે નૃત્ય કરી ઊઠતી, એ વર્ણવવું અશક્ય હતું.

મેતાર્ય વધુ ને વધુ લાગણીપ્રધાન બનતો ચાલ્યો. એને અંતરમાં લાગી આવ્યું કે શા માટે જેના ઉદરનાં માંસમજ્જાથી આ હાડચામ બંધાયાં, એના પુત્ર ન થઈ જવું ? આ વિદ્વતા, આ કુશળતા આ નિપુણ વ્યવહારિકપણું શા માટે ભરેલામાં ભરતા માટે વ્યય કરવું ? શા માટે મેતકુળોને બુદ્ધિ, લક્ષ્મી ને કીર્તિથી ઉજ્જવળ ન કરવાં ? આ બાહુઓની પ્રચંડ તાકાતથી ને આ કુશાગ્ર બુદ્ધિથી દરેક મેતનું ઘર સમૃદ્ધિથી ભરી ન નાખવું ? કુળસેવા, માતૃપિતૃસેવા શું એ નથી માગતી ? મેત બનીને જીવતાં મેતાર્યને શા શા અંતરાયો નડશે ? અને નડશે તો યે મહાસતી ચંદના જેવી રાજકુંવરીને અધમ દાસીપદથી તો ઓછાંને ! જે એક કોમળ સ્ત્રી કરી શકી, એ કઠોર પુરુષ નહીં કરી શકે ?

વિરૂપા ! વિરૂપા ! મેતાર્ય ઊભો થઇ ગયો. ખંડમાં ચારે તરફ આંટા મારવા લાગ્યો. ત્યાં જાણે કોઈ પોકાર પાડીને કહેતું લાગ્યું :

" કુમાર ! વિરૂપાની વાત ભૂલી ગયો ? તું જેને મા માને છે, એની જ આજ્ઞા વિસરી ગયો ? ઘેલી વિરૂપાના એ વ્યર્થ બકવાદને આજપછી તારે કદી સ્મરવો નહિ ! તું શ્રેષ્ઠિપુત્ર ! પ્રખ્યાત ધનદત્તવ્યવહારીઆનું પુત્રરત્ન ! જિર્ણ–શીર્ણ થયેલ વિરૂપાના દિલને શાતા પહોંચાડવા તારે આટલું કરવું જ રહ્યું ! ઉર્મિલ ન થતો, કુમાર ! એ જ ઉર્મિલતા

વિરૂપાના દેહને ખાઈ ગઇ! એના તનમનના રસકસ ચૂસી લીધા. ઘણી ય વંધ્યા સ્ત્રીઓને સંસાર ઉજાળતી મેં નીરખી છે! વિરૂપાના નસીબમાં એવું કંઇક રાખતો જો! શાન્ત થા! સ્વસ્થ થા! રાજગૃહીના અતિથિગૃહોમાં તને વરવા હોંશે હોંશે આવેલી પેલી સાત સુંદરીઓનો વિચાર કર! જરા નીચે વાગી રહેલા વાદ્યોના મીઠા સ્વર તરફ લક્ષ આપ! કેવા મીઠા સ્વર! કેવો મધુર સમય!

અદશ્યમાં આપી રહેલ આ ઠપકો જાણે મેતાર્યને લાગ્યો. એણે નીચે નજર કરી.

અને વાત સાચી હતી. ભવનના મોટા ચોકમાં વિવિધ જાતના વાજિંત્રોના સૂર એવડાઈ રહ્યા હતા. નટ, નર્તકો ને મલ્લો આજના ઉત્સવમાં વિવિધ પ્રકારે મનરંજન કરવા તૈયારી કરી રહ્યા હતા. કથક, રાસક ને આખ્યાતાઓ વિવિધ પ્રકારની વાણી વડે પ્રશંસાભર્યાં કથાનકો ઉચ્ચારી રહ્યા હતા. હય, વાજિ ને રથીઓની હારમાળા ખડી હતી.

અપૂર્વ એવો ઉત્સવ આજ રચાયો હતો. ગ્રામ, નગર, પુરપાટણ, આકર, દ્રોણમુખ ને દૂરદૂરના *મંડપોમાંથી જનકુળો જળના સ્રોતની જેમ ચાલ્યાં આવતાં હતાં. ધનદત્ત વ્યવહારીઆનો વ્યવહાર દૂરદૂરના દેશો સાથે ચાલતો હતો. એ દેશોથી પણ ઘણા વ્યવહારીઆ રાજગૃહી આવ્યા હતા.

ધન, લક્ષ્મી ને લાગવગ આજે છૂટે હાથે વપરાતી હતી. મગધેશ્વર મહારાજ શ્રેણિકે પણ પોતાના રાજભંડારો ખુલ્લા મૂકયા હતા. રાજશાહી સાધનોનો ઉપયોગ છૂટથી થઈ રહ્યો હતો. ખુદ ઈંદ્ર

* ગ્રામ—ફરતી વાડી હોય તે. નગર—રાજધાની જ્યાં હોય તે. પુરપાટણ—જળ ને સ્થળના માર્ગ જ્યાં હોય તે. દ્રોણમુખ—જળમાર્ગ હોય તે. મંડપ—અઢી ગાઉ ફરતાં ગામ ન હોય તે પ્રદેશ.

પોતે અમરાવતી વિસરી જાય એવી શોભા રચાણી હતી.

મેતાર્ય માટે ચાર ઘંટાવાળો અશ્વરથ આણવામાં આવ્યો હતો. રથના આગળના ભાગમાં સુંદર શિલ્પવાળા બે કળાયેલ મોર ચિતર્યા હતા. સુવર્ણરસ્યાં એ મોરપિચ્છમાં નીલમ જડચાં હતાં, અને એની ચાંચ સ્ફટિકની બનાવી હતી. મણિમુક્તાજડચું છત્ર હવાની મંદમંદ લહરીઓ સાથે ડોલી રહ્યું હતું. રથનાં ચક્રો પર રૂપેરી ઘુઘરીઓ હતી. ચાર સુંદર અશ્વો ઊભા ઊભા મદથી જમીનને ખોતરી રહ્યા હતા.

અને આવું જ દશ્ય રાજગૃહીને પાદર દેશદેશથી વરવા આવેલી કન્યાઓના વાસસ્થાનનું હતું. હય, વાજિ ને રથીના હણહણાટ ત્યાં નહોતાઃ પણ શાહીમહેમાનગૃહના આંગણામાં સાત સુંદર શિબિકાઓ ચતુર દાસદાસીઓને હાથે શણગારાઈ રહી હતી. કોની શિબિકા સર્વ-શ્રેષ્ઠ એની જાણે-અજાણે હોડ આદરી હોય એમ લાગતું હતું.

સ્ફટિકની મૂર્તિઓ જેવી સાત સાત સુંદરીઓ વારે વારે આકાશ સામું જોતી શણગાર સજી રહી હતી. ગોરજ સમયે પ્રસ્થાન મુહૂર્ત હતું. મુગ્ધાવસ્થાની લાલપ બધાના દેહ પર રમી રહી હતી. કયા અંગને કઈ ઉપમા ઓપશે, એની જ મુંઝવણ થતી હતી. સૌંદર્યની સાકાર મૂર્તિઓ જેવી આ સુંદરીઓમાંથી કોઈ પોતાનાં સંપૂર્ણ વિકસિત કમળ જેવાં નેત્રોમાં કાજળની રચના કરતી હતી, તો કોઈ પોતાના સ્નિગ્ધ ને ફૂલગુલાબી કપોલસ્થળ પર કસ્તૂરી વગેરે સુંદર દ્રવ્યોની પત્રલેખા રચતી હતી. કદળીદળ જેવા કોમળ પગમાં ઘૂઘરીઓ-વાળાં નેપૂર, કમનીય કટીપ્રદેશ પર સુવર્ણ કટીમેખલા ને કાવ્યની એક એક પંક્તિસમાં હસ્તોમાં વલય પહેરી રહી હતી. વગર શૃંગારે સૌંદર્યનો અવતાર લાગતી સુંદરીઓ શૃંગારસૌષ્ઠવથી સ્વયં રતિસ્વરૂપ બની બેઠી હતી. સામાન્ય નજરે જોનારને પણ સ્વાભાવિક લાગતું કે કુમાર મેતાર્યનાં પરમ ભાગ્ય ખીલ્યાં છે.

ધીરેધીરે સૂરજ પશ્ચિમાકાશમાં ઢળતો ચાલ્યો. ગગનના ગોખ પર મુગ્ધયૌવના સંધ્યા પોતાની ગુલાબી લાલી પ્રસરાવતી ડોકિયાં કરવા લાગી. બરાબર આ વેળાએ એ ગુલાબી લાલીને ઝાંખી પાડતી આ સાત સુંદરીઓ શિબિકાઓમાં બેસવા લાગી.

સેવકોએ સુગંધી તેલોથી મહેકતી મશાલો પેટાવી. શિબિકાઓમાં હવાની લહેરોમાં મંદમંદ ઝૂલી રહેલાં હીરામોતી ને સ્ફટિકનાં નાનાં નાનાં સુંદર ઝુમ્મરો એકાએક હજારો પ્રતિબિમ્બ પાડી ઊઠ્યાં ને એ શિબિકાની બેસનારીઓના ચહેરા પર તેજનાં અપૂર્વ કિરણો વેરવા લાગ્યાં.

વાજિંત્રોના નાદે પ્રસ્થાનને વધાવી લીધું.

નગરને આંગણે આંગણે રંગોળીઓ પૂરવામાં આવી હતી. આસોપાલવનાં તોરણો ને સુગંધી ઇત્રભર્યા દીપકોની દીપમાળ રચવામાં આવી હતી. ધનદત્ત શ્રેષ્ઠિએ પોતાના સાત ખોટના એકના એક સંતાન માટે દેશવિદેશમાંથી વિધવિધ દેહશોભા ધરાવતી કેવી સુંદરીઓ આણી છે, એ જોવાની સહુની અત્યંત ઉત્સુકતા હતી.

ચિંતા જર્જરિત દેહવાળી વિરૂપા પણ આજે અત્યંત ઉત્સાહમાં હતી. ધનદત્ત શેઠના ત્યાંનું તેડું આવી ગયું હતું, પણ હવે એણે મમતા સ્વચ્છંદે ચડે એવા પ્રસંગો ટાળવાનો નિર્ણય કર્યો હતો. એટલે એ પણ બજારમાં બેસીને જોવાની ઇચ્છા ધરાવતી હતી. ગોરજ સમય થઈ ચૂક્યો હતો, વાતાવરણ વરવહુના પ્રસ્થાનની જાહેરાત કરતા વાજિંત્રનાદથી ગાજી રહ્યું હતું. વિરૂપાએ જલદી કરી હતી, પણ ન જાણે માતંગને આવવામાં આજે વિલંબ થયો હતો.

એ પરશાળમાં ઊભી ઊભી માર્ગ તરફ જોઈ રહી હતી. થોડીવારમાં મોટી ફલાંગો ભરતો માતંગ આવતો દેખાયો. માતંગ

હવે અવસ્થામાં પ્રવેશતો હતો, પણ એનો રૂવાબ જરા ય ઓછો નહોતો થયો, બલ્કે રૂપસુંદર માતંગ હવે કંઈક ભવ્ય લાગતો હતો. ધોળી છાંટવાળાં એનાં ગુંચળાવાળાં ઝુલ્ફાં અને રોહિણેયના હાથે કપાળમાં થયેલા ઘાનું લાંબુ ત્રિશૂળ ખૂબ જ મેળ ખાતાં હતાં. એની સામે વિરૂપા—ચિંતાની જલતી ચિતામાં પોતાના દેહને રોજબરોજ શેકી રહેલી વિરૂપા—કંઈક ફિક્કી, નિશ્ચેતન ને ઉંમરવાન દેખાતી હતી.

માતંગ આવ્યો ખરો પણ એના મનમાં કંઈ ઘોળાતું હતું. એની આંખમાં કંઈ આવી ભરાયું હોય એમ એ વારે ઘડીએ ઊઘાડ મીંચ કરતો હતો ને જાણે કોઈ નીરસતા એને થકવી રહી હોય તેમ બગાસાં ખાતો હતો. પોતાની આ સ્થિતિ વિરૂપા ન કળી જાય એ માટે પુરુષત્વસૂચક હાસ્ય લાવી એણે કહ્યું:

"વિરૂપા, હવે તો તું ડોસી થઈ ગઈ લાગે છે!"

"પણ તને ક્યાં ડોસા થવું ગમે છે?" વિરૂપાએ નિરુત્તર બનાવી નાખે તેવો સામો કટાક્ષ કર્યો. દંપતિઓની ભાષા ઘણીવાર સાદી નજરે અર્થહીન ને સામાન્ય લાગે છે, પણ એમાં ઊંડે ઊંડે ઘણો અર્થ ભરેલો હોય છે.

વિરૂપાનો કટાક્ષ માતંગ સમજી ગયો. એણે ધીરેથી કહ્યું:

"વિરૂપા, તું ડોશી થા એટલે મારે ડોસા બનવું જ રહ્યું ને! પણ......" બોલતો બોલતો માતંગ થોભી ગયો.

"પણ શું? કેમ થોભી ગયો?"

"થોભી એટલા માટે જ ગયો કે આપણે પણ આ મેતાર્ય જેવો એક પુત્ર હોત ને! તો આવો જ લગ્નોત્સવ રચત. અરે, પુત્ર નહિ ને એકાદ પુત્રી પણ હોત ને તો ય મેતાર્ય જેવો વર શોધી લાવત!"

"તારી દીકરી ને મેતાર્ય જેવો વર!" વિરૂપાએ માતંગના

મનની સ્થિતિ પરખી લીધી. એણે જરા કટાક્ષ કર્યો.

" વિરૂપા, ગાંડો નથી થયો. બાકી, હવે વાતો ગમે તેટલી કરું તેથી શું ? વિદ્યા ને રૂપ બે હોય તો આજે કુળ તો ખાંડ ખાય છે ખાંડ, પણ હવે એવી વાતો આપણને બંધ કરવી શોભે."

" શા માટે ?"

" પેલા વેદપાઠી કહેતા હતા કે અપુત્રીયા માણસને નરક મળે છે. એણે જીવતાં પ્રાયશ્ચિત કરવું પડે !"

" ત્યારે તો બ્રહ્મચારીઓની દુર્ગતિ જ એમને ?"

" ના, ના, આ તો પરણેલાની વાત છે."

" પરણેલામાં આપણા પરમ પ્રભુ ! બોલ છે કંઈ જવાબ ?"

માતંગ એકદમ ઊંડી વિમાસણમાં પડી ગયો. એ થોડીવારે બોલ્યો: " વિરૂપા, હું ગાંડો થયો છું, એ વાત જાતે જ કબૂલ કરી લઉં છું. અહા, હું અહંકાર રાખતો હતો કે પરમ પ્રભુના સિદ્ધાન્તો બરાબર લક્ષમાં રાખું છું, પણ એ મારું અભિમાન આજે મેતાર્યને જોઈ ગળી ગયું. પણ એક વાત ચોખ્ખી કહી દઉં, વિરૂપા ! ગમે તેમ પણ પુત્રની વાત સાંભળી મને કંઈ કંઈ થઈ જાય છે. જીવતો કે મરેલો એક પુત્ર હોત ને, તો ય......" અને માતંગ વિચારમગ્ન બની પરશાળમાં જ નાની એવી માટીની પાળીના ટેકે બેસી ગયો.

શાન્ત અને સ્વસ્થ બની બેઠેલી વિરૂપાને પતિપ્રેમે પુનઃ અસ્વસ્થ બનાવવા માંડી. એણે વિચાર કરવા માંડ્યો કે માતંગને હવે બીજી માયા તો નથી, ત્યારે ભલે એ પણ રહસ્ય જાણી લે ! અને પતિપ્રેમમાં ભાન ભૂલેલી વિરૂપા વિસરી ગઈ કે જે વાત પર એ ભૂતકાળનો પડદો પાડવા ઇચ્છતી હતી, એ જ વાત પોતાને હાથે

સજીવ બનતી જાય છે. એ ધીરેથી માતંગની નજીક સરી અને એના લાંબા કેશ ઉપર હાથ ફેરવતી અત્યંત વહાલથી બોલીઃ

"માતંગ, તારે પુત્ર છે. જીવતો છે. બસ, હવે દિલની બેચેની ટાળી દે!"

"વિરૂપા, છોકરાંને ફોસલાવવા બેઠી છે?"

"ફોસલાવતી નથી, તારે પુત્ર છે, અને તે પણ આ જ, જેને તું જમાઈ બનાવવા ચાહે છે."

"વિરૂપા, સંસારમાં દ્રવ્ય ઉધાર લાવી શકાય છે. પુત્ર નહિ! કદાચ મેતાર્યને આપણો પુત્ર બનાવીએ પણ ધનદત્ત પાસે ઉધાર આપી શકે એટલી પુત્રસંપત્તિ જ ક્યાં છે? મને ઘેલો ન બનાવ!"

"હું ઘેલો નથી બનાવતી, મારા નાથ! એક અક્ષમ્ય અપરાધનો એકરાર કરવા બેઠી છું. માતંગ, એ મારો અપરાધ સાંભળી તારી શુધબુધ ઠંડી થઈ જશે, તારું લોહી પળવાર ઊકળી જશે. બોલ, મને માફ કરીશ!"

વિરૂપાના મોટાં સ્વચ્છ સ્ફટિક શાં નયનોમાં આંસુ ઊભરાયાં હતાં.

"વિરૂપા, તને માફ?" વિરૂપાના પડી ગયેલા ચહેરાને જોઈ વ્યગ્ર બની ગયેલ માતંગે એકદમ એને પાસે ખેંચી. "વિરૂપા, તારો અપરાધ! વિરૂપા અને વળી અપરાધ! મારી વિરૂપા કંઈ સંસારમાં શોધી જડે એમ છે? કોઈ દહાડો નહિ ને આજે આવી મને મૂંઝવનારી વાત કેમ?"

"મેં તારો ભયંકર અપરાધ કર્યો છે?"

"મારે મન એ પ્રિય બનશે."

"તો સાંભળી લે! મેતાર્ય તારું સંતાન છે!"

" ચિત્તભ્રમ તો નથી થયું ને ! માણસ નબળું થાય ત્યારે આવા જ ચાળા સૂઝે છે. ગાંડી, લોકો સાંભળશે તો હાંસી કરશે."

" કરવા દે, પણ તને સ્પષ્ટ કહું છું કે મેતાર્ય તારું સંતાન છે. આપણા સ્નેહજીવનની એ પહેલી ને છેલ્લી યાદ છે."

" મેતાર્ય આપણું સંતાન ! અસંભવ જેવી બીના !"

" આમ આવ, માતંગ ! તને આખો ય ઇતિહાસ સંભળાવું. પછી તારે જે શિક્ષા કરવી હોય તે કરજે !"

ઊંચી પરશાળની આડમાં બે જણાં અડોઅડ બેસી ગયાં. વિરૂપાએ ધીરેધીરે બધી વાત કહેવી શરૂ કરી.

વાત વધતી ચાલી: માતંગને આશ્ચર્યના આઘાત લાગી રહ્યા હતા, છતાં એ સ્વસ્થ બેઠો હતો. બધી ઘટના વર્ણવીને આખરે પરિસમાપ્તિ કરતાં વિરૂપાએ કહ્યું :

" માતંગ, આખો સંસાર પરસ્પરના સમર્પણ, ત્યાગભાવ ને ઔદાર્યથી નભે છે. આપણે સંસારમાં બીજી શી ભલાઈ કરી શકવાના હતા ?"

માતંગ સ્તબ્ધ હતો, આકાશથી વજ્રપાત થાય ને માનવી ઊભો ને ઊભો થીજી જાય તેમ.

" માતંગ, તું તને ગમે તે શિક્ષા કરી શકે છે. તારાથી આજ સુધી ગુપ્ત રાખવા મથતી ઘટનાનો હજાર મણનો બોજ મેં તો હળવો કર્યો."

"શિક્ષા !" માતંગ હજી સ્વસ્થ નહોતો. "વિરૂપાને–વીરૂને શિક્ષા ?"

માતંગ મોટા ડોળા ચારે તરફ ઘૂમાવવા લાગ્યો. વિરૂપાના અંતરમાં ભયની આછી કંપારી વહી ગઈ.

" શિક્ષા ! બરાબર શિક્ષા કરીશ ! આમ આવ વિરૂપા ! "

દૂર સરેલી વિરૂપા સહેજ નજીક ગઈ.

"આ તારી શિક્ષા !" ને મોટે અવાજે બોલતાં માતંગે વિરૂપાને છાતી સાથે દાબી દીધી.

આકાશના પટ પરથી સંધ્યા વિદાય લઈ ગઈ હતી, ને નિશા-તારકો આછું અજવાળું વેરી રહ્યા હતા. દંપતિના આ પ્રેમમય જીવનમાં વિક્ષેપ નાખે એવી વસતિ અત્યારે કુમાર મેતાર્યનો લગ્નોત્સવ જોવા ગઈ હતી.

એએક ક્ષણ વિરૂપાને ભૂજપાશમાં જકડી રહેલા માતંગે, છૂટવા મથતી વિરૂપાના સ્વાભાવિક શ્રમથી લાલ થયેલા સ્નિગ્ધ ગાલ પર મુખ દાબી દીધું.

" ઓ ઘેલા ! જરા સાંભળતો ! વાજિંત્રોના સ્વર બેવડાયા. અરે, ખૂબ મોડું થયું. કન્યા ને વરની શિબિકાઓ નગરના મધ્ય-ભાગમાં ભેટી ગઈ. હવે તો આખો સમૂહ મગધેસ્વરના રાજમહાલય તરફ વળ્યો હશે, ચાલ, ચાલ ! "

માતંગે વિરૂપાને મુક્ત કરી. વિરૂપા હાંફી રહી હતી, પ્હણે વાદ્યોનો સૂર વધતો જતો હતો. બંને જણાં એકદમ તૈયાર થઈ તે તરફ ચાલી નીકળ્યાં.

વરઘોડો મધ્યચોકમાંથી રાજમહાલય તરફ જ ધપતો હતો !

જીવનમાં જવલ્લે જ જોવાનું સદભાગ્ય સાંપડે એવો આ પ્રસંગ હતો. આખો ય માર્ગ ફૂલ, અક્ષત ને કુંકુમ છાંટણાથી છવાયેલો હતો. ચાલવાનો માર્ગ મહામહેનતે મળી શકે તેમ હતો. વિરૂપા ને માતંગ માર્ગ કરતાં કરતાં આગળ વધ્યાં.

રથમાં બેઠેલો મેતાર્ય અમરાપુરીના ઈંદ્ર જેવો શોભતો હતો. પાછળ સાત શિબિકાઓની સુંદરીઓ ઈંદ્રાણીના રૂપયૌવનને પણ ઝાંખી પાડતી હતી.

રાજમહાલય પાસે મેતાર્યનો રથ આવીને થોભ્યો. તરત જ છડીદારે ખમા સ્વરનો મોટો ઉચ્ચાર કર્યો. મગધરાજ સામેથી મેતાર્યનું સ્વાગત કરવા ચાલ્યા આવતા હતા. ઉત્સવઘેલી પ્રજા પોતાના મહાન રાજવીને આવતા નિહાળી ઘેલી થઈ ગઈ. જોરજોરથી ખમા ખમા ધ્વનિ થવા લાગ્યો.

મગધરાજની પાછળ મહામંત્રી અભય હતા. એમની પાછળ મગધના સંનિધાતા, સમાહર્તા ને દુર્ગપાલ હતા. બાજુમાં મહારાણીઓ પણ આ નગરસુંદર મેતાર્યને વધાવવા આવી હતી.

મગધરાજને આવતા નિહાળી મેતાર્ય મંદગતિએ રથમાંથી નીચે ઊતર્યો ને ચરણસ્પર્શ કરવા નીચે નમ્યો.

મગધરાજે નીચે નમેલા મેતાર્યની પીઠ પર હાથ ફેરવ્યો ને આશીર્વાદ આપ્યા, મહામંત્રી અને બીજા વર્ગે શુભેચ્છાઓ દર્શાવી.

રાણી ચેલ્લણાની આગેવાની નીચે બધા અંતઃપુરે સાતે કન્યાઓને નિરખીને ધન્યધન્યના શબ્દો ઉચ્ચાર્યા ને ફૂલઅક્ષતથી વધાવતાં અખંડ સૌભાગ્ય ઇચ્છયું.

વાજિંત્રોના મંદમંદ પણ મીઠા સ્વરો હવામાં વહેતા મૂક્યા હતા. મેતાર્યને પુનઃ રથમાં બેસાડતાં મગધરાજે ધનદત્ત શ્રેષ્ઠિને કહ્યું:

" શ્રેષ્ઠિ ધનદત્ત ! આવા પુત્ર તો ભાગ્યશાળીને સાંપડે છે. ખરેખર તમે ધન્ય છો ! "

પ્રજાએ મગધરાજના આ શબ્દો પર હર્ષના પોકારો કરી પોતાની પણ સંમતિ જાહેર કરી.

" ધન્ય ધન્ય નગરશ્રેષ્ઠિ ધનદત્ત ! " ચારે તરફ એક જાતનો ધ્વનિ પથરાઈ રહ્યો.

પણ અચાનક વાજિંત્રોના સ્વરને દાબી દેતો એક અવાજ સંભળાયો. બધા આશ્ચર્યમાં એ તરફ જોઈ રહ્યા.

મેદનીને એક છેડે ઊભેલો કોઈ પડછંદ પુરુષ કંઈ બૂમો પાડતો આગળ ધસવા ઇચ્છતો હતો. કોઈ સ્ત્રી એને રોકી રહી હતી, પણ તે નાજુક સ્ત્રીથી ક્યાં સુધી રોકચો રોકાય ?

એ પુરુષ મોટેથી બૂમો પાડતો મેદનીમાંથી આગળ ધપ્યો. કંઈક તોફાનની આશંકાથી રક્ષકોએ પોતાનાં શસ્ત્ર સંભાળ્યાં. ધનદત્ત શ્રેષ્ઠિ મેતાર્યની આગળ આવીને ઊભા રહ્યા. પેલા પુરુષનો સ્વર હવે સ્પષ્ટ સંભળાતો હતો.

" મહારાજ, એ પુત્ર ધનદત્તનો નહિ, પણ મારો છે."

અરે, આ કોણ બોલે છે ! જેની ઉપસ્થિતિમાં પૃથ્વીના ચમરબંધીઓ પણ ઊંચો અવાજ કરી શકતા નથી, એવા મગધરાજ ને મહામંત્રીની સમક્ષ જ આવું દુર્વર્તન ચલાવનાર એ બે માથાનો માનવી કોણ છે !

અરે, એ તો માતંગ ! રાજ–ઉદ્યાનનો રખેવાળ ! મંત્રોનો રાજા ! માનવમેદનીમાંથી જાતજાતના અવાજો આવવા લાગ્યા.

" મહારાજ, મેતાર્ય મારો પુત્ર છે ! "

" માતંગ, તારું પદ સંભાળ ! પ્રસંગ વિચાર ! સોનાની છરી ગમે તેટલી સુંદર હોય પણ કમર પર ઘલાય, પેટમાં ન નંખાય." ધનદત્ત શ્રેષ્ઠિના ક્રોધનો પાર નહોતો.

" પદ સંભારવા જ આવ્યો છું. મેતાર્ય શ્રેષ્ઠિસંતાન નહિ

પણ મેતસંતાન છે: એમ કહેવા આવ્યો છું."

આ શબ્દો આખી મેદની પર વજ્રપાત જેવા હતા. ધનદત્ત શેઠ ને તેમના કુટુમ્બિઓ માટે વિષપાન કરવા યોગ્ય હતા.

"શાબાશ રે જ્ઞાતપુત્રના શિષ્ય! એમના ઉપદેશને ચરિતાર્થ કરવાનો ઠીક રસ્તો હાથ કર્યો!" મેદનીમાંથી અવાજ આવ્યો.

"અલ્યા, અમે તો કહેતા'તા કે નીચને માથે ચડાવ્યાં ખોટાં!" બીજો અવાજ આવ્યો.

ઢાળ જોઈને ઢળનારાં પાણીના સ્વભાવવાળી માનવમેદની ક્ષણ-વારમાં ધનદત્ત, મેતાર્ય અને માતંગને છોડી જ્ઞાતપુત્ર પર ટીકાનાં બાણ વરસાવવા લાગી.

"ખબરદાર, જો કોઈએ જ્ઞાતપુત્રનું વચ્ચે નામ લીધું તો! સાંસારિક ખટપટોમાં–આપણાં કર્માકર્મની બાબતમાં મહાપુરુષોને સંડોવવાની રીત ખોટી છે." મગધરાજનો કંઈ રોષસૂચક અવાજ સંભળાયો.

નગરલોક એકદમ શાન્ત થઈ ગયું. મહામંત્રી આગળ આવ્યા ને માતંગનો હાથ પકડી બોલ્યા:

"માતંગ, શું કહે છે?"

"મહારાજ, અવિનયની ક્ષમા! મેતાર્ય મારું સંતાન છે."

ધનદત્તનો પિત્તો ઊકળી ગયો, પણ મગધરાજની હાજરીમાં એણે શાન્તિ જાળવતાં કહ્યું: "મહારાજ, મારી બદનામી કરવાનું આ કાવતરું લાગે છે, હું ન્યાય માગું છું."

"ન્યાય મળશે, પણ અત્યારે કામ પતાવો." મહારાજાએ આજ્ઞા કરી.

"ના મહારાજ, ન્યાય પહેલાં ને પછી બીજું. મારો–ગરીબ સેવકનો દાવો છે, કે મેતાર્ય મારું સંતાન છે." માતંગે વચ્ચે કહ્યું:

"અને એ દાવો ખોટો ઠરશે તો તેની શિક્ષા જાણો છો?" મહામંત્રીનો અવાજ ગૂંજ્યો.

"મગધના સાચા ઈન્સાફ પર માતંગને શ્રદ્ધા છે. એની યોગ્ય શિક્ષા માટે તૈયાર જ છું."

માતંગ અત્યંત આવેશમાં હતો.

"મગધના સિંહાસન પાસે ન્યાય મેળવવાનો ગરીબનો હક માર્યો ન જાય, જો જો! મંત્રીરાજ!" મેતાર્યે વચ્ચે ધીરેથી કહ્યું:

ધનદત્ત શ્રેષ્ઠિ ક્રોધમાં ને ક્રોધમાં કંઈ બોલી શકતા નહોતા.

મેતાર્ય સ્વસ્થ ચિત્તે બેઠા હતા. એમને કોઈ હર્ષ કે શોક જાણે સ્પર્શ્યો નહોતો. આખું નગરલોક ઊંચુંઊંચું થઈ ને નીરખી રહ્યું હતું કે મગધરાજ ભયંકરમાં ભયંકર શિક્ષાની આજ્ઞા આપશે. હમણાં મહામંત્રી અભય માતંગને ગરદન મારશે.

પણ મગધનો નાથ એમ ન્યાયને કચડી સંબંધ સાંધવાનું શીખ્યો નહોતો. આવા જ પ્રસંગે એ સોળે કળાએ ખીલી નીકળતો. એ વેળા પ્રજા જોતી કે ન્યાયપુરઃસરનો કોઈ પણ દાવો જીતવામાં રાય કે રંક, અમીર કે ગરીબનો ભેદ આડો ન આવતો.

આખો ય વરઘોડો નિઃશબ્દ ઊભો હતો. આટલી જબ્બર માનવ-મેદનીના શ્વાસોશ્વાસનો ય જાણે પડઘો પડતો હોય એમ લાગતું હતું. માતંગનો અડગ નિર્ણય સાંભળી બધા મનમાં કંઇ ને કંઇ કુતૂહલ કલ્પી રહ્યા.

પાલખીમાં બેઠેલી નવોઢાઓનાં ફૂલગુલાબી મોં પોતાના ભાવી

પતિનું આવું અપમાન થતું જોઈ લાલ હીંગળોકિયાં જેવાં બની ગયાં હતાં. એમના નાના નાના અધરોમાંથી ક્રોધનો મર્મર ધ્વનિ નીકળતો હતો, અને કામદેવની કામઠી જેવી ભ્રકુટિઓ વારે વારે ખેંચાતી ને સંકોચાતી હતી.

અદલ ઇન્સાફી મગધરાજે કેટલાય ફેંસલા ચુકવ્યા હતા. કોઈ વાર મોટી ગુંચવણ પડતાં મહામંત્રી અભયની બુદ્ધિએ સાચા ન્યાય માટે મહેનત કરવામાં કંઇ કમીના રાખી નહોતી, પણ આજ તો મહારાજ અને મંત્રી બન્ને વિમાસણમાં પડી ગયા.

ધનદત્ત શેઠ તો આ બધી વસ્તુને કોઈ ષડયંત્ર અને ક્રૂર મશ્કરી સમ લેખતા હતા. એમને માટે તો પ્રત્યેક ક્ષણ એક જુગ જુગ જેવડી હતી. ગળા સુધી ક્રોધ આવીને ઊભો હતો. શું કરી નાખું; એવો પડઘો પડી રહ્યો હતો, પણ સત્તા પાસે શાણપણ જાળવવામાં જ મજા હતી.

દશેક ક્ષણ કિંકર્તવ્યમૂઢ જેવી પસાર થઈ ગઇ. આખરે મહામંત્રીએ જાહેર કર્યું:

" મગધના સિંહાસન પાસે ન્યાય માગવાનો સહુને સરખો હક છે. વરઘોડો થોડીવાર થોભશે. પુત્ર કોનો, એની સાચી જાણ માતા સિવાય બીજાને કોઇને ન હોય. બોલાવો માતંગની પત્નીને અને મેતાર્યનાં માતાજીને ! "

# પ્રેમની વેદી પર

## [ ૧૮ ]

**આજ્ઞાની** જ વાર હતી.

રાજસેવકોને બંનેને શોધી કાઢતાં વિલંબ ન થયો. મેદનીને એક ખૂણે વિરૂપા ઢગલો થઈને પડી હતી. માતંગે એની આખી બાજી ઊંધી વાળી હતી. વિરૂપાના સ્નેહભર્યા સદ્દચાર પાસે ઠંડા પડેલા માતંગનું દિલ ધનદત્તને મગધનાથનો સત્કાર પામતો જોઈ ફરીથી પ્રજ્વલી ઊઠ્યું. પત્નીની શિખામણ ને ભાવિના અનિષ્ટનો ખ્યાલ એ વિસરી ગયો.

" વિરૂપા, આપણા પુત્રને આપણે શા માટે જાહેર ન કરવો! મગધમાં સાચાને કોણ આંચ પહોંચાડી શકે તેમ છે."

માતંગ બબડયો ને આગળ વધ્યો, પણ વિરૂપાએ એને પકડી લીધો. પણ એનો આવેશ વધતો ચાલ્યો. એ ભાન ભૂલ્યો.

વિરૂપાને તરછોડી માતંગ આગળ વધી ગયો. વિરૂપા ભાવિ અનર્થની કલ્પનાએ વ્યાકુળ બની ગઈ. જર્જરિત બનેલું એનું હૈયું હિંમત હારી ગયું, એ શુધબુધ ગુમાવી રસ્તા પર પડી.

રાજસેવકો એને દાસીઓ પાસે ઉપડાવી મહામંત્રી પાસે લઈ આવ્યા, રાજદ્વારની પાસેના ખંડમાં એને સુવાડવામાં આવી.

શેઠાણી તો વરઘોડામાં જ હતાં. રાણી ચેલ્લણાએ તેમને ખંડમાં બોલાવી લીધાં. વિરૂપાને મૂર્ચ્છિત દશામાં પડેલી જોઈ શેઠાણી એકદમ તેની પાસે ધસી ગયાં.

" વિરૂપા, મારી સખી ! "

વિરૂપા બેશુદ્ધિમાં લવારો કરી રહી હતી.

" મહારાજ, મને બદનામ ન કરશો. મારે પુત્ર જ હતો નહિ. હું પુત્રને ન વેચું. પુત્રનો પૈસો મારે બાળહત્યા બરાબર છે. મહારાજ, મેત છીએ, પણ પ્રભુ વીરના ઉપદેશને દિલમાં ધારણ કરનાર છીએ."

અરેરે ! માતંગનું આવી બન્યું !

ના, ના. પણ શેઠાણી વળી જુદી જ વાત કરતાં હતાં; " મહારાજ, મેતાર્ય મારું સંતાન નથી. વિરૂપાનું છે. મારો ખાલી ખોળો ભરવા એ હું લાવી. મહારાજ, જરા ધ્યાનપૂર્વક મેતાર્યનું આ શરીર જુઓને ! એનું સુડોલ નાક શું વિરૂપાના અણિયાળા નાકને બંધ બેસતું નથી. અને એના આ ભોગળ જેવા બાહુ માતંગના બાહુ સાથે તો સરખાવો ? "

" મેતાર્યનાં માતાજી એ મારાં માતાજી ગણાય. માટે જરા ભાનમાં આવીને બોલો ! " મહામંત્રીએ આશ્વાસન આપ્યું.

" ભાનમાં તો આજે આવી છું. મોટાં કુળને નામે જગતને કચડી રહેલા લોકો મોટાઇના પડદા પાછળ કેટલું છૂપાવે છે ? મંત્રીજી, મને પુત્ર ન જીવે તો મારા ઉપર શોક્ય આવે એવી સ્થિતિ હતી. આ શોક્યનું સાલ ટાળવા આ પુત્રનો સોદો કર્યો. "

મહામંત્રીજીને હવે કોઈ વાતની શંકા ન રહી. એમણે ઈ તેજારીમાં સ્તબ્ધ બનીને બેઠેલી માનવમેદની સમક્ષ જાહેર કર્યું : " પ્રજાજનો,

વિલંબ ઘણો થયો છે. વાત ટૂંકી છે. પ્રભુવીરના ઉપદેશને સાંભળનારાને હવે કુળ–જાતિમાં મહત્તા નહિ લાગે. જે પુણ્ય કરે તે પુણ્યવાન, પણ ફેંસલા તરીકે મારે નિવેડો આણવો જોઈએ કે મારા પરમ મિત્ર અને અનેક ગુણોથી અલંકૃત મેતાર્ય વણિકપુત્ર નથી, પણ મેતના સંતાન છે. શેઠાણીને પુત્ર ન જીવતા હોવાથી વિરૂપાએ શેઠાણીને મેતાર્ય વેચેલા !"

"વેચેલા ? ધિક્કાર હજો એ જનેતાને ! આખરે ગમે તેટલા માથે ચઢાવો તો ય મેત તે મેત !" અર્ધપચ્યું તત્ત્વજ્ઞાન અદ્રશ્ય થઈ ગયું ને લોકોની જીભ જાતિ–કુળના ગુણ—અવગુણની ચર્ચા કરવા લાગી ગઈ.

પણ એટલામાં અંદરથી ખબર આવ્યા, "મહારાજ, મેત પત્ની વિરૂપા બેભાન બની છે. એ લવી રહી છે, કે મેં વેચેલા નથી, મારી ઇજ્જતને બદનામ ન કરો. એ મારો પુત્ર જ નથી."

"કેમ વેચેલા નથી ? શેઠાણી પોતે કહે છે કે મેં સોદો કર્યો હતો ?" મહામંત્રી પોતાના અભિપ્રાયને મજબુતપણે વળગી રહી દલીલ કરવા લાગ્યા. ત્યાં તો બધી લાજ—મરજાદ છોડી શેઠાણી બહાર ધસી આવ્યાં. પરંતુ એ કાંઇ બોલે તે પહેલાં બેભાન બની ગયાં.

આખી મેદનીમાં શૂનકાર છવાઇ ગયો. બાજુમાં બેઠેલ અલંકાર ને વસ્ત્રોથી સુશોભિત મેતાર્ય ધીરેથી ઊભા થયા. હાથ જોડીને મગધરાજને વિનંતી કરી કે મને થોડું નિવેદન કરવાની આજ્ઞા આપો !

મગધરાજે ઈશારાથી આજ્ઞા આપી. મેતાર્યે માથું ટટ્ટાર કરી પ્રજા સમક્ષ જોઈ બોલવા માંડયું: "પ્રજાજનો, મહામંત્રી જેવા મહામંત્રી આજે વિગત શોધવામાં ભૂલ્યા છે. આજનો આખો પ્રસંગ જગતની બે મહાન જનેતાઓના હૃદય ઔદાર્યનો છે. જાતિ, કુળ,

ઉચ્ચ, નીચ આ બધાં બંધનો કેવાં જુઠાં છે, એ આજનો પ્રસંગ બતાવી આપે છે. જનેતાઓનાં જે હૃદયો આજે જોવા મળ્યાં, એ બન્ને હૃદયોના પુત્ર થવામાં મારું સૌભાગ્ય છે, પણ જન્મને આટલું મહત્ત્વ શા માટે!"

મેતાર્ય થોડીવાર થોભ્યા. આખી સભા શ્વાસ બંધ કરીને બેઠી હોય તેવી શાન્ત હતી. મેતાર્યે આગળ ચલાવ્યું: "પ્રજાજનો, હું જાણું છું, કે તમને આવી વાતોમાં રસ નહિ આવે. મારે તો તમને મારું વૃત્તાંત જણાવવું ઘટે. અને એ પૂરતું હું જણાવું છું કે હું મેતનો પુત્ર છું. મારી જનેતા વિરૂપા અને મારો જનક મંત્ર-સિદ્ધોનો રાજા માતંગ. મારી જનેતા અને ધનદત્ત શેઠનાં પત્નીને સખીપણાં હતાં. ધનદત્ત શેઠને આ પત્નીથી કોઇ સંતાન જીવતાં નહોતાં; અને હવે સંતાન—અને તે પણ પુત્ર ન જન્મે કે ન જીવે તો બીજાં લગ્ન કરવાની તૈયારી હતી."

મેતાર્ય ક્ષણવાર થોભ્યો, ને પુનઃ કંઇક ગર્વ મિશ્રિત સ્વરે બોલવા માંડ્યું:

"જગતમાં જેની જોડ ન મળે એવી આ સહિયરોએ એક દહાડો વાતવાતમાં આ બીના ચર્ચી. મારી જનેતાએ પણ આપ્યું કે પોતાને પુત્ર થશે તો તે તેને આપશે. આ સોદો નહોતો, વેચાણ નહોતું; આત્મસમર્પણ હતું!"

"આત્મસમર્પણ?" મેદનીમાંથી પડઘો પડ્યો.

"હા, આત્મસમર્પણ! મારી જનેતાના દાંપત્યને પણ વર્ષો વીત્યાં હતાં, સંતાનની લાલસા એને હૈયે પણ હતી, છતાં સહિયરના સુખદુઃખમાં એ સુખદુઃખ માનતી હતી. એક રાતે એ સમર્પણ થયું. પુત્ર આપ્યો ને પુત્રી એને ઘેર ગઇ. માતાના રોગીષ્ઠ પેટની પુત્રી વધુ વખત ન જીવી. નીરોગી કાયાનું સંતાન તે હું. પણ મારી તો

બન્ને જનેતાઓ ! બન્ને મારા પિતાઓ. મારે મન કોઈ કુળ હલકું કે હીણું નથી, છતાં પહેલો હું મેત ! વિરૂપા મારી જનેતા ! હું મેતાર્ય નહિ પણ મેતારજ !"

આખી મેદની હજી ય મંત્રવત સ્તબ્ધ હતી. કેટલાયની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં હતાં. મગધરાજે ગળગળે અવાજે હુકમ કર્યો: "વિરૂપાને અહીં તેડાવો !"

રાજસેવક અંદર જઈ થોડીવારમાં પાછો આવ્યો, એણે કહ્યું: "મહારાજ, વિરૂપા હવે આ સંસારમાં નથી. એનું ચિંતા ને મમતાથી જર્જરિત હૈયું પોતાની સહિયર અને પુત્રની આ નાલેશી ન સહી શક્યું; એટલે ભાંગી પડ્યું. રાજવૈદ્યોનો આ અભિપ્રાય છે."

"માતંગને બોલાવો !"

માતંગની શોધખોળ ચાલી, પણ એ ન જાણે કયા ઊંડા વિચારની ગર્તામાં સરી પડ્યો હતો, એને પોતાના લાગણીવેડાના ગંભીર પરિણામનું જોખમ માલૂમ પડી રહ્યું હતું.

"મેતાર્ય ક્યાં ?"

મેતાર્ય પણ ત્યાં નહોતો.

મગધરાજ અંદર અંતઃપુરમાં જવા પીઠ ફેરવતા હતા કે કોઈ રૂપેરી ઘંટડી જેવો અવાજ સંભળાયો.

"મહારાજ, અમે મેતપુત્રને નહિ પરણીએ."

અને એવા અનુક્રમે સાત અવાજ આવ્યા. પૂર્ણચંદ્રના જેવા મુખવાળી સાતે રમણીઓના સુંદર કપોલપ્રદેશ ઉપર સ્વાતિના બિંદુ જેવાં બબ્બે ચાર ચાર આંસુઓ દીપકના પ્રકાશમાં મોતી જેવાં ઝળહળી રહ્યાં હતાં.

અંદરથી ઉતાવળો અવાજ આવ્યો.

"વિરૂપા મરી ગઈ!"

"બિચારી દુઃખિયારી! છૂટી!" દાસીઓ એકબીજાને કહેવા લાગી.

"કોણ મર્યું? વિરૂપા?" મેતાર્ય અંદરના ખંડમાં જતો બોલ્યો.

"વિરૂપા ન મરે! મને કહ્યા સિવાય એ ન મરે!" માતંગ મૂઢની જેમ બોલતો બોલતો મેતાર્યની પાછળ ચાલ્યો.

"શું વિરૂપા મરી ગઈ?" મહામહેનતે ભાનમાં આવેલાં શેઠાણી આટલું બોલી પુનઃ બેભાન બની ગયાં. આ વખતે એમનો દેહ વિશેષ ઠંડો પડતો ચાલ્યો હતો.

"હાય, હાય! ન જાણે આજે કેવો દિવસ ઊગ્યો છે. મારું તો સર્વસ્વ જવા બેઠું છે." ધનદત્ત શેઠે કપાળ કૂટયું. રાજવૈદ ત્યાં ઉપસ્થિત જ હતા. ઉપચારો ચાલુ કર્યા, પણ દર્દ કંઈ અનોખું હતું. ઠંડુ પડતું જતું શરીર અનેક માત્રાઓના અનુપાન પછી પણ ઉષ્મા પકડી શકતું નહોતું.

અંદરના ખંડમાં વિરૂપા એક સાદા બિછાના પર સદાને માટે સુખની નિદ્રામાં સૂઈ ગઈ હતી. એના મુખ પર વ્યથા કે વિકૃતિના બદલે સૌમ્યતા છવાઇ રહી હતી. મહા ઊંઘમાં પોઢી હોય એમ એ સૂતી હતી.

'વીરુ' વજ્ર છાતીનો માતંગ ઢીલો પડી ગયો. એણે એક કરુણ ચીસ પાડી, પણ એ ન આગળ વધી શક્યો કે ન ઊભો રહી શક્યો. કંઈ વિચારમાં ચડી ગયો. એના હોઠ વગર અવાજે ફફડવા લાગ્યા. એની સૂકી આંખોના ડોળા ચારે તરફ ઘૂમવા લાગ્યા. એ

ન બોલ્યો, ન રડ્યો કે ન છાતી કૂટી ! જીવન સર્વસ્વ સખી વિરૂપા સદાને માટે છૂટતી હતી, છતાં દોડીને એને ભેટી પણ ન શક્યો !

અરે, એ તો પાછો વળ્યો. કંઈ બડબડતો, હાથના વિચિત્ર પ્રકારના ચેનચાળા કરતો બહાર નીકળ્યો. ગામની આંખે ચડેલા આ પ્રેમી યુગલનો આવો કરુણાંત ટીકાખોર લોકો પણ જોઈ ન શક્યા. બહાવરા જેવો માતંગ સીધો પોતાને ઘેર પહોંચ્યો.

મહામંત્રીએ માતંગને રોકવા ઇચ્છયું, પણ તેમ ન થઇ શકયું. મેતાર્યની આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી. ખુદ મગધરાજ ને રાણી ચેલ્લણા રડી રહ્યાં હતાં. એ આંસુ અમુલખ હતાં. ખુદ દેવોને પણ દુર્લભ હતાં. દુર્લભ એ માટે હતાં કે એ આંસુ વેદવારાથી કમનસીબ લેખાયેલી, સદા દૂર રખાતી એક મેતરાણી પામતી હતી. સર્વજ્ઞનો એક સુંદર બોધપાઠ જાણે આ અભણ, તુચ્છ અજ્ઞાન નારી મગધની મહાપ્રજાને પ્રબોધી રહી હતી.

અંતરવલોવતું આ દશ્ય અવર્ણનીય હતું. આખરે સંસારની અસારતાને જાણનાર મહામંત્રીએ સહુને ધીરજ આપતાં કહ્યું:

“ વિરૂપા તો જીવી ગઈ. આવું મૃત્યુ તો હજાર હજાર જીવન કરતાં મૂલ્યવાન છે. એક મનુષ્ય ને બીજો મનુષ્ય: મનુષ્ય રીતે એ વચ્ચે કોઈ જાતનો ભેદભાવ પાડી શકાતો નથી. માણસ આખરે માણસ છે, ને આખરે એક જ રૂપ પામે છે. વિરૂપાએ આ માનવ માત્રના ઐક્યનો અમૂલો પાઠ આપ્યો છે. મેતાર્ય, ધૈર્ય ધારણ કરો ! ચાલો, તમારી માતા બેભાન પડ્યાં છે. પેલી શિબિકાઓમાં નાનાં મૃગબાળ જેવી સાત સાત સુંદરીઓ ન જાણે કેવી મુંઝાઈ રહી હશે. ”

પણ મેતાર્ય ત્યાંથી ન ખસ્યો. મહામંત્રી એકલા શિબિકાઓની પાસે આવ્યા.

ઝગમગતી મશાલોનો પ્રકાશ હારબંધ ઊભેલી પાલખીઓ ઉપર સંતાકુકડી રમતો હતો. હવાની લહેર સાથે નાચતી એ જ્યોતોનો પ્રકાશ પાલખીમાં બેસનારીઓના ગૌર કપોલપ્રદેશ પર જાણે આછી ગુલાબી ઝરાની શેતરંજી બિછાવી રહ્યો હતો.

"પુત્રીઓ, નિશ્ચિંત રહેજો! સહુ સારાં વાનાં થશે." મહામંત્રીએ સાન્તવન આપ્યું ને તેઓ અંતઃપુરમાં પાછા આવ્યા. અંતઃપુરનું દૃશ્ય મર્મભેદક હતું. વિરૂપા મૃત્યુ પામેલી પડી હતી. બહારથી શેઠાણીને પણ અહીં બેભાન અવસ્થામાં આણવામાં આવ્યાં હતાં.

ધીરજના સાગર મેતાર્ય ધ્રૂસકે ધ્રૂસકે રડી રહ્યા હતા. મહામંત્રી જેવા નિર્મોહી ને સારાસારના જાણકારની આંખોના બે ખૂણા પણ ભીના થયા. એમણે મેતાર્યને ઊભા કર્યા ને આ ઘેલછા છોડી દેવા સમજાવતાં કહ્યું:

"મેતાર્ય, વિરૂપાનું આત્મસમર્પણ અજોડ છે. જગતની મહાન નારીઓમાં એ આદર્શરૂપ છે. પ્રભુનો ઉપદેશ એણે પચાવ્યો હતો; પણ હવે એની અન્તિમ ઇચ્છાને માન આપો! ચાલો ફરીથી વાજાં વગડાવો! મેતાર્ય, ઘોડે ચડી જાઓ! આજનું લગ્નમુહૂર્ત અફળ ન થવું ઘટે. ઘોડે ચડેલો વરરાજા પાછો ન ફરે. સપ્તપદી પૂરી થઈ જવા દો, ભલે આજે આખો વરઘોડો મહારાજાનો મહેમાન બનતો. આ ક્રિયા બાદ વિરૂપાની અન્તિમ ક્રિયા પતાવી લેવાશે."

"મહામંત્રીજી, મિત્રધર્મમાં ન્યાયધર્મ ચૂકશો મા! મને વરવા આવેલી કન્યાઓ અને તેમનાં માબાપોએ નગરશેઠના પુત્રને પસંદ કર્યો હતો, મેતકુલોત્પન્ન મેતારજને નહિ! વિરૂપાનો સિદ્ધાન્ત હતો કે એકબીજાના ત્યાગ ને બલિદાન ઉપર આ સંસાર ચાલે છે. મારે પણ એ સિદ્ધાન્તને જીવ સાટે જાળવવો ઘટે."

"બોલાવો એ કન્યાઓને! અહીં જ તેમને પૂછી લઈએ."

દાસીઓ કન્યાઓને લાવવા રવાના થઈ, અને થોડી વારમાં એ રૂપનો રાશિ ત્યાં આવીને ખડો થઈ ગયો. સાચા સૌંદર્યની મજા એ છે કે એ ગમે તેવા ભાવમાં અનોખી સુંદરતા જન્માવે છે. એકે એક કન્યાના ગાલ ઉપર શરમ અને લજ્જાની લાલ ચીમકીઓ ઊઠી આવી હતી.

" પુત્રીઓ, શરમાશો મા ! તમે મેતાર્યને મેતકુલમાં જન્મેલો જાણ્યા પછી પણ પરણવા તૈયાર છો ? "

થોડીવાર તો કોઈ ન બોલ્યું અને પછી જાણે ચાંપ દબાઇને કોઈ સપ્તમુખી યંત્ર એક સાથે ગૂંજી ઊઠ્યું. " ના ! "

" તમારી ઇચ્છા મુજબ જ થશે, ગભરાશો નહિ, પણ પુત્રીઓ ! તમે તો પ્રભુ મહાવીરની અનુયાયી છો. કુળ ને ગોત્ર હજી ય પ્રિય છે ? "

કન્યાઓ પગની પાનીઓ પર મૂકેલી મેંદી સામે જોઇ રહી. એ ગુલાબી પાનીઓ કમળપુષ્પને પણ શરમાવતી હતી.

તેઓ સ્તબ્ધ હતી. એમના હૃદયમાં અજબ મનોમંથન ચાલી રહ્યું હતું. સામે જ કદાવર, પ્રચંડ, સશક્ત, જોતાં જ મન મોહી જાય તેવા પૌરુષભર્યો મેતાર્ય ખડો હતો, શું કરવું ને શું ન કરવું ?

કન્યાઓ તદ્દન મુંઝાઇ ગઈ. વર્ણ ને ગોત્રના હાઉ સિવાય એમને મેતાર્યને પરણવામાં કોઈ વાંધો નહોતો.

" હજી વખત છે. એમને વિચાર કરી લેવા દો ! ચાલો, પ્રથમ વિરૂપાની અન્તિમ ક્રિયા ઉજવીએ. " મહામંત્રીએ રસ્તો કાઢ્યો. એમણે વિચાર્યું કે ગમે તેવી ભારે બીનાને સમય હળવી બનાવે છે, આજનો સંકોચ કદાચ કાલે ન પણ રહે !

" બહુ સારું ! " મગધરાજને કોઈ વાતમાં વાંધો નહોતો.

સાતે રૂપવતી કન્યાઓને અંતપુરમાં રહેવાનું સ્થાન કાઢી આપ્યું.

વિવાહોત્સવના રૂપમાં આવેલ આખું નગર હવે ધીરે ધીરે ડાઘુના રૂપમાં પલટાઇ ગયું.

રાત વીતવાની રાહ જોતા સહુ જ્યાં હતા ત્યાં ગોઠવાઈ ગયા. આખી રાત કોઇને નિદ્રા ન આવી.

ધનદત્ત શેઠનાં પત્નીના ઉપચાર ચાલુ હતા, પણ પોતાની પ્રિય સખી ચાલી ગયાના સંતાપમાં એ કંઈ કારી કરતા નહોતા. એએક વાર કંઈક ચેતન આવ્યું, પણ એ તો બુઝાતા દીપકના ભડકા જેવું હતું.

દૂર દૂર આકાશમાં રાત્રીનો શ્યામ અંચળો ભેદીને ઉષાએ મોં બહાર કાઢયું. વિરૂપાની ઉત્તરક્રિયાઓ ચાલુ થઇ, ત્યાં સમાચાર આવ્યા કે શેઠાણી અવસાન પામ્યાં છે.

બે સખીઓ સાથે ચાલી. જીવનમાં એક થઇને રહેનારીઓએ મૃત્યુમાં ય સાથ ન છોડયો.

“ ઊના પાણીના ઝરાઓને કાંઠે, ‘મહાતપોપતીર’ તીર્થની પાસે બંનેની ચિતા ખડકાવજો ! દેશદેશના યાત્રાળુઓ આવે ત્યારે મગધની આ બે મહિમાવંતી નારીઓને પણ યાદ કરે.” મગધરાજે આજ્ઞા કરી.

રાત વીતતાં, મહામંત્રીની આગેવાની નીચે શ્મશાનયાત્રા નીકળી. જીવનભર નગરને એક છેડે બધાથી દૂર વસી રહેલ રૂપવતી ને ગુણવતી વિરૂપાને શોભાવનારી એ યાત્રા હતી. એનું જીવન અને ઘટનાઓ સાંભળી સાંભળીને લોકોની આંખોમાં આંસુ ઊભરાઇ આવતાં. કુળ અને ગોત્રની નિરર્થકતા હવે તેમને સાકાર થતી હતી.

પણ પેલો લહેરી માતંગ ક્યાં ? વિરૂપાની એકાદી વાળની લટ ઉપર જાન દેનારો માતંગ આજે ક્યાં હશે ? એને તો ન્યાય જોઈતો હતો તે !

ગંગાનો એક નાનો પ્રવાહ મહાપ્રવાહથી છૂટો પડી નાની ગિરિકંદરાઓમાં વળતો હતો. આ પ્રવાહ નાની નાની ટેકરીઓ વીંટીને વહેતો હતો, ને એ ટેકરી પરનાં નાનાં આંબાવાડિયામાં ઊના પાણીના ઝરા ખળખળ નાદ કરતા વહેતા હતા. આ ગિરિકંદરાઓના મુખભાગ પર જ 'મહાતપોપતીર' આવેલું હતું. અહીં ગોપલોકો ધણ ચારવા આવતા. યાત્રીઓ દર્શનાર્થે આવતા. રોગીઓ રોગશમન માટે આવતા.

આ સુંદર સ્થળની એક નાની ટેકરી પર કે જ્યાંથી આ તીર્થ થોડે દૂર હતુંઃ બે ચંદનકાષ્ટની ચિતાઓ રચવામાં આવી. સ્મશાનયાત્રામાં સાથે આવેલ નગરલોકો સુગંધી વસાણાં ને ચંદનકાષ્ઠ પણ પોતાની સાથે લાવ્યા હતા. સહુએ મરનારાઓને એ રીતે અંજલિ આપી.

મેતાર્યે બંને માતાઓને માથું નમાવતાં અગ્નિસંસ્કાર કર્યો. ચિતા ભભૂકી ઊઠી. ઘૃતના કુંભ રેડાવા લાગ્યા. મૃત્યુ શાન્તિનો જાણે છેલ્લો યજ્ઞ મંડાયો. એ યજ્ઞમાં પ્રેમની વેદી પર બલી થનારી મગધની બે મહાનારીઓ હતી.

આખરે ચિતાએ પોતાનું કામ પૂરું કર્યું.

વિરૂપા ?

જાણે દિગંત પડઘા કાટતું હતું. વૃક્ષો ડાળીઓ નમાવીને આક્રંદ કરતાં હતાં. કાગાનીંદરમાં લોકોને સદા સંભળાતો પેલો મીઠો સૂર યાદ આવતો હતો. એ સૂરમાં કેવી ઊંડી ને પવિત્ર છાપ એ પાડતી હતી !

પણ આ બધાં રોદણાં આજે શા કામનાં !

નગરલોક મરનારાઓના જીવનની સદા જ્વલંત જીવનજ્યોતો સાથે ગામ તરફ વળ્યું, પણ મેતાર્ય ત્યાં જ ઊભા રહ્યા. મહામુશ્કેલીએ અહીં લાવવામાં આવેલો માતંગ થોડે દૂર ટૂંટિયું વાળીને

બેઠો હતો. એને પોતાની ભૂલનો પારાવાર પશ્ચાત્તાપ થઇ રહ્યો હતો.

વસંતઋતુનો મીઠો વાયુ ચિતાને હવે બુઝવતો હતો ને સરિતાનાં નીર મેતાર્યના વ્યાકુળ હૃદયની જેમ ઊછળી ઊછળીને કિનારો કાપતાં હતાં. આખરે તો ભસ્મ પણ હવામાં ચાલી જવા લાગી.

પણ એ ચંદનરજ જેવી ભસ્મમાંથી ય* 'મહાતપોપતીર'ના વાયુમંડળમાં જાણે એક ગીતના અશ્રાવ્ય મધુર સ્વરો રેલી રહ્યા હતાઃ

" થનગન વનમાં નાચે વસંતડી,
હૈયાની કૂંજ મારી હુલે ઝૂલે."

* આ ઊના પાણીના ઝરાઓ મહાન યાત્રીઓ ફાહ્યાન અને હ્યુએન-સંગે જોયેલા ને તેણે પોતાના પ્રવાસવર્ણનમાં નોંધેલા છે.

## કાળો આકાર

[ ૧૯ ]

રાજગૃહીને માથે આવી એક શોકભરી રાત્રીનો શ્યામ પડદો પથરાઈ રહ્યો હતો. દેવાલયોના છેલ્લા ઘંટારવ હમણાં જ શમી ગયા હતા, ને તુરીઘોષ વાગવાની તૈયારીમાં હતો. કોટના કાંગરે પ્રગટાવેલા દીપકો ધીમા ધીમા ઝળહળી રહ્યા હતા. રાજમહાલયના બૂરજો ઉપર તો દીપકોનો કંઈ પાર નહોતો, જાણે રોજ ત્યાં દીપાવલિ રચાતી.

રાત વધતી ચાલી. શેઠાણી ને વિરૂપા જેવી બે આદર્શ સખીઓના મૃત્યુનો શોકસમય પળાતો હોય તેમ રાજગૃહીનાં રાજભવનોમાં નૃત્યગીત બંધ હતાં. મેતાર્યની કુળહીનતા જાણે પ્રગટ થઈ ને પરોક્ષ થઈ ગઈ હતી અને કન્યાઓના દિલ પરથી પણ આ બે સખીઓના સ્વાર્પણે એવો ભારે બોજ હળવો કર્યો હતો. છતાં લગનના દિવસો દૂર ઠેલાયા હતા. કન્યાઓ રાજકુલની મહેમાન બની હતી.

આવી એક રાત આગળ ને આગળ વધતી જતી હતી. તૂરીઘોષ પણ વાગી ગયો હતો ને રસ્તાઓ નિર્જન બન્યા હતા. ધીરે ધીરે દીપકો ઝાંખા પડતા ગયા, ને મધરાતે તો આકાશમાં તારલીયાઓ સિવાય કોઈ ન રહ્યું. ચોકીદારોએ દરવાજા બંધ કર્યા. દુર્ગના એક છેડે આવેલાં નૃત્યઘરો તરફથી કોઈક કોઈક ઘેલાઓ આવતા—જતા. રૂપ-જીવિનીઓના આવાસો પણ હવે સૂના થયા હતા.

આવા ઘોર અંધકારમાં રૂપજીવિનીઓના નિવાસસ્થાનોની બાજુમાં કોઈ કાળો આકાર ઘૂમી રહ્યો હતો. એની પડછંદ ઊંચાઈ એમ મનાવવા પ્રેરતી હતી કે એ પુરુષ હશે. તીર જેવી ઝડપ અને સસલા જેવી ચકોરતા દર્શાવતાં હતાં કે એ પડછાયો કોઇ ભૂત-પ્રેતનો નહિ; પણ કાબેલ વ્યક્તિનો હશે.

કોઈ નિશાચર હશે, એમ સહેજે કલ્પના થઇ આવે, અને તેમાં પણ આવે સ્થળે કોણ સારો માણસ રખડે ! સારા માણસને આવા સ્થળે આવવાનું કામ શું ? મગધની મહાનગરીમાં, મહામાત્યની જાગતી ચોકીમાં કાળા માનવીની તો ફરવાની શી મજાલ ! અરે, નક્કી કોઈ ભૂત હશે. પૃથ્વી પર ભમવા આવી ચડ્યો હશે. પણ આ પ્રશ્ન કરનાર ત્યાં કોઈ નહોતું. કાળો આકાર ધીરે ધીરે રૂપજીવિની-ઓના આવાસો વટાવી ગયો. એનાં પગલાં મક્કમ હતાં, એની દિશા ચોક્કસ હતી.

ધીરે ધીરે એ નર્તકીઓના આવાસ તરફ વળ્યો. કેટલીક પરદેશી પ્રીતમો માટે સજેલા સાજ ઉતારીને છેલ્લો આરામ લેવાની તૈયારીમાં હતી. મુખમોહિની અને ભપકા માટે રંગ, રાગ અને કાજળથી પોતી નાખેલા દેહને ઘણીખરી શ્રમપૂર્વક ધોઈ રહી હતી. વય બધાની ખીલતી હતી, અને સંસારમાં સ્વર અને સૌંદર્યની આ કિન્નરીઓનું દિલ કોના ઉપર હશે, તે કળી શકાવું શક્ય નહોતું.

સુવાસિત જળભર્યા કૂંડમાં માંસલ ગૌર પગથી છબછબિયાં કરતી એક નર્તકીએ સહેજ કંટાળા પૂર્વક કહ્યું:

“ સુનેત્રા, પ્રવાસીઓની તો કંઈ ખોટ નથી, પણ લીધેલું કામ પૂરું ન થયું. પેલો પરદેશી સાર્થવાહ ન દેખાયો તે ન દેખાયો.”

“ દેવદત્તા, એ પરદેશી સાર્થવાહ તે જ ચાલાક ચોર રોહિણેય એમ કેમ માન્યું ? ”

" બુદ્ધિનિધાન મહામંત્રીની એ જ બલિહારી છે. મેં આપણે ત્યાં આવેલા તમામ પરદેશીઓનાં ભૂર્જપત્ર પર આળેખેલાં ચિત્રો બતાવ્યાં. એમણે એ છબી જોતાં જ કહ્યું કે એ જ રોહિણેય ! અદ્ભુત વેશપલટો કરનાર !"

"દેવદત્તા, તને તો એના પર ખૂબ હેત હતું. અને આજે એનું જ ગળું કાપવા તૈયાર થઈ બેઠી !"

" ગમે તેમ તો ય આપણે તો રાજગૃહીનાં પ્રજાજન ! આપણાં ય કર્મધર્મ ખરાંને ! રાજઆજ્ઞા માટે તો મસ્તક આપવું પડે ! પણ બેન, મને એક વાતની ખાતરી થતી નથી. ચોર થઈને આટલો ચતુર ! અને કદાપિ ચતુર તો હોય પણ આટલો સંયમી !" વાત કરતી કરતી દેવદત્તા જરા પાસે સરી અને સુનેત્રાના કાન પાસે મુખ રાખી કહ્યું:

" અલી, મારી અનેકવાર માગણી છતાં, અરે, જે દેહની પ્રાપ્તિ માટે મોટા મોટા શાહ સોદાગરો સહસ્ર સુવર્ણમુદ્રાઓ ન્યોછાવર કરવા તૈયાર છે, એ દેહ અર્પણ કર્યા છતાં એણે કદી મારો સ્વીકાર કર્યો નથી."

" બેન, તો તો નક્કી મહામંત્રી ભૂલ્યા. ચોર બદમાશનો તો મને ચિર પરિચય છે. બહાર રોજ ખૂનનાં ખૂન કરતાં ન અચકાય એવા બહાદુરો આપણી સુલલિત દેહલતાઓ જોતાં જ જાણે રાંકમાંના રાંક થઇ જાય છે ! આપણી વેણીનું એકાદ ફૂલ ચૂંથતાં પણ ધ્રુજે ! એક ચોર અને આટલો સંયમ, મને તો અશક્ય લાગે છે !"

" સુનેત્રા, મહામંત્રી ભૂલે એમ પણ બનવું અસંભવ છે. એ કંઇ આપણાં જેવાં કેવલ ચર્મચક્ષુનો ધણી નથી. એનાં ચક્ષુ તો આકાશ–પાતાળ નિરખે છે. એ પરદેશીનું અડધું વર્ણન મેં કર્યું, ને બીજું બધું એમણે કર્યું, જાણે કોઈ વર્ણન કાવ્ય હોય તેમ તેની

સાક્ષાત્ મૂર્તિ ખડી કરી દીધી!"

"એક ચહેરામહોરાના બે માણસ કેમ ન હોય? ઘેલી થઈ છે તું. હજારોમાં મહાભાગ્યે મળી આવતા આવા એકાદ રસિયા પ્રીતમને ભૂજામાં દબાવી નિત્યની આ અનિચ્છનીય પ્રવૃત્તિમાં સુખની સરિતા લહેરાવવાને બદલે આ માથાકૂટમાં તું ક્યાંથી પડી?"

"એ ન બને! મેં તો બીડું ઝડપ્યું છે! એ અહીં આવે એટલે પકડાવે જ છૂટકો! દિવસો કેટલા વીતી ગયા. મહામંત્રી રાત-દહાડો એના જ વિચારમાં ને શોધમાં ઘૂમે છે."

"હા, હા, હા." એકાએક આવાસના દ્વાર પર મંદ રીતે હસવાનો અવાજ સંભળાયો. યુવતીઓ છળી ગઈ.

શેરીઓમાં ભમતો પેલો આકાર જ અહીં દેખાયો હતો. ઘનઘોર રાત, ને આવાસનો ચોકીદાર નિરાંતે કુંભકર્ણી નિદ્રામાં પડ્યો હતો.

યુવતીઓ એકદમ ચીસ પાડી ઊઠી.

ઊંઘતો ચોકીદાર સફાળો જાગી ઊઠ્યો. આવા અનેક પ્રસંગોએ તાત્કાલિક ઈલાજો લેવા માટે ટેવાયેલો એ મોંમાંથી બીભત્સ શબ્દો કાઢતો મોટી છરી સાથે ત્યાં આવી પહોંચ્યો. પણ લેશમાત્ર ગભરાયા વગર, કંઈ પણ અવાજ કર્યા વગર પેલો આકાર આગળ વધ્યો. જાદુગર જેવી કરામતથી છરો ખૂંચવી લીધો અને હાથી જેમ કમળફૂલને ઊંચકી ફેંકી દે એમ એને ઊંચકી બહાર ફેંકી દીધો. ચોકીદાર ઊંધે માથે પડ્યો.

"દેવદત્તા, પિછાની લે! હું જ પેલો પરદેશી સાર્થવાહ! મને ફસાવવાનું બીડું ઝડપી બેઠી છે, તે હું જાણું છું: પણ તું મને પકડી લે, તે પહેલાં હું તને પકડી જાઉં. ચાલ! તને મારા મજેદાર ઘરમાં લઈ જાઉં! તારા હજાર હાથવાળા મહામંત્રી તને છોડાવવા ત્યાં

આવશે. બીકું તો સુંદર ઝડપ્યું હો ! " પેલો આકાર બોલતો હતો. અરે, પણ આ ચોરડાકુની ભાષા ન હોય. એ શબ્દોમાં સંસ્કાર ગાજતા હતા. ઝનૂન નહોતું—સૌમ્યતા હતી. પણ આ બધું જાણવા પેલી યુવતી સચેત ન હતી. એ તો ક્યારની ય બેભાન બનીને ઢળી પડી હતી.

કાળો આકાર આગળ વધ્યો. એણે ફૂલની જેમ યુવતીને ઊંચકી લીધી. પોતાના અંધાર પછેડામાં લપેટી લીધી, અને સડસડાટ શેરીઓ વીંધતો એ પાછો ચાલ્યો.

શેરીઓ ને ગલીઓ પસાર કરતો એ આકાર રાજમહેલના બગીચાની દિવાલ પાસેથી પસાર થઈ રહ્યો હતો કે અચાનક પડકાર સંભળાયો.

" કોણ છે એ ? "

કોઇ અંધારામાંથી બહાર નીકળી આવ્યું. પણ પેલો કાળો આકાર તો ઝડપથી આગળ વધવા લાગ્યો.

નક્કી કોઇ ગુનેગાર ! બગીચાની દીવાલમાંથી જાણે કોઈ બહાર આવ્યું. સીધો સપાટો આકારના માથા ઉપર ! પણ આકારે વીજળીની ઝડપે હાથમાંની વસ્તુ જમીન પર સેરવી, દાવ લઇ લાઠીનો ઘા ખાલી કર્યો. અને જોતજોતામાં અંધારામાં લાંબી તલવાર લપકારા મારવા લાગી. પેલા આકારે વિચિત્ર અવાજ કાઢતાં ધીરેથી કહ્યું:

" તારા માર્ગે જા ! મોતને ન બોલાવ ! "

" મોતથી ડરે એ બીજા ! રાજગૃહીની શેરીઓમાં શેતાન ભમે છે એ વાત મેં જાણી લીધી છે. જાન જાય તો પણ આજ નહિ છોડું ! " અને આવનારે લાઠી ઘુમાવી. સીધો ફટકો માર્યો, પણ પેલાએ તલવાર પર ઝીલી લીધો. તલવાર અને લાઠી બન્ને હાથમાંથી છૂટી દૂર પડયાં ! એટલામાં પેલી સ્ત્રી જાગી ઊઠી. એણે ચીસ નાખી. સ્ત્રીનું

અપહરણ! મહારાજાના રાજ્યમાં!

આવનાર ઝનૂન પર ચડ્યો. એણે છરી કાઢી. પેલા આકારે ઊછળીને એનો હાથ પકડી લીધો. પણ હાથ પકડવા જતાં બુરખો સરી પડ્યો, તારાના પ્રકાશમાં એ એકદમ ઓળખાઈ ગયો.

"કોણ, તું રોહિણેય!" અને આવનાર ઝનૂનપૂર્વક સામે ધસ્યો.

મદમસ્ત વનહસ્તિઓના દ્વંદ્વ જેવું દ્વંદ્વ મચ્યું. આવનાર પણ પડછંદ શરીરનો હતો. એના સુદીર્ઘ બાહુ ને દાવપેચ લડાવવાની હિકમત એને વગર કહ્યે અજબ ખેલાડી તરીકે ઓળખાવતી હતી. કેટલીએક પળો આ રીતે વીતી ગઈ.

ભૂમિ પર પડેલી દેવદત્તા ધીરે ધીરે જાગ્રત થઈ રહી હતી. પણ આ દ્વંદ્વ તરફ એની નજર પડતાં પુનઃ ચીસ પાડી ઊઠી.

કાળો આકાર હવે કંઇ નવા દાવપેચમાં હતો. એણે જોયું કે આ રીતનું દ્વંદ્વ લંબાય તો વધુ મદદ આવી પહોંચે ને પોતે ઘેરાઈ જાય. એણે તરત એક અવળી ગુલાંટ ખાધી, અને સહેજ સરક્યો. દીવાલ પાસેથી સરી આવનારે એને ચિત કરવાનો સુંદર પ્રસંગ જોઈ એકદમ કૂદકો માર્યો. પણ પેલો જમીન પર સાપ પેટભર સરી જાય એમ સરી ગયો. કૂદકો નિષ્ફળ ગયો.

અને એ નિષ્ફળતાએ પેલા કાળા આકાર માટે માર્ગ કરી દીધો. વીજળીવેગે એ ઊભો થયો ને નાઠો. સામનો કરનાર બાજી બગડેલી સમજી ગયો ને એણે ઉતાવળો એક ચિત્કાર કર્યો.

ચિત્કારની સાથે આજુબાજુથી સૈનિકો દોડી આવ્યા. તેઓએ આસમાની દીવાનું અજવાળું ચારે તરફ ફેંકવા માંડ્યું. અને તેઓએ જે જોયું તેથી આશ્ચર્યમાં ડૂબી ગયા.

"કોણ મહામંત્રીજી!"

"વિલંબ પોસાય તેમ નથી. જલદી અશ્વ લાવો! મગધનો ચોર રોહિણેય નાઠો છે."

"રોહિણેય!" સૈનિકોનાં મોં ફાટયાં રહ્યાં.

"વિચારવાનો વખત નથી. હું એની પીઠ પકડું છું, તમે અશ્વ સાથે દરવાજે ભેગા થાઓ."

"જેવી આજ્ઞા!" સૈનિકો એટલું બોલી એકદમ અશ્વશાલા તરફ ચાલ્યા ગયા.

આ આજ્ઞા આપવામાં પળવારનો વિલંબ થયો, પણ એટલી-વારમાં તો રોહિણેય ઠીક આગળ વધી ગયો હતો.

રાજગૃહીના ઊંચા આવાસો ને ટૂંકી કેડીઓની વચ્ચેથી રોહિ-ણેય પવનવેગે ઊડયો જતો હતો. પણ પળવારમાં તો આખા રાજ-ગૃહીના ચોકીદારો સચેત બની ગયા હતા. જમીન પરનો માર્ગ ભયભરેલો કલ્પી રોહિણેયે માર્ગ બદલ્યો. એ નિમિષમાત્રમાં એક ઊંચા આવાસની અગાસી ઉપર ચઢી ગયો, ને ત્યાંથી વાનરની જેમ કૂદતો રાજગૃહીને વીંધવા લાગ્યો.

પૂરેપૂરું અનુસંધાન રાખીને મહામંત્રી આગળ વધતા હતા. વસંતની સુંદર રાત્રી હતી, ને ઘણાં દંપતિઓ રસભર્યાં પ્રહરો વીતાવી હમણાં જ ગાઢ નિદ્રામાં પડયાં હતાં. એમનાં વસ્ત્રો અસ્તવ્યસ્ત હતાં ને કેટલાંક તો એવી સ્થિતિમાં સૂતાં હતાં કે નજર નાખતાંની સાથે જ રોહિણેય ત્યાંથી આગળ વધી જતો.

રાવણની લંકા માથે કૂદતા હનુમાનની કલ્પના રોહિણેય પૂરી પાડતો હતો. એની પાસે કોઈ અપૂર્વ લબ્ધિ હોય કે એના ચપળ પગમાં કોઈ યંત્ર હોય, જે તે ચાંપ દબાવતાં જ રોહિણેયને ઉછાળી એક આવાસથી બીજા આવાસ પર પહોંચાડી દેતું હોય તેમ લાગતું હતું.

મહામંત્રી એને કેમ પકડવો તેના વિચારમાં આગળ વધતા હતા.

સૈનિકો અશ્વ સાથે આવી પહોંચ્યા હતા.

રોહિણેય રમતવાતમાં રાજગૃહીના આવાસો વટાવી ગયો. કિલ્લો વટાવતાં પણ એને શ્રમ ન લાગ્યો. કિલ્લાની બહાર મોટું વિસ્તૃત મેદાન હતું, પણ તે રસ્તે ન જતાં એણે નવો માર્ગ લીધો. એ ગંગા નદી પાર કરવા પ્રવાહમાં પડ્યો.

આજે જીવ સટોસટનું સાહસ હતું. ચાલાક રોહિણેયે રમત વાતમાં મહામાત્યની અશ્વશક્તિને નિષ્ફળ બનાવી.

"અશ્વોને પેલે પાર લાવો! બીજાં સૈનિકદળો ગિરિમાળ વીંટી લો! વાવ, નદીઓ ને પુષ્કરણીઓ પર પહેરા મૂકી દો!" મહામાત્યે એક હોડીમાં બેસતાં અને તેને રોહિણેયની પાછળ વહેતી મૂકતાં આજ્ઞા કરી.

પણ રોહિણેય તો સાગરનું જળચર હોય તેમ તરવા લાગ્યો. કદી દેખાય, કદી ડૂબી જાય, ક્યાંક પરપોટા ઊડાડતો ઊડાડતો આડે રસ્તે આગળ વધે. હોડી અત્યંત ઝડપથી આગળ ધસતી હતી. આવા પ્રબલ પરાક્રમી ચોરને જીવતો ઝાલવાની હોંશ ધરાવનાર મહામંત્રી હલેસાં દેનારને અત્યંત ઝડપ રાખવાનું કહેતા હતા.

સાગરસમી ગંગાનાં નીર મધપ્રવાહે ભયંકર રીતે ઘૂમરીઓ ખાઈ રહ્યાં હતાં. એવી ઘૂમરીઓમાં હોડી ચલાવનાર કુશળ નાવિકો પણ ઝૂકાવવાનું સાહસ ન કરતા. ગંગા નદીના આંતરપ્રવાહોથી જાણે રોહિણેય રજેરજ માહિતગાર હોય એમ એ ઘડીકમાં આ ભમ્મરથી પેલા ભમ્મરે નીકળતો.

અપૂર્વ હરીફાઈ જામી, પણ એટલીવારમાં અશ્વો ગંગા નદી

પાર કરીને સામે કાંઠે તૈયાર થઈ ઊભા રહ્યા. એ જ વેળાએ રમત રમતો રોહિણેય સામે કાંઠે બહાર આવ્યો ! પણ ત્યાં ય તે ઘેરાયેલો જ હતો.

છતાં ભય કે મૃત્યુ જેણે કદી જાણ્યાં નથી એવો રોહિણેય ખીસકોલીની ઝડપે એકદમ ઝાડની ઊંચી ડાળો પર ચડ્યો ને થોડે દૂર આવેલી અંધારી ઝાડીમાં કૂદ્યો.

પાછલી રાતે મોડા ઊગેલા ચંદ્રની રેખા આકાશમાં ચડતી હતી. એનું આછું અજવાળું ગંગાના સામા કિનારાની વનરાજિ ને ડુંગરમાળો પર વેરાતું હતું. રાજગૃહીવાળા કિનારા પર મોટી મેદની એકત્ર થયાના હોકારા સંભળાતા હતા.

ઝાડી ઘેરી લેવાનો મહામંત્રી હુકમ આપે એટલામાં તો કોઈ અશ્વારુઢ પુરુષ ઝડપથી તેમાંથી બહાર નીકળ્યો.

"એ જ રોહિણેય ! પુંઠ પકડો !" મહામંત્રીએ પ્રચંડ ઘોષ કર્યો.

વૈભારપર્વતની સાંકડી કેડી થોડીવારમાં અશ્વોના દાબલાથી ગાજી રહી. બધા પૂરવેગે ધસી રહ્યા હતા. આ ઘોડદોડ ખૂબ ચાલી, પણ ધીરે ધીરે અશ્વો અને એના સવારો ઓછા થવા લાગ્યા.

# કોણ સાચું ?

## [ ૨૦ ]

ઊંચી શિખરમાળોને ભેદીને સૂરજનારાયણે વનપ્રવેશ કર્યો ત્યારે કેવલ છ અશ્વો જ તબડક તબડક કરતા માર્ગ કાપી રહ્યા હતા. બધાના મુખમાંથી ફીણના ગોટેગોટા નીકળી રહ્યા હતા. આગળ જતો ઘોડેસવાર ને પાછળના ઘોડેસવારો વચ્ચે અંતર ઠીકઠીક હતું, પણ હવે જાણે પાછળના ઘોડેસવારો જીવ પર આવી ગયા હોય તેમ લાગતું હતું.

પાછળના અશ્વોની ગતિ વધી. અંતર ઓછું થતું ચાલ્યું, પણ પકડી પાડી શકાય તેટલું તો નહિ જ !

" મંત્રીરાજ, જીવતો કે મરેલો ! હવે લાંબો શો વિચાર કરો છો ? "

તરત જ આગળના ઘોડા પર સવાર થયેલ મહામંત્રી દોડતા ઘોડાની પીઠ પર ઊંચા થયા ને હાથમાં રહેલું મોટું 'કુંત'[1] ફેંક્યું.

પ્રચંડ ધનુષ્યમાથી ફેંકાયેલા તીરની જેમ હવામાં જબરો સૂસવાટો બોલાવતું 'કુંત' રોહિણેય તરફ ધસ્યું, પણ જીવ લઈને નાસતા એ કુશળ ચોરની ગરદનને પણ જાણે આંખો હતી. એ ચેતી ગયો ને પોતાના કાળથી બચવા નિમેષ માત્રમાં અશ્વની પીઠ

---

[1] નાનું ભાલું.

પરથી એક બાજુ ઝૂકી ગયો. કુંત સવારને બદલે અશ્વની ગરદનમાં ઊંડું ઊતરી ગયું. લોહીની ધાર વછૂટી છતાં વફાદાર અશ્વ મૂંઝાયો નહિ. એણે તો પ્રવાસ જારી રાખ્યો.

કુંતનો ઘા ખાલી જતાં રોહિણેય ફરીથી બરાબર સવાર થઈ ગયો, ને ક્ષણ માત્રમાં અશ્વની ગરદનમાંથી કુંત ખેંચી કાઢયું.

લોહીના ફુવારાઓ ઉડાડતો અશ્વ જરા ય થોભ્યો નહોતો. રોહિણેય જેવા પોતાના અસવારનું જાણે પ્રાણાર્પણથી પણ રક્ષણ કરવાનું બીડું એણે વગર કહ્યે ઝડપ્યું હતું. એ એટલા જ વેગથી આગળ દોડ્યે જતો હતો.

કેટલીએક પળો આ રીતે વીતી ગઈ. વનપ્રદેશના જાણકાર રોહિણેયે મહામંત્રી અને તેમના ગણ્યાગાંઠ્યા મદદગારોને વનની ખીણોમાં ઘાંચીના બળદની જેમ ફેરવવા માંડ્યા હતા. સૈનિકો અને તેમના અશ્વો થાક્યા હતા. કેવલ મહામંત્રી અત્યંત આવેગથી પીછો પકડી રહ્યા હતા. ચતુર રોહિણેયનો અશ્વ હવે લોહીના અત્યંત વહેવાથી અશક્ત બનતો જતો હતો. એણે પોતાનું વસ્ત્ર ફાડીને દોડતે અશ્વે પાટો વીટયો હતો, પણ ઘા સામાન્ય નહોતો. હવે અશ્વ પર ભરોસો રાખવા કરતાં એણે બીજું કંઈ વિચાર્યું.

વનની વનરાઈ ગાઢ બનતી જતી હતી. મહામુશ્કેલીએ માણસ ચાલી શકે તેવી અનેક નાની આડીઅવળી કેડીઓ પરથી તેઓ પસાર થઈ રહ્યા હતા. રોહિણેયે એક આવી કેડીનો માર્ગ લીધો, ને પળવારમાં ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો. પણ મહામંત્રી આજે તો છેલ્લો નિર્ણય કરીને નીકળ્યા હતા. રોહિણેય ન મળે તો એમના માટે પણ હવે રાજગૃહીનાં ઝાડવાં જોવાનાં નહોતાં.

તેમણે પણ અશ્વને ઝાડીમાં ધકેલ્યો, પણ અંદર જતાં તેઓ જુએ છે, તો એક ઝરણાને કાંઠે પેલો ઘાયલ અશ્વ ખાલી ઊભો હતો.

"દુષ્ટ છટકી ગયો ? નામર્દ !" અને ક્રોધે ચડેલા મહામંત્રીએ પોતાની ગરુડ જેવી દીર્ઘદૃષ્ટિ ચારે તરફ ફેંકી.

દૂર, થોડે દૂર, રોહિણેય પગપાળો નાસતો હતો. મહામંત્રીના ક્રોધનો પાર ન રહ્યો. એમણે પીઠ પરના ભાથામાંથી એક ઝીણું તીક્ષ્ણ તીર ખેંચી કાઢ્યું ને ધનુષ્યની પણછ કાન સુધી ખેંચી હવામાં વહેતું મૂક્યું.

મહામંત્રી હજી ય આવા શૂરવીરને જીવતો પકડવાનો લોભ છોડી શક્યા નહોતા. શરસંધાન એના પગ પર હતું, અને એ સંધાન અચૂક નીવડ્યું. તીર રોહિણેયના ખડતલ પગની આરપાર નીકળી ગયું.

પોતાના સંધાનની સફળતામાં મહામંત્રીએ એક અટ્ટહાસ્ય કર્યું ને એનો પીછો પકડી ઝાલી લેવા અશ્વ પરથી છલાંગ મારી નીચે ઊતર્યા. પણ આશ્ચર્ય !

રોહિણેય તીર ખેંચ્યા વગર જ, જરા ય થોભ્યા વગર દોડતો હતો. આજે એની પાસે નહોતું તીર કે તીરનું ભાથું. તલવાર, છૂરી અને ચોરીનાં બીજાં નાનાં સાધનો હતાં, તેમાં તલવાર વગેરે તો પહેલા દ્વંદ્વ વખતે જ છૂટી ગયાં હતાં. એકાદ તીર પણ પાસે હોત, એકાદ નાની કૃપાણ કે કટારી પણ હોત તો રોહિણેય અવશ્ય ભયંકર સામનો કરત ! પણ આજે તો નાસી છૂટચા સિવાય એના માટે બીજો કોઈ માર્ગ નહોતો.

ઘવાયેલા પગે નાસીને પણ એ કેટલો નાસે ! એણે વનપ્રદેશમાં ટૂંકાં ટૂંકાં ચકકરો લેવાં માંડયાં. આ પ્રદેશના બિનઅનુભવી મહામંત્રી એ રીતે જરા પાછળ પડચા, પણ એ વખતે એમને ખાતરી થઇ ચૂકી હતી કે સૈનિકોએ આખી ડુંગરમાળ ઘેરી લીધી હશે. તમામ વાવ, નદીઓ ને પુષ્કરણીઓ પર પહેરા બેસી ગયા હશે. પલ્લીવાસીઓના ગુપ્ત કૂવાઓમાં ઝેરી પદાર્થો નંખાઈ ગયા હશે. જરા વહેલા કે જરા

મોડા પણ રોહિણેયને પકડાયા સિવાય ક્યાં ય છૂટકો નહોતો.

છૂટો પડેલો રોહિણેય વનને વીંધતો હવે જરા સમસ્થલ ભૂમિ પર આવ્યો હતો. ધામ ધખતો જતો હતો. પગમાં અસહ્ય વેદના જાગતી જતી હતી. એણે ચારે તરફ દૂર દૂર જોયું. મહામંત્રી પાછળ રહી ગયા લાગ્યા, દુશ્મન લેખી શકાય તેવું કોઈ ત્યાં ન દેખાયું.

"હાશ !" કહીને રોહિણેય નીચે બેસવા લાગ્યો, ત્યાં એને કાને કોઈ મધુર અવાજ સંભળાયો. આકાશના પટ પરથી હવામાં લહેરીઓ લેતી કેટલીક જયગર્જનાઓ પણ સંભળાઈ.

"જ્ઞાતપુત્રનો જય !"

અરે, પેલા ઠગારા જ્ઞાતપુત્રની વાણી ! હત્ તારીની ! આવે કવખતે આ અપશુકન ક્યાં થયાં ? એણે તરત પોતાના કાન પર જોરથી હાથ દાબી દીધા.

પગમાં અસહ્ય વેદના જાગી હતી. ઝનૂનપૂર્વક દોડવામાં તો કંઈ ભાન નહોતું રહ્યું, પણ હવે જાણે એક ક્ષણમાં પગ થાંભલા જેવો થઈ ગયો હતો. છતાં ય કેમ થોભાય ? આ તો સિદ્ધાન્તનો સવાલ ! એણે કાયર થતા પોતાના દિલને મૂંગો ઠપકો આપ્યો.

યાદ છે ને પૂજ્ય શિરછત્ર દાદાની એ મૃત્યુવેળાની આજ્ઞા ? સ્મરણમાં છે ને બધાની વતી પોતે લીધેલી પ્રતિજ્ઞા ! અરેરે ! એ જ્ઞાતપુત્રની વિરુદ્ધ કશું ય થઈ શક્યું નહિ ! એના પરમ ઉપાસકોને પણ હું હાનિ પહોંચાડી શક્યો નહિ ! અને અત્યારે એક પગ ખાતર પ્રતિજ્ઞાનો ભંગ કરું ! પગ તૂટી પડે તો પણ શું ? એણે કાન પર સખત રીતે હાથ દાબીને આગળ વધવા ઇચ્છ્યું, પણ એ યોદ્ધો આજે લાચાર બન્યો હતો. પગ જ ન ઊપડ્યો.

ફરીથી એણે એ રીતે કાન પર હાથ રાખી આગળ વધવા પ્રયત્ન કર્યો; પણ શરીર પાસે મનને નમવું પડ્યું. વખત વીતતો

જતો હતો, એમ પીછો પકડનારા પણ નજીક આવી પહોંચવાની સંભાવના વધતી જતી હતી.

નિરુપાયે, પોતાના આવા કમજોર શરીરને ધિક્કાર આપતો રોહિણેય નીચે બેસી ગયો ને જે દિશામાંથી અવાજ આવતો હતો તે દિશાના કાન તરફ હાથ મૂકી પગમાંથી તીર કાઢવા લાગ્યો, પણ તીર તો બે બાજુ નીકળ્યું હતું. એક હાથે ખેંચી શકાય તેમ ન લાગ્યું.

આખરે એણે બે હાથે કાઢવા પ્રયત્ન કર્યો, પણ ત્યાં તો જે અવાજ નહોતો સાંભળવો એ જ અવાજ કાન પર અથડાવા લાગ્યો. કેવો અવાજ !

હવામાં વહેતા આવતા નીચેના શબ્દો એના કર્ણપટલ પર અથડાયા:

“ મહાનુભાવો, સત્કર્મ કરનાર દેવપદને પામે છે. દેવોનો રાજા ઇંદ્ર છે ને તે સ્વર્ગમાં રહે છે. દેવો કેવા હોય છે, તે જાણો છો ? તેમના ચરણ પૃથ્વીને કદી સ્પર્શ કરતા નથી, તેમનાં નેત્રો કદી ઉઘાડ-મીંચ થતાં નથી, એમની પુષ્પમાળાઓ કદાપિ કરમાતી નથી અને એમનો દેહ પ્રસ્વેદથી રહિત હોય છે.”

“ હાશ. ” એક મોટા હાશકારા સાથે એણે તીર ખેંચી કાઢ્યું ને ઊભો થયો. ને વેગથી દોડ્યો. આટલા શબ્દો એનાથી મનેકમને સાંભળી લેવાયા હતા, એનો અત્યંત પશ્ચાત્તાપ તેના દિલમાં ઉભરાઈ રહ્યો હતો.

“ અરેરે ! મેં કુળ બોળ્યું ! મારાથી વિશેષ કંઈ કરી શકાયું નહિ, અને વધારામાં શિરછત્ર દાદાની સામે લીધેલી પ્રતિજ્ઞા પણ તોડી! સ્વર્ગમાં બિરાજેલ દાદા ન જાણે મારા પર કેવો શાપ વરસાવતા હશે ! ” રોહિણેય આકાશ સામે ક્ષણવાર મીટ માંડી રહ્યો ને પછી જાણે કોઈનો ઠપકો સાંભળી પોતે ગ્લાનિ પામતો હોય તેમ જોરથી નાઠો. ન એણે ઊંડા ઘાને પૂરવા વનસ્પતિ શોધી કે ન એણે પાટો વીંટયો.

સૂરજ પોતાનાં આગનાં ભડકા જેવાં કિરણોથી બધે ઝળહળાટ ફેલાવી રહ્યો હતો. ભૂખ્યો ને તરસ્યો ઘાયલ રોહિણેય આ ટેકરીથી પેલી ટેકરીએ અને આ ગુફાથી બીજી ગુફાએ નાસતો હતો. શિકારી પશુ જેમ હવામાં લાંબો શ્વાસ લઈ ભય પારખી લે એમ રોહિણેય પોતાની પાછળના ભયને પારખી ગયો હતો.

પણ આજે એને નિરાશા ઘેરી વળી હતી. પ્રતિજ્ઞાભંગનું અત્યંત દર્દ એના દિલમાં ખડું થયું હતું. જે શરીર પર પોતાને અભિમાન હતું, એણે જ દગો દીધો ! પોતાના વફાદર અશ્વ જેટલી ય હિંમત એણે ન બતાવી. આવા શરીર પર શો ભરોસો ! ને એ રીતે સ્વયં પોતાની જીવન–આલોચના કરવા લાગ્યો. દાદાએ વસાવેલી સુંદર પલ્લી ક્યાં ? પોતાના વફાદાર સાથીદારો આજે મગધના કારાગૃહમાં સડે છે ! ને પોતે ?

'પોતે એટલે ? હું ?' ક્ષણવાર રોહિણેય ખુમારીમાં ચડી ગયો: "અરે, હું એટલે ? મારા નામથી તો સગર્ભાના ગર્ભ ગળી જાય છે ને યોદ્ધાઓના હાથમાંથી તલવાર સરી જાય છે ! રાજગૃહીને લૂંટવાનું મહામૂલું કામ કરનાર રોહિણેય કેટલાની ને કોની માએ જણ્યા છે ? મગધરાજ ને મહામંત્રી જેવાનાં બુદ્ધિબળની હાંસી કરનાર બીજો કોઈ નર તો બતાવો !"

પણ એટલામાં વિચારમાળા પલટાણી ! જાણે એનું મન જ એને કહેવા લાગ્યું: "અરે, પણ એથી શું કામ સર્યું ! તું રાક્ષસ બન્યો, પિશાચની પ્રતિમૂર્તિ તરીકે પંકાયો. તારા કુળની શી પ્રતિષ્ઠા વધારી ? તારા કુળને તાર્યું ? અરે, એક નાનાશા તીરે તારી પ્રતિજ્ઞા ધૂળ મેળવી. લોકો જાણશે ત્યારે તારા નામ પર નહિ થૂંકે !"

રોહિણેય નિરાશામાં બેસી ગયો.તરશથી એનું ગળુ સૂકાઈ રહ્યું હતું. એણે ચારે તરફ નજર ફેંકી. થોડે દૂર એક નાનો કૂવો દેખાતો હતો.

એ કૂવા તરફ ચાલ્યો. કૂવો પાણીથી છલોછલ ભરેલો હતો. એણે કાંઠે બેસી* પીવા માટે ખોબો ભર્યો, પણ તરત કોઇ ગંધે એના નાકને ચમકાવી દીધું. એણે ફરીથી જરા સાવચેતીથી પાણી સૂંઘ્યું, અને તરત જ ખોબો ઢોળી નાખી ઊભો થયો:

"હટ, આખરે આવો પ્રપંચ! પાણીમાં પણ કેફી વિષનો પ્રયોગ!"

પણ સાથે જ ઝાડ પરથી કોઈના સરકવાનો અવાજ આવ્યો! થાકેલો, નિરાશ બનેલો રોહિણેય સાવચેત બને તે પહેલાં તે બંદીવાન બની ગયો.

"દગો!"

"બરાબર, દગાખોર સાથે દગો!"

મહામંત્રીએ એના પાશ મજબૂત કર્યા. થોડીવારમાં આજુ-બાજુ છુપાયેલા સૈનિકોથી એ સ્થળ ઊભરાઈ ગયું. રોહિણેયને મજબૂત રીતે બાંધીને બધા પાછા વળ્યા. આજે સર્વેના દિલમાં આનંદ સમાતો નહોતો. મગધનો મહાન ચોર મહામુશ્કેલીએ જીવતો પકડાયો હતો, મહામંત્રીની પ્રતિજ્ઞા પૂરી થઈ હતી અને મગધની પ્રજાના માથેથી સદા તોળાઈ રહેલી એક આફત પણ ઊતરી ચૂકી હતી.

અત્યંત સાવધાની પૂર્વક બધા પાટનગર તરફ વળ્યા. પણ અરે આ શું? કાચીંડો પોતાના રંગ બદલે એમ આ રોહિણેય ધીરે ધીરે પોતાની આખી આકૃત્તિ પલટી રહ્યો હતો. વેશપરિવર્તનમાં નિપુણ રોહિણેય મુદ્રા–પરિવર્તનમાં પણ અજબ કૌશલ્ય ધરાવતો લાગ્યો. છતાં ય આખા માર્ગ દરમ્યાન રોહિણેય શું કરી રહ્યો હતો: એની

---

*આવા કૂવાઓ અત્યારે પણ સમેતશિખર પર્વત (પાર્શ્વનાથ હીલ) પર મોજુદ છે, જેના કાંઠે બેસી મુસાફર ખોબાથી પાણી પી શકે છે!

સૈનિકોને પૂરી જાણ ન થઈ શકી. જ્યારે તેઓ ગર્વોન્નત મસ્તકે રાજ-ગૃહીની બજારોમાં થઈ ને નીકળ્યા ત્યારે તેનું તેમને ભાન થઈ આવ્યું.

રાજમાર્ગો, વીથિકાઓ, શેરીઓ ને ઝરૂખાઓ માનવમેદનીથી ભરપૂર હતા. મગધના પાટનગરને લૂંટી શકે અને મહામાત્ય જેવા મહામાત્યને પણ ક્ષણભર હેરાનપરેશાન કરી મૂકે તેવા પુરુષને જોવાની સહુને અજબ ઇંતેજારી હતી. તેમાં પણ જ્યારે તેઓએ જાણ્યું કે સાર્થવાહના વેશે વર્ષો સુધી રોહિણેય ગણિકા દેવદત્તાના પ્રમોદભવનમાં જઈ ને રહ્યો હતો ત્યારે તો સહુના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેઓએ દેવદત્તા પાસેથી તેનું અનેકવાર વર્ણન મેળવ્યું, ને અંતરથી આક-ર્ષાયેલી દેવદત્તાએ પોતાના રસિયા પ્રીતમના રૂપવર્ણનમાં કંઈ પણ કચાશ ન રાખી.

આવા વીર, બહાદુર, સુંદર ને ચતુર ચોરને નિહાળવાની ઇચ્છા કોને ન થાય ! નગરજનોને તો કોઈ ને કોઈ સ્વરૂપે રોહિણેય હમેશાં સ્વપ્નમાં દેખાતો, એટલે સહુએ એની મનઃકલ્પિત આકૃત્તિઓ નિર્માણ જ કરી લીધી હતી. પણ આ પુરુષ એ કલ્પનાઓથી તદ્દન નિરાળો હતો.

“ અરે, શું આ જ રોહિણેય ! ” એક ભડભડિયા પ્રજાજને ઉતાવળમાં બોલી નાખ્યું. “ અરે, એના લબડતા હોઠ તો જુઓ ! ઠૂંઠો એનો હાથ તો જુઓ ! દેવદત્તાએ વખાણેલો રોહિણેય શું આ જ ? ”

સૈનિકોના કાન પર આ ટીકા અથડાઈ. શું ખરેખર રોહિણેય એવો છે ? તેઓએ એના સામે જોયું. અને જોતાં વેંત જ આશ્ચર્યમાં ડૂબી ગયા. ક્ષણભર તેઓને પણ વિમાસણ થઈ આવી. આ તો કોક કુટુંબીx જેવો લાગે છે. અરે, અનેક ગુપ્તવિદ્યાઓનો જાણકાર રોહિ-ણેય બીજાને બાંધીને છટકી તો નથી ગયો ને ! જેને મહામંત્રીએ પકડ્યો એ આવો નહોતો !

---

x કણબી

" અરે, પણ એની આંખો તો જુઓ. બિચારાને કીકીઓ જ ક્યાં છે? રતાંધળો લાગે છે. મહામંત્રીએ 'આલા ને બદલે માલાને' પકડી લાવવા જેવું તો નથી કર્યું! આ તો રોહિણેય નથી જ!"

આમ ટીકાનો વિસ્તાર વધતો ચાલ્યો. લોકો મૂછમાં હસવા લાગ્યાં. જે નગરજનોએ લૂંટારા તરીકે એને નીરખેલો, તેઓએ તો ચોખ્ખીચટ ના ભણી કે આ રોહિણેય નથી જ!

કેટલાક ઉત્સાહી નગરજનો દેવદત્તાને પૂછી આવ્યા. જાણે પોતાની આંખ દગો દેતી હોય તેમ એણે વારેઘડીએ ઉઘાડમીંચ કરતાં ધીરેથી ડોકું ધુણાવી ના પાડી.

દેવદત્તાની દાસી ઘણીવાર શેખી કરતી કે એ છેલછબીલા સાર્થવાહને સર્વ પહેલાં પાનનાં બીડાં મેં જ આપેલાં. કેટલાક ટીંખળી લોકો દોડીને એને ઘસડી લાવ્યા ને પેલા માણસને બતાવી પૂછ્યું:

" બોલ જો, આ જ પેલો સાર્થવાહને! તારી દેવદત્તાની સેજનો સાથી!"

દાસી છંછેડાઈ પડી. એને આવા અણઘડ પુરુષનો સંબંધ પોતાની રૂપશાલિની દેવદત્તા સાથે જોડવાથી ખોટું લાગ્યું. એ બોલી: " ફરીથી બોલ્યા છો તો ખબર જ લઈ નાખીશ. અરે, આ માણસ તે કંઈ માણસમાં છે! મને તો ષંઢ જેવો લાગે છે. એની ચાલ ને લાળ ટપકતા હોઠ તો જુઓ!"

અરે, પણ કુમાર મેતાર્યને જ પૂછો ને?

કુમાર મેતાર્ય રાજમહેલે હતા. એમણે પણ સામેથી જંજીરોમાં જકડાઈને આવતા રોહિણેયને જોઈ કહ્યું: " મહારાજ, આ શું? આ રોહિણેય ન હોય!"

" શું મહામાત્ય રોહિણેયને બદલે બીજા કોઈને પકડી લાવ્યા

છે ?" મગધરાજના મોંમાંથી એકાએક નીકળી ગયું.

મગધના રાજમાર્ગ પરનાં હાસ્ય ને ઠઠ્ઠાની વચ્ચેથી મહામંત્રી અને સૈનિકોને પસાર થતાં ભોંય ભારે લાગી. જેઓની પાસેથી પ્રશંસાનાં પુષ્પોની આશા રાખી હતી, તેઓની પાસેથી કટાક્ષનાં-વ્યંગના બાણોનો વરસાદ વરસ્યો. સૈનિકોનો તો ઉત્સાહ શમી ગયો. તેઓ બિચારા આ નિર્માલ્ય લાગતા માણસની જંજીરો ઝાલીને છાતી ફુલાવીને ઊંચે મુખે ચાલતાં ય શરમાતા હતા.

રાજદ્વાર પાસે આવતાં તેઓએ છૂટકારાનો દમ ખેંચ્યો. મગધપતિએ સામે પગલે આવીને ધૂળ ને શ્રમથી ગ્લાન લાગતા મહામંત્રીનું સ્વાગત કર્યું. સૈનિકો તરફ પણ એક હાસ્ય ફેંકી તેમના પ્રણામ ઝીલ્યા. આ પછી તેઓ રોહિણેય પાસે આવ્યા, એની જંજીરોને પકડીને ઊભેલા સૈનિકોને શાબાશી આપતાં મગધરાજે પૂછ્યું :

"કેમ, રોહિણેયને આબાદ પકડી પાડ્યો ને !"

સૈનિકો ચૂપ હતા. હા કહેવી કે ના કહેવી તેની મૂંઝવણ ચાલી રહી હતી. જો આને જ રોહિણેય તરીકે ઓળખાવે તો આવા નિર્માલ્ય માણસને પકડતાં આટલો વિલંબ કેમ થયો એ પ્રશ્ન થાય ને એને રોહિણેય તરીકે ન ઓળખાવે તો પછી આ કોને પકડ્યો ?

મગધરાજ આ બધી મૂંઝવણ ટાળવા રોહિણેય પાસે ગયા, અને પૂછ્યું :

"કેમ રોહિણેય, કુશળ છે ને !"

"રોહિણેય ? હા બાપજી !" અને પેલો ખૂબ જોરથી જાણે રડવા લાગ્યો : બોલતાં ય એના ગળામાંથી અવાજ નહોતો નીકળતો. ભયથી નસકોરાં ફાટયે જતાં હતાં. એ ગડબડ ગડબડ બોલવા લાગ્યોઃ એનો બોલવાનો સાર આ હતોઃ

"મહારાજ, કુટુંબી છું. મારું નામ દુર્ગચંડ. બાપજી, ખેતી કરતો'તો ને ખાતોપીતો'તો, ત્યાં રોહિણેયે કેર કર્યો. એક રાતે મારા ખેતરમાં ફરતો'તો, ત્યાં રોહિણેય આવ્યો. હું એનાથી બચવા ઘરબાર છોડી નાઠો, પણ એણે મારો પીછો લીધો. એક તીર મારી મારા પગને વીંધી નાખ્યો અને પછી એ મને પકડીને લઈ ગયો ને આ બધા સૈનિકો નિરાંતે ઊંઘતા હતા, ત્યાં લઈ જઈને હાથેપગે બાંધીને નાખ્યો. એ તો તરત નાસી ગયો. મેં ઘણા કાલાવાલા કર્યા, પણ મારું કોણ માને! મહામંત્રી મને પકડીને અહીં લાવ્યા. મહારાજ, તમારું નામ ઘણું સાંભળ્યું છે. હવે તો તમે મારો કે જીવાડો!"

આ શબ્દો સાંભળી શ્રમિત મહામંત્રીને પણ જાણે કંઈ થઈ ગયું. એક પળવાર તો પોતાનાં બુદ્ધિબળનું ગુમાન સરી ગયું. પણ પુનઃ સ્વસ્થ થતાં તેમણે કહ્યું:

"આ જ પોતે કપટપટુ રોહિણેય છે. એની ચાલાકી હવે નહિ ચાલે! એને ભયંકર શિક્ષા થશે!"

"અવશ્ય. પણ શિક્ષા કરવા પહેલાં ગુનાનો નિર્ણય અને ગુનેગારની ચોકસાઈ તો કરવી પડશે ને! એક ચોર, મગધનું સિંહાસન ન્યાય ન કરી શકે એટલું પાંગળું બનાવી શકે ખરો કે?" મગધરાજનો અવાજ ગાજ્યો.

"મહારાજ, બહુ નિહાળી નિહાળીને જોતાં હવે મને પણ આ જ રોહિણેય લાગે છે." મેતારજે વચ્ચે કહ્યું.

"હોઈ શકે, પણ એમ સંશયભરેલો નિર્ણય ન્યાય પાસે સ્થાન ન પામે! એક નિર્દોષ દંડાય એના કરતાં હજાર ગુનેગાર છૂટી જાય: એ ન્યાયાસનને યોગ્ય લાગે છે." જે મગધરાજના ન્યાયદંડ નીચે મગધવાસીઓ નિશ્ચિંત પણે જીવી શકતાં, એ જ ન્યાયદંડ આજે મહામંત્રી જેવા મહામંત્રી સામે હોવા છતાં પક્ષપાત કરવા તૈયાર નહોતો!

"પેલા કેદી બનેલા પલ્લીવાસીઓને તો બોલાવો! તેઓ પિછાની લેશે."

આ વાત મહામંત્રીને ન રૂચિ, પણ તેમણે સ્પષ્ટ વિરોધ ન કર્યો. રોહિણેયના વફાદાર સાથી કેયૂર તથા બીજાને ત્યાં તરત હાજર કરવામાં આવ્યા. તેઓને રોહિણેય બતાવવામાં આવ્યો, પણ એને જોતાંની સાથે જ બધા બોલી ઊઠ્યા:

"અરર, આ શો ગજબ કર્યો? આ તો વૈભારનો વનવાસી, બિચારો કુટુંબી દુર્ગચંડ! બહુ જ ભલો છે, હો મહારાજ!"

બધા સ્તબ્ધ બની ગયા. મહામંત્રી તો શું કરવું ને શું ન કરવું: એની જ મુંઝવણમાં પડ્યા. આખરે મગધરાજે આજ્ઞા કરી:

"મહામંત્રીજી, આજથી સાતમે દિવસે એનો ન્યાય ચૂકવાશે. અપરાધ અને અપરાધીનો નિર્ણય ત્યાં સુધીમાં કરી લેશો."

આ નિર્ણય સામે મહામંત્રી કંઈ ન બોલ્યા. કહેવાતા રોહિણેયને સૈનિકો એક જુદા કારાગૃહમાં લઈ ગયા.

આખું નગર આજના અજબ બનાવ પર ચર્ચા કરી રહ્યું હતું: જ્યારે ભૂખ, પરિશ્રમને ભૂલીને મહામંત્રી આ વાતનો નિવેડો કેમ લાવવો તેની મંત્રણા કરી રહ્યા હતા. આંખે દીઠી સાચેસાચી બીનાને કુશળ પુરુષો કેવી વિકૃત કરી શકે છે, એના પ્રત્યે મેતાર્ય આશ્ચર્ય પ્રદર્શિત કરી રહ્યા હતા. વારેવારે પ્રશ્ન એ ઊઠતો હતો કે કોણ સાચું?

# સ્વર્ગલોકમાં

## [ ૨૧ ]

કેશુડાનાં પુષ્પની શોભાવાળી સંધ્યા આથમી ત્યારે મગધના પાટનગરના છેડે આવેલ દેવવિમાન આકારના પ્રાસાદમાં એકાએક નૃત્ય-ગીત આરંભાઈ ગયાં. આખો ય પ્રાસાદ લીલા રંગનો હતો. એના પડદાઓ પણ લીલા રંગના હતા. પ્રાસાદ અનેક ખંડમાં વિભક્ત કરેલો હતો, જેમાં સઘન લતામંડપો, શીતળ નિર્ઝરગૃહો ને સ્ફટિકના પ્રકાશે ઝળહળતી પુષ્પવાટિકાઓ આવેલી હતી.

એનો એક એક ખંડ જાતજાતનાં શિલ્પોથી શણગારેલો હતો, ને એ ખંડની અર્ધખૂલી બારીઓ વાટે જોનારને પોતે પૃથ્વીથી ઊંચે ઊંચે વસતો હોય તેવો ખ્યાલ આવતો હતો. અને પૃથ્વી પર કદી ન અનુભવ્યો હોય તેવો મીઠો સુગંધભર્યો પવન ત્યાં વહેતો હતો.

આ દેવવિમાન રૂપ પ્રાસાદનો મુખ્ય ખંડ તો અનેરી શોભાથી ભરેલો હતો. આસનો, પીઠિકાઓ, પર્યંકો સ્ફટિક અને નીલમ જડ્યા હતાં. એની દીવાલો મુક્તામાળાઓથી લચી પડતી હતી. આ ખંડના મધ્યભાગમાં એક મોટા પલંગ પર કોઈ પુરુષ સૂતો હતો. એના દેહ પર *હંસલક્ષણ વસ્ત્ર હતું. કાનમાં તેજસ્વી કુંડળો હતાં. બાહુ પર કીમતી બાજુબંધ અને હાથ પર સુંદર કંકણો હતાં. એના પગ લાલ

*શ્વાસથી પણ ઊડી જાય તેવું પ્રાચીન કાળનું કીમતી વસ્ત્ર.

રંગથી રંગેલા હતા, ને લાંબા વાળ ખૂબ કાળજીથી ઓળ્યા હતા.

આ એક પુરુષને બાદ કરતાં આખો મહાલય સ્ત્રીઓથી ભરે હતો. બધી નવયૌવના અને રૂપરૂપના અંબાર સમી હતી. તેએ એક એક અવયવ કામદેવનું વિજયી શસ્ત્ર હતું.

કોઈ સંકેત થતાંની સાથે કૂટ, નકાર ને ધોંકાર જેવા મેઘધ્વ પૂર્વક મૃદંગો વાગવા માંડયાં. ક્રમ ને ઉત્ક્રમના આરોહ—અવરોહ સ વીણા વાગવા માંડી. કામદેવના વિજયી મંત્રાસ્ત્ર જેવું સંગીત છેડા ગાંધાર રાગ અનેક લય ને જાતિ સાથે ગવાવા લાગ્યો.

શાંત બેઠેલું સુંદરીવૃંદ સજ્જ થયું. કોઇ ગાવા લાગી, કે મૃદંગ વગાડવા માંડી, કેટલીકે નૃત્ય આરંભ્યું.

સંગીતના મિષ્ટ ધ્વનિ સાથે આ રૂપના રાશિએ નૃત્ય આરંભ નિશાનો શ્યામ અંચળો ધીરે ધીરે જગત પર પથરાઈ રહ્યો હત વારેવારે ખૂલતા વાતાયનોના પડદાઓ વાટે સ્ફટિકશા આકાશમાં ત લિયાઓ ઝબૂકી રહ્યા હતા, ને નીચે દૂર દૂર રાજગૃહીના ઝાં આકાશદીપકો દેખાઈ રહ્યા હતા.

મંદમંદ સંગીત ધીરે ધીરે ઉત્તેજક બનતું ચાલ્યું. મૃદંગ બજાવ સ્ત્રીઓ જોર જોરથી મૃદંગ પર થાપીઓ મારવા લાગી અને પરિશ્રમમાં એમના સુપુષ્ટ સ્તનો પણ અવનવું નૃત્ય કરવા લાગ પારદર્શક આવરણો પહેરીને વીણા લઇને બેઠેલી સ્ત્રીઓએ પોત સુંદર આંગળીઓનું નૃત્ય આરંભ્યું.

અને સાથે સાથે નુપૂર, કટિમેખલા ને વલયોના સુમધુર ઝં સાથે બીજી સુંદરીઓ નાચવા લાગી.

ખંડના મધ્યભાગમાં સુખસેજમાં સૂતેલો પુરુષ ધીરે ધીરે જા થઈ રહ્યો હોય એમ સળવળતો હતો, પણ કોઈ કેફી પીણાના ન

એ હજી અર્ધજાગ્રત હતો. મખમલી શય્યા એને ગલીપચી કરી રહી હતી, ને સુગંધભર્યો પવન એની આંખોને ભારે બનાવી રહ્યો હતો. એને લાગી રહ્યું હતું કે જાણે પોતે કોઇ સ્વર્ગીય પ્રદેશમાં વિહરી રહ્યો છે. શરીરમાં અત્યંત આળસ અને મગજ પર ઘેનનો ભાર લાગતો હતો, પણ ધીરે ધીરે એના કર્ણપટલ પર સુમધુર ગીતનો ધ્વનિ સંભળાવા લાગ્યો. ફરીથી એ કોઇ સુંદર સ્વપ્નમાં પડયો.

પણ થોડીવારે કોઈ કુમાશ ભરી વસ્તુ એને સ્પર્શ કરતી લાગી. સેજમાં બેસી શકાય તેટલી શારીરિક શકિત જાણે હણાઈ ગઈ હતી. એણે સૂતા સૂતાં જ અર્ધ મદભર્યાં નેત્રો ખોલ્યાં.

ખરેખર સ્વર્ગ જ! સૂતા સૂતા એ જેની કલ્પના કરી રહ્યો હતો એવું જ સ્વર્ગ? એના ઉઘાડાં અંગોને સ્પર્શ કરીને એક પરમ-યૌવના સ્ત્રી વીંઝણો કરી રહી હતી. પાસે જ અલૌકિક નાટારંભ રચાઈ રહ્યો હતો.

*નૃત્ય કરતી કેટલીક સુંદરીઓ દઢ અંગહાર ને અભિનયથી કંચૂકીને તોડવા મથતી હોય અને નૃત્યના સુદીર્ઘ પરિશ્રમથી શિથિલ કેશપાશને બાંધવા મથતી હોય એમ કમળદંડ જેવા સુંદર ભૂજામૂળને બતાવતી હતી.

કોઇ દંડપાદ વગેરે અભિનયના બહાને પોતાના અધોવસ્ત્રને હવામાં લહેરાવી ગોરૂચંદન જેવા ગૌર જંઘામૂળને પ્રદર્શિત કરતી હતી.

ખીલતી કળી જેવી કોઈ નવયૌવના નૃત્યશ્રમથી શિથિલ થયેલ અધોવસ્ત્રની ગ્રંથી દઢ કરવાની લીલાથી કામદેવની બાણ સમાન પોતાના નાભિપ્રદેશને પ્રગટ કરતી હતી.

વિરહિણી જેવો વેશ-શૃંગાર સજેલી કોઇ સુંદરી ઇભિદંત નામના હસ્તાભિનયના બહાને ગાઢાલિંગનની સંજ્ઞા કરતી હતી.

---

* શ્રી હેમચંદ્રાચાર્ય કૃત વર્ણનના આધારે.

હવાનાં આંદોલનોથી મૂળ સુધી ડોલતા કરંબક પુષ્પના મૂળની જેમ ધ્રૂજતી કોઇ વિશાળ લોચના અંગભંગના બહાને પુષ્ટ અને ઉન્નત સ્તનવાળા પોતાના વક્ષસ્થળને ધ્રૂજાવતી હતી. અને કોઈ સરી જતા સુવર્ણતંતુથી ભરેલા ઉત્તરીય વસ્ત્રને વિશેષ દૃઢ કરવા જતાં પોતાના નિતંબ પ્રદેશને ખુલ્લો કરી દેતી હતી.

આટઆટલાં રૂપનૃત્યો સાથે મૃદંગ ને વીણાના ઝણઝણાટ ! સેજ પર પાસે બેઠેલી સ્ત્રી પણ જાણે આ પૃથ્વીનું માનવી નહોતું. એનાં વિશાળ નયનો, ગાઢ કેશકલાપ, કમળદંડ સમા બાહુઓ અને ખુલતી કળી જેવા એ બિમ્બોધર માનવીને મોહની નિદ્રા આપે એમ હતું.

એના હસ્તમાં રક્તકમળ હતું, વાળની લટોમાં મોગરાની કળીઓ ગૂંથી હતી. કર્ણના અંતિમ ભાગ પર શિરીષ પુષ્પની શોભા હતી. વક્ષસ્થળ પર મોતીસરના હાર શ્વાસ લેતા પડયા હતા.

મણિફલકના હેમસ્થંભો પર પેટાવેલા રત્નદીપકો આ નવયૌવનાની દેહલતા પર આછું તેજ ઢોળતા હતા.

સુખશય્યામાં સૂતેલો પુરુષ એકવાર સુખદ સ્વપ્નમાં સરી ગયો. થોડીવારે એ સ્વપ્ન તૂટતાં એનાં નેત્રો ફરીથી ખુલ્યાં. એણે વિસ્મયપૂર્વક સૂતાં સૂતાં જ પ્રશ્ન કર્યો:

"દેવીઓ, તમે કોણ છો? હું અત્યારે ક્યાં છું ને મને અપરિચિત એવું આ બધું શું છે?"

પાસે બેઠેલી નવયૌવના સુંદરીએ નયનનર્તન કરતાં કહ્યું:

"આ સ્વર્ગભૂમિ છે. અને એ ભૂમિ પરનું આ દેવવિમાન છે. તમે પૃથ્વીલોક પરથી અત્રે આવ્યા છો. ઇંદ્રધનુષ્યનાં અહીં તોરણો છે, અને લીલમની પાળે બાંધેલા જળકુંડોમાં રતિશ્રમ નિવારવા દેવાંગનાઓ સ્નાન કરે છે. આ આસોપાલવ ને મંદાર અહીંનાં વૃક્ષો છે, ને

આ વૈદુર્યમણિની પૃથ્વી પર સુવર્ણપદ્મો સદા ખીલે છે. આ મણિમય ભૂમિમાં સુરતરુ ફળે છે, ને એ મનોવાંછિત આપ્યા કરે છે. પૂર્વ-પુણ્યના પ્રતાપે તમે અમારા સ્વામી થયા છો ને પૂર્વે કરેલાં સારાં કર્મોના બળે આ સુંદર સુરયુવતીઓ ને અપ્સરાઓના તમે એકમાત્ર અધિકારી બન્યા છો!"

સ્વર્ગ! દેવવિમાન! અપ્સરા! સ્વામી! પુરુષના હૃદયમાં શબ્દોના પડઘા પડવા લાગ્યા, પણ હજી કોઈ ભારે ઘેન એના દેહને દાબી રહ્યું હતું. પેલી અપ્સરાએ આગળ ચલાવ્યું:

"સ્વામી, લેશમાત્ર પણ સંદેહ ધરશો મા! આ સ્વર્ગભૂમિ પર આવનાર પૃથ્વીપરનાં નીતિધર્મનાં બંધનોથી પર બને છે. હાસ્ય, સૌંદર્ય ને સદા હર્ષની આ ભૂમિને તો જરા નિરખો! આવો, પ્રિય, જરા તમારા મસ્તકને મારા આ બાહુનો ટેકો આપો! જરા નજર નાખો! દૂર દૂર પૃથ્વીના દીવા દેખાય છે, અને આપણી ભૂમિ સમું આ નીલવર્ણું નભોમંડળ નીરખો!"

નવયૌવનાના સુકોમળ બાહુના ટેકે પુરુષે દૂર દૂર નજર નાખી: ખરેખર, પૃથ્વીના દીપકો દૂર દૂર દેખાઈ રહ્યા હતા ને કોઈ સુંદર દેવવિમાનમાં પોતે વિહરી રહ્યો હોય તેવો ભાસ થતો હતો.

ઘનશ્યામ વાળના ગુચ્છાઓ સમારતી પેલી નવયૌવનાએ આગળ ચલાવ્યું:

"હે નાથ! અહીં સદા છએ ઋતુ પ્રગટેલી રહે છે, ને ઋતુ-ઓને યોગ્ય રસિકાઓ પણ અહીં સદા સજ્જ રહે છે. જુઓ પહેલું નજર કરો! દૂર દૂર ચમરી મૃગો ચરી રહ્યા છે, ને મત્તકોકિલના મધુર કુંજિતોથી રતિરહસ્યની પ્રસ્તાવના કરતી કામનાટકની નટી રૂપ વસંતલક્ષ્મી વિસ્તરી રહેલ છે. અને વસંત ઋતુને યોગ્ય રસિકા પણ ઉપભોગ માટે ત્યાં સજ્જ છે."

નવયૌવનાના સંકેતની સાથે મુખ્ય ખંડની બાજુમાં આવેલ એક ખંડનું મોટું દ્વાર ઊઘડી ગયું. ખરેખર ત્યાં વસંતનું સામ્રાજ્ય જામેલું હતું. વૃક્ષે વૃક્ષે નવપલ્લવતા હતી, ને દૂર દૂરથી કોયલના ટહૂકા આવતા હતા. નૃત્ય કરતી સુંદરીઓમાંથી એક કેસરિયા રંગના અધોવસ્ત્રવાળી સુંદરી ચિત્રવિચિત્ર હાવભાવ કરતી એ ખંડમાં પ્રવેશી.

"અને સ્વામી, અહીં જરા આ તરફ દૃષ્ટિ નાખો! કદમ્બના વિકસિત પુષ્પરજથી દિગ્વધુને સદાને માટે સુરભીત કરતી પેલી ગ્રીષ્મઋતુની શોભાને તો નિરખો! પુન્નાગ વૃક્ષોની મીઠી છાયાઓ અને સ્વર્ગ ગંગાનો શીળો એનો વાયુ છે, અને એવી જ સુંદર શીતલ સ્પર્શભરી, અર્ધસ્યૂત વિલાસ મેખલાવાળી એની અધિષ્ટાત્રી માનુની છે."

વસંતઋતુના ખંડની પાસે જ ગ્રીષ્મઋતુનો ખંડ આવેલો હતો. ગાઢ વનરાઈ પથરાઈ રહી હોય તેવું દૃશ્ય હતું. નૃત્ય કરતી સુંદરીઓમાંથી એક રૂપેરી ટપકીઓથી ભરેલા વસ્ત્રવાળી સુંદરી એમાં પ્રવેશી ને પ્રિયંગુના લતામંડપમાં બનાવેલી કમળપત્રની શય્યા પર સૂઈ ગઈ. સુરતશ્રમને નિવારવા બાજુમાં પડેલો કમળપુષ્પનો વીંઝણો એ ઢોળવા લાગી.

એનું ગતિડોલન અપૂર્વ હતું. એ ડોલનથી એની અલકલટ પરનાં મંદારપુષ્પો શિથિલ બન્યાં હતાં, શ્રવણ ઉપરનાં સુવર્ણકમળો નૃત્ય કરતાં હતાં, એના હાથે ને પગે લાક્ષારંગની લાલી હતી.

"શી સ્વર્ગની શોભા?" પુરુષ એકદમ આવેશમાં બોલી ઊઠ્યો :

"મારા અધિરાજ, હજી તો એવા ઘણા ખંડ બાકી છે. જુઓ, ગ્રીષ્મખંડની પડખે જ, કેતકી પુષ્પના વનોથી જાણે કામદેવના રાજ્યાભિષેકમાં સર્વ અંગે મંગળ કરતી હોય એવી વર્ષાઋતુ. ત્યાં મીઠો ઝરમર ઝરમર મેહ વરસે છે, અને પેલો ઉન્મત્ત મયૂર કે જેનો અમર પિચ્છ-

લાપ ઈંદ્રધનુના રંગોથી દેદીપ્યમાન છે, એ કેલી કરતો રસિકોને આમંત્રણ આપે છે. એવી આ વર્ષાઋતુ છે, એવી એને ઉપભોગ્ય અપરૂપ શ્યામસ્વરૂપા, સ્નિગ્ધગાત્રા વામા ત્યાં છે."

વર્ષાઋતુનો ખંડ ખુલ્લો થતાં જ અંદરથી વાદળોના ગોટેગોટા ણે બહાર નીકળવા લાગ્યા. ગર્જના ને વીજળી થવા લાગ્યાં. વરતા વરસાદમાં ય એક વૃક્ષની ડાળ પર બે શુક-સારિકા ચાંચમાં ચાંચ ાખી પ્રણયોન્મત્ત બેઠાં હતાં. હવાના ઝકોરાઓમાં હેમદ્વાર વારેવારે ોડાતાં હતાં ને ઊઘડતાં હતાં. આ વેળા નૃત્ય કરતી સુંદરીઓાંથી એક નીલવર્ણું ઉત્તરીયવાળી સ્ત્રી એમાં પ્રવેશી. પવનનું તોફાન ાચંડ હતું. એક પવનના ઝપાટે એનું નીલરંગી ઉત્તરીય દેહથી અળગું રી નાખ્યું. એ જ વેળાએ નિર્લજ્જ વિદ્યુતે પ્રકાશની સળી ઘસી ે સુંદરીની નગ્નતા પ્રગટ કરી દીધી. સુવર્ણથી કંડારેલ કોઈ પ્રતિમાશી ે પોતાની નગ્નતા ઢાંકવા જાણે કોઈનું આલંબન યાચતી હોય એમ ેકદમ અંદર ધસી ગઈ!

"અદ્દભુત!" પુરુષે ફરીથી ઉચ્ચાર કર્યો.

"સ્વામી! હજી આ શરદવિલાસને તો નિહાળો. નવીન નીલમળના વિસ્તારથી હજાર નેત્રવાળી થઈ પોતાની જ શોભાને ચુમતી ાય એવી શરદને તો જુઓ! સ્વચ્છ જળે ભર્યાં સરોવરો, ને વૃક્ષે વૃક્ષે ંજારવ કરતા ભ્રમરો! રક્તપાદ અને રક્તચંચુથી શોભતા આ શ્વેત ારીરના રાજહંસો ય હવે પોતાની પ્રિયતમ હંસીઓ સાથે વિહાર રે છે. અને પેલું આસોપાલવ! સોળ શણગાર સજેલી સુંદરી ુવતીના પાદપ્રહારથી હવે તો ખીલી ઊઠ્યું છે, ને પેલું બકુલ! ુરસુંદરીઓએ મધુરસની પિચકારીઓ મારી એને ય બહેકાવી મૂક્યું ે. દેવોને વિજયપ્રસ્થાન માટેનો આ પ્રસંગ! વિદાય થતાં પહેલાં તિને અનેક રીતે તૃપ્ત કરતી કામિનીઓની વ્યાકુળતા તો નિરખો! ેમના શૃંગાર, એમના હાવભાવ, એમના રતિવિલાસો અનન્ય છે.

એવી સુંદર ઋતુ શરદને શોભતી કુમકુમ લાલપવાળી સુંદરી પણ છે.”

વસંત, ગ્રીષ્મ ને વર્ષાના ખંડની પછી શરદ ઋતુનો ખંડ હતો. એનાં દ્વાર ઊઘડતાં જ શુભ્ર સ્વચ્છ દિશાઓ ચારે તરફ ચમકતી દેખાઈ. શાંત જળ ભર્યાં સરોવરો ને એને આરે નાનાં નાનાં તાજાં દર્ભ ચરતાં મૃગબાળ દેખાયાં. પયોધર ને નિતંબના ભારથી લચી જતી એક નૃત્ય સુંદરી માથે કુંભ મૂકી પનઘટ જવા નીકળી હોય એમ તેમાં પ્રવેશી.

“અને આ હેમંતલક્ષ્મી ! અને એને ઉપભોગને યોગ્ય આ હસ્તિની સુંદરી ! એની સ્નિગ્ધતા વગરની વિરહવેણી તો જુઓ ! એણે પ્રીતમના પ્રસ્થાનને દિવસે જ સુંદર કેશકલાપની ત્રણ સરની એક લાંબી લટ ગૂંથીને વેણી બાંધી છે. પિયુ ઘેર આવીને જ એ વેણી છોડશે, ને કેશસંસ્કારધૂપ * આપશે.”

હેમંતઋતુનો ખંડ ઘેરો હતો ને શીળા વા વાતા હતા. પક્ષીઓ, પશુઓ એક બીજાની હુંફમાં પડ્યાં હતાં. એ વેળા એક વિરહિણીએ દ્વાર ખોલ્યું. એણે ફૂલોની સેજ બિછાવી રાખી હતી. મધુર પકવાન ને સુંદર મધુરસો તૈયાર રાખ્યા હતા. શીતળ વાયરા એની કોમળ દેહલતાને ધ્રૂજાવી રહ્યા હતા. પ્રીતમની રાહમાં ધડકતા ઉરને એ ઉરવસ્ત્રથી વારેવારે દાબતી હતી. એના કંઠમાં શ્વેત ડોલર કળીઓનો હાર હતો.

“અને આ મારા નાથ ! નિરખો તો ! ડોલર અને સિંદુરવાનાં પુષ્પોથી હેમંત અને વસંતનું અનુસંધાન કરતી આ શિશિર ! ખરેખર ઊર્મા શિશિરને ઉપભોગ્ય શ્યામા !”

એ દશ્ય પણ અદ્‌ભુત હતું. પુરુષ શુધબુધ ભૂલી ગયો. એણે પોતાની પાસે બેઠેલી કુશળ અપ્સરાને ભેટવા પોતાના બાહુ લંબાવ્યા :

---

*કેશને ધૂપ દેવાનો પ્રાચીન રિવાજ.

"થોભો, મારા નાથ ! આ દેવવિમાન પ્રાસાદ, આ ઋતુઓ ને ઋતુઓને યોગ્ય રસિકાઓ ભોગવો તે પહેલાં અમને તમારો અભિષેકવિધિ પૂર્ણ કરવા દો !"

"સુંદરીઓ, તમારો વિધિ ખુશીથી પૂર્ણ કરો. એ માટે તૈયાર છું."

સેજ પર બેઠેલી નવયૌવનાએ સંકેત કરતાંની સાથે ભરેલા જળકુંભો હાથમાં લઈને અનેક સુંદરીઓ ત્યાં ઉપસ્થિત થઈ ગઈ. દરેક સુંદરીએ વક્ષસ્થળ ઉપર એક કીમતી વસ્ત્ર વીંટયું હતું ને દેહ પર સુશ્રીથી ભરેલા અવયવોને પારદર્શક બનાવે તેવું ઉત્તરીય પહેર્યું હતું. એમના ગાઢ કેશકલાપ છૂટા હતા ને તેમાંની સુગંધી તેલની સ્નિગ્ધતા આંખને ભરી દેતી હતી. કુંભવાળી સ્ત્રીઓની પાછળ કુસુમછાબ લઈને સુંદરીઓ આવી હતી. તેઓની પાછળ અનેક જાતના મઘમઘતા પકવાનથી ભરેલા થાળ લઈને સુંદરીઓ ઊભી હતી.

"સ્વર્ગના નવા મહારાજ ! આ બધી સુંદરીઓ આકાશગંગાનું પવિત્ર નીર ને આકાશકુસુમોની ફૂલછાબથી આપનું સ્વાગત કરશે. પણ એ પહેલાં આ દેવભવનના રિવાજ મુજબ આપે નિઃસંકોચ રીતે પૂર્વભવનાં સુકૃત્ય ને દુષ્કૃત્ય વર્ણવવાં જોઈએ. દરેક દેવતાના અભિષેકની આ પ્રાથમિક વિધિ છે !"

"પૂર્વભવ? સુકૃત્ય, દુષ્કૃત્ય !" મનને મૂર્છા ચડાવે તેવા આ રમ્ય વાતાવરણમાં આવા પ્રશ્નો મનને ભારે કરી નાખે તેવા લાગ્યા. એણે ફરીથી ધીરે સ્વરે ઉચ્ચાર્યું :

"સુકૃત્ય ને દુષ્કૃત્ય !"

"હા, સુકૃત્ય ને દુષ્કૃત્ય ! તમારાં સુકૃત્યો સાંભળીને અમે બધાં સ્વર્ગલોકમાં એની કીર્તિગાથાઓ ગાતા ફરીશું. તમારાં દુષ્કૃત્યો તો જાહેર થતાંની સાથે લય પામશે, અને એ રીતે તમારા આત્મા પરનો

મોજ હળવો થતાં તમો ચિરકાળ સુધી આ સુંદર સ્વર્ગ, આ સૌંદર્ય-ભરી અપ્સરાઓને ભોગવી શકશો. ''

પણ આ શબ્દો કંઈ કંઈ સતેજ બનતા જતા પુરુષ પર જુદી અસર નીપજાવી રહ્યા. એ મનમાં ને મનમાં વિચારી રહ્યો :

શું સ્વર્ગમાં ય સુકૃત્ય ને દુષ્કૃત્યની માથાકૂટ રહેલી છે?

અને પુરુષે ખુલ્લી રહેલી વાતાયનો વાટે દૂર દૂર સુધી નજર નાખી. મધરાતનું આકાશ તારલિયાઓથી છલોછલ હતું ને દૂર દૂર પૃથ્વી પરના દીપકો દેખાતા હતા. એણે દૂરની નજર સંકેલી ચારેતરફ ખંડમાં નજર નાખી. ખંડમાં મોહની રૂપ ધરીને નયનનર્તન કરતી, કટીભંગ કરતી, વિધવિધ હાવભાવ રચતી એ જ અપ્સરાઓ ખડી હતી.

શું સાચું? પોતાના સુકૃત્યો–દુષ્કૃત્યોને પ્રગટ કરી દેવાં? હજી શરીરમાં ઘેન ચડેલું જ હતું. મદભરી કાયા સેજમાં બેઠેલી અપ્સરાના સુકોમળ અવલંબન વગર ટટ્ટાર બેસી શકતી નહોતી!

સ્વર્ગ! અપ્સરા! અને પુરુષને પોતાનાં સુકૃત્ય ને દુષ્કૃત્ય યાદ આવવાં લાગ્યાં. મોટામાં મોટું દુષ્કૃત્ય કયું! અને એ પુરુષને પોતાનું એક મહાન દુષ્કૃત્ય યાદ આવ્યું!

એણે રોહિણેયના જન્મમાં પિતાની આજ્ઞા ઉલ્લંઘીને પેલા જ્ઞાતપુત્રની વાણી સાંભળી હતી! એ જ મોટું દુષ્કૃત્ય! એ વાણી સાંભળવા કરતાં એ વેળા પોતે મરી કેમ ન ગયો? કેવું દુષ્કૃત્ય! અને દુષ્કૃત્યની યાદ સાથે પેલા શબ્દો એના સ્મરણપ્રદેશમાં ગુંજારવ કરી રહ્યા :

અરે, એ જ સ્વર્ગભુવન શું આજ! આ જ પેલાં દેવદેવીઓ!

શું આ સત્ય હશે કે પ્રપંચ! મગધનો મહાચોર રોહિણેય મરી ગયો? આ મારો નવો અવતાર છે? ખરેખર, હું સ્વર્ગમાં છું ને

આ સુંદર અપ્સરાઓ મારી સેવિકાઓ છે ?"

અને પુરુષ વિશેષ વિચારમાં ઊતરતો ગયો. એણે સામે ઊભેલી સુંદરીઓ પર એક શ્રમભરી નજર કરી. ખણ્ડની દીવાલ પર ઝળહળતા દીપકોના પ્રકાશમાં એ લાંબા સુંદર પડછાયા પાડતી ઊભી હતી. પ્રતિહારિકાઓની ફૂલમાળાઓ ચૂંથાઈ ને કંઈક કરમાયેલી લાગતી હતી. દીર્ઘ શ્રમ અને રાતના ઉજાગરે ઘેઘૂર બનેલાં એમનાં વિશાળ લોચનો વારેઘડીએ ઉઘાડમીંચ થતાં હતાં.

સાચેસાચ આ અપ્સરાઓ હશે ? શું રોહિણેય મૃત્યુ પામ્યો હશે ! એણે વિમાસણમાં સેજ પરની અપ્સરાના હસ્તને ખેંચ્યો. અપ્સરાના કોમળ હસ્ત પર પ્રસ્વેદ હતો.

એને પગમાં લાગેલા તીરને કાઢતાં કાઢતાં અચાનક સાંભળી લીધેલો જ્ઞાતપુત્રનાં વાક્યો યાદ આવ્યાં:

" મહાનુભાવો, સત્કર્મ કરનાર દેવપદને પામે છે. દેવોનો રાજા ઇંદ્ર છે ને તે સ્વર્ગમાં રહે છે. દેવો કેવા હોય છે, તે જાણો છો ? તેમના ચરણ પૃથ્વીને કદી સ્પર્શ કરતા નથી, તેમનાં નેત્રો કદી ઉઘાડ-મીંચ થતાં નથી, એમની પુષ્પમાળાઓ કદાપિ કરમાતી નથી અને એમનો દેહ પ્રસ્વેદથી રહિત હોય છે."

'દગો ! દગાખોર સાથે દગો !' પુરુષના મસ્તિષ્કમાં કોઈએ નવો પ્રકાશ રેડ્યો. મહામંત્રી અભય એને યાદ આવ્યો. વગર ઋતુએ પોતાની માતાનો દોહદ પૂરવા જેણે વૈભાર પર્વત પર મુશળધાર વરસાદ વરસાવ્યો હતો, એનાથી શું અશક્ય હોય ! નક્કી દગો !

પુરુષ અજબ વિમાસણમાં પડી ગયો. વિધિમાં વિલંબ થતો હોવાથી એને સાવધ કરવા અપ્સરાએ નજીક જઈ લલિત રીતે દેહસ્પર્શ કરતાં કહ્યું:

" સ્વામીનાથ ! અન્ય દેવતાઓ આપનું સ્વાગત કરવા સ્વર્ગ-ભૂમિની વીથિકાઓમાં સજ્જ થઈને ખડા છે. કૃપા કરીને અવિલંબે વિધિ સમાપ્ત થવા દો ! બોલો, આપનાં કૃત્યોની કથા કહો ! અમે શ્રવણ કરીએ છીએ ! "

ક્ષણભરની આંધી પછી જેમ દિશાઓ પ્રસન્ન થઈ ખીલે છે, એમ મૂંઝવણની એક પળ પસાર થતાં જ એ પુરુષ સાવધ થઈ ગયો. એણે કહેવા માંડ્યું:

" હે મૃગલોચનાઓ ! પૃથ્વી પર હું તદ્દન નિર્દોષ જીવન ગાળતો હતો. ઘેર ખેતી કરતો, નાનાં ગોકુળ ચારતો ને પાડોશીઓથી પ્રેમ કરતો. ઋતુઋતુના યમનિયમો ને માસમાસના જુજવા ધર્મબંધનો હું પાળતો. સાધુસંતોની સેવા કરતો. "

" સુંદર ! ધન્ય છે તમને ! હવે તમારાં દુષ્કૃત્ય વર્ણવો એટલે વિધિ સમાપ્ત થાય ! જુઓ, હમણે તમારા સ્વાગતના ઉત્સાહી દેવતાઓ શંખસ્વર વિકસાવી રહ્યા છે. "

" સુંદરીઓ, મારું સંપૂર્ણ જીવન સાધુસંતોના સમાગમને લીધે દુષ્કૃત્યરહિત વ્યતીત થયું છે. "

" ખરેખર સાધુવાદને પાત્ર છો. પણ હે પ્રિય દેવ ! માણસ માત્ર ભૂલને પાત્ર છે. આખા જન્મમાં કંઈ ને કંઈ પ્રગટ કે અપ્રગટ કૃત્યો તો સહુને થયાં જ હોય છે. કંઈ ચોરી, કંઈ યારી, કંઈનું કંઈ ? "

" અશક્ય, પ્રિય સુંદરીઓ, અશક્ય ! " પુરુષ ખડખડાટ હસી પડ્યો. " શું એવાં દુષ્કૃત્યો કરનારને આવું સ્વર્ગલોક મળે ? તમારા જેવી અનેક કોમલાંગીઓ સાંપડે ! અંધ પુરુષ તે વળી પર્વત ઓળંગી શકે ! પાપી માનવીને આ પુણ્યવાન પ્રદેશમાં પ્રવેશવાનો શો અધિકાર ! "

અપ્સરાવૃંદ વિમાસણમાં પડી ગયું. એમણે પુનઃ પુનઃ પુરુષને વિનવણી કરતાં કહ્યું:

"સ્વર્ગના ધર્માધિરાજ પાસે માનવીના કર્મધર્મનો હિસાબ રહે છે. તેઓ કહે છે, કે પૃથ્વી પર એવો કોઈ માનવી નથી જેણે મનમાં કદી પાપ ચિંતવ્યું ન હોય, કે એકાદ પણ ગુપ્ત દુષ્કૃત્ય ન કર્યું હોય. ભય, પ્રેમ ને મોહ માનવીને સ્વાભાવિક છે, અને એ સ્વાભાવિકતા કેટલીકવાર માનવી પાસે ગુપ્તપણે પાપ આચરાવે છે. આપના જીવનની એવી ઘટનાઓ સ્વર્ગવાસીઓને સંભળાવવી ઘટે !

"વત્સલ દેવીઓ, તમને નિરાશ કરવી પડે છે તે માટે દુ:ખી છું. પણ સાધુસંતોના સમાગમના પ્રતાપે ભય, પ્રેમ ને મોહથી હું દૂર રહી શક્યો છું."

આ પ્રત્યુત્તર સાંભળી કેટલીક અપ્સરાઓના હસ્તમાંથી કુંભ સરી ગયા. કેટલીક નિરાશ બની ત્યાં બેસી ગઈ.

અચાનક એક ગુપ્તદ્વાર ખૂલ્યું. એ દ્વારમાંથી મહામંત્રી અભય અને મેતાર્ય બહાર નીકળી આવ્યા. અપ્સરાઓ એક ક્ષણમાં અદૃશ્ય થઈ ગઈ. મહામંત્રીએ પેલા પુરુષની પાસે જઈ કહ્યું:

"કુશળ દુર્ગચંડ, તને, તારી કળાને, તારી હિંમતને, તારા ધૈર્યને ધન્ય છે. હું જાણું છું કે તું રોહિણેય છે, પણ મગધના સિંહાસનનો ન્યાય તને અપરાધી તરીકે સ્વીકારવાના સાધનના અભાવે મુક્ત કરે છે. જા, સુખેથી વૈભાર શિખરમાળાને શોભાવ ! મહામંત્રી પોતાના વ્યર્થ પરિશ્રમને વળી ફરીથી સફળ કરશે."

"સમર્થ પુરુષ ! આ શક્તિઓના પ્રચંડ ધોધને સારે રસ્તે વાળજે !" મેતાર્યે આશીર્વાદ આપ્યો.

દુર્ગચંડ અંધારી રાતે દેવવિમાન પ્રાસાદના દ્વારની બહાર નીકળ્યો. હજી ઘેન પૂરું ઊતર્યું નહોતું. લથડિયાં ખાતો ખાતો એ રાજગૃહીની બહાર નીકળ્યો. આ વેળા એક અજાણ્યું તોફાન મનોભૂમિની ક્ષિતિજ પર ઊગી રહ્યું હતું.

## મગધરાજનો જામાતા

[ ૨૨ ]

**રોહિણેયના** પ્રસંગ પછીથી મહામંત્રીના હૃદય પર ઔદાસીન્યનો પડેલો મહાન પડદો ઘણા વખત સુધી ન ઊપડ્યો. એ દરમિયાન પોતાના પ્રિયમિત્ર મેતાર્યનાં સાત કન્યા સાથે લેવાયેલાં લગ્ન સાનંદ સમાપ્ત થયાં : છતાં ય એ આનંદનો પ્રસંગ એમના દિલને ઉત્તેજી ન શક્યો.

અચિંત્ય મનાતી પોતાની શક્તિઓ એક સામાન્ય માણસ વિફળ બનાવી શકે એની ગ્લાનિ એમના અંતરને સદોદિત ભરી રહેવા લાગી. પણ પ્રજાની સ્થિતિ જુદી હતી. પ્રારંભમાં રોહિણેયની મુદ્રાપરિવર્તનની કુશળતાના પરિણામે એ ભૂલાવામાં પડી, પણ એ પછી તો તેઓને વિશ્વાસ થયો હતો કે મહામંત્રી સિવાય પૃથ્વી પરનો કોઈ યોદ્ધો રોહિણેયને આમ ઝડપી શકે તેમ નહોતોઃ અને તેના છુટકારાના સમાચાર પછી પણ પ્રજા ભયવશ થવાને બદલે મગધના અદલ ઇન્સાફની પ્રશંસા કરી રહી હતી. એ તો માનતી હતી કે આજે છૂટેલો રોહિણેય હવે રાજગૃહી સામે નજર નહીં નાખે, ને નાખશે તો હજાર હાથવાળા મગધરાજ ને મહામંત્રી હવે એને પાછો જીવતો જવા નહિ દે !

પણ પ્રજાની આ પ્રશંસા, આ વિશ્વાસ મહામાત્યને કોરી લાગ્યાં. એમના કર્તવ્યશીલ મનને લાગ્યા કરતું હતું કે બહેત આ મહાન નેતૃત્વ તજી નિવૃત્તિ સ્વીકારવી. પણ આ વાત કોને એકવાર મગધરાજને કહેલી ત્યારે હોહા મચી ગયેલી. મગધરાજે પણ કહાવેલું કે મારી અનુજ્ઞા સિવાય આ માર્ગે ન જવું.

ત્યારે શું જીવનનો આનંદ લૂંટાઈ જવા દેવો? મહા જેવા જ પ્રશ્નો યુવાન મેતાર્યને જન્મી રહ્યા હતા. સુરસુંદરીરે સાત સાત પત્નીઓ પામીને સ્વર્ગલોક જેવાં સુખ ભોગવનાર વેદના સદોદિત સતાવી રહી હતી. લોકો મોંએ નહોતાં બોલત એમનાં અંતર હજી ય આ પ્રગટ કુળહીનતાથી ભાગતાં હતાં. તેએ રાજગૃહીનો લાડીલો કુમાર હવે કંઈક અપ્રિય થયો હતો. તેએ બધા પ્રકરણને સાચી સમજબુદ્ધિથી સમજવાને બદલે કોઈ નિ કાવતરું કલ્પી લીધું હતું.

આ કુળહીનતા કેમ ટળે? પ્રજામાં આ પ્રત્યે આદર કે થાય? પદદલિત શૂદ્રતાને આ રીતે પડી રહેવા દઈએ તો વિરોધ જ વધ્યે જાય!

આ વિચારોમાં માતંગનો પ્રશ્ન ઉમેરાયો. ધનદત્ત શ્રેષ્ઠિ ઉદાર હતા, પણ માતંગને પોતાને ઘેર સંઘરવાનું અતિ સાહસ તેઓ ખેડી શકે તેમ નહોતા. વિરૂપાના અકાળ અવસા મૂળથી લહેરી માતંગ બેદરકાર બન્યો હતો. એ પર્વતમાળાઓમ કરતો, સ્મશાનોમાં સૂઈ રહેતો, ઊના પાણીના ઝરાઓની પાસેન એ સહિયરોના ચોતરાઓ પાસે આળોટતો. મેતાર્ય સમજાવવા ત્યારે એ હસીને કહેતોઃ

"કુમાર, આવી આવી મોટી બડાશોમાં તો વિરૂપાએ ધૂળધાણી કરી. ઉપદેશ સાંભળવો જુદી વાત ને આચરણમાં

જુદી વાત. અને જો બધાને મન ઉપદેશ મોટી વાત હતી તો જ્યારે મેં જાહેર કર્યું કે મેતાર્ય મેતપુત્ર છે, ત્યારે બધાને અત્યાશ્ચર્યના ઘા કેમ વાગ્યા? કુમાર, લોકો વાતો કરે છે કે સારામાં સારાં ઉપાનહ હોય તો પણ માથે ન મૂકાય, એ તો પગે પહેરાય."

મેતાર્ય પાસે આ ઘેલાની વાતનો કોઈ ઉત્તર નહોતો. એ નિરુત્તર બની પાછો વળતો, છતાં એમ પાછા વળે એનું દિલ પાછું ન વળી શકતું.

માતંગનું દુઃખ એને ઘેરી વળતું. આખરે માતંગને પાછો વાળવા મેતાર્યે એક દિવસ ધનદત્ત શેઠના ગૃહનો ત્યાગ કર્યો. મેતવાસના પડખે જઈને એ વસ્યો. દિલનો ડંખ વિસારવા એણે મેતકુલો તારવાની પ્રવૃત્તિ આરંભી. મેતોના ઉદ્યોગોને પુનર્જીવન આપવાનું શરૂ કર્યું. શુદ્ધિ ને નિર્ભયતા શીખવવા માંડયાં.

પ્રજાએ આમાં સાથ ન પૂર્યો. કેટલાકોએ ખાનગીમાં ટીકા કરી કે કાકપક્ષીને ગમે તેટલા ક્ષીરનીરમાં સ્નાન કરાવો, પણ કંઈ રાજહંસ બની શકશે? રાજહંસ એ રાજહંસને કાગ તે કાગ.

પણ આ ટીકા મેતાર્યને ન સ્પર્શી. એણે પોતાની પ્રવૃત્તિઓને વેગ મળે તે જોવાનું રાખ્યું. શદ્રવાસ, શદ્રકુળ ને શદ્ર જનતા ધીરેધીરે પલટો લેવા લાગી. એમનો ચોરી કરવાનો સ્તેનવ્યાપાર ધીરેધીરે યોદ્ધાગીરીનો બનવા લાગ્યો. પારકાં મકાન તોડવાં, વાડીઓ ઘેરવી, જનકુળો ભ્રષ્ટ કરવાની પ્રત્યાઘાતક પ્રવૃત્તિને બદલે તેઓએ રચનાત્મક પ્રવૃત્તિઓ આરંભી, અશુદ્ધિ ને અત્યંત હીનતાનો પાશ ધોવાતો ચાલ્યો. વ્યાપારકુશળ મેતાર્યે ધનદત્ત શેઠના કોષમાંથી એક માષા સુવર્ણ પણ આણ્યું નહોતું, છતાં જોતજોતામાં એને ધન તો ઉભરે ભરાવા લાગ્યું.

વાણિજ્યવિશારદ મેતાર્ય કોઈને કંઈ દયાદાન ન કરતો, પણ ખૂબી એવી હતી કે પોતાનો ધનનો પ્રવાહ મેતકુળો ને શદ્રકુળોમાં થઈને વહેતો આવતો હતો. સહુ સહુને યોગ્ય એમાંથી મળી રહેતું ને

અંતે એ પ્રવાહ મેતાર્યના ધનભંડારોમાં જઈ ભળતો. જે મેતકુળો રોજ ગંદકી, મહામારી ને મહાજ્વરનાં ઘર હતાં, ત્યાં આરોગ્યની બંસી બજતી હતી. મેતોએ ગોકુળો વસાવ્યાં હતાં, વ્રજના સ્વામીઓ વ્યાજના બોજમાંથી હળવા બન્યા હતા. કેટલાક સાગરના સફરીઓ બન્યા હતા ને કેટલાક વિશ્વકર્માની વિદ્યાના જાણકાર બન્યા હતા.

આમાં વિશેષ સંસ્કાર નાખવા મેતાર્ય કેટલાક શ્રમણોને અવારનવાર તેડાવતો. શ્રમણો કથાવાર્તા કરતા, ઉપદેશના પદો રચતા, માનવભવની સફળતા કેમ થાય, ઉત્તમ જીવન કેમ જીવી શકાય વગેરે બાબતો દૃષ્ટાંતથી સમજાવતા.

આ રીતે મેત અને શૂદ્રનો મોટો ભાગ નવજીવન પામ્યો હતો, પણ એક વર્ગ કે જે રોહિણેયના દાદાનો પક્ષકાર હતો, એ આ કાર્યનો ઘોર વિરોધ કરતો, મેતાર્યની કોઈ પણ સારી નરસી પ્રવૃત્તિને એ પ્રપંચ તરીકે વર્ણવતો. એ લોકો કહેતા કે આ તો એક જબરદસ્ત કારસ્તાન છે, ગણ્યાગાંઠ્યા શૂદ્રોને મિટાવી દેવાનું ! શૂદ્રો ને દ્વિજન્મો* એક થયા, એ કદી કોઈ કાળમાં, કોઈ શાસ્ત્રમાં વાંચ્યું ? શૂદ્રોના તો બે ધર્મ: ગામમાં વસનારની તેમણે સેવા કરવી, જંગલમાં વસનારે એમને લૂંટવા. રોહિણેયનો દાદો મૂર્ખ નહોતો, ને વીરવર રોહિણેય જે અત્યારે એકલે હાથે લડી રહ્યો છે: એ પણ ગાંડો નથી.

આ બે વર્ગ વચ્ચે ઘણીવાર અથડાઅથડી થતી, એમાંથી રક્તપાત જન્મતો. મેતાર્ય પોતે એમને સમજાવવા જતા ત્યારે તેઓ સ્પષ્ટ કહેતા:

"મેતારજ, તમે બહુ ભલા છો, પણ આ વાતમાં અમે તમારું નહિ માનીએ. અમારી જાત પર દયા કરીને આ પ્રવૃત્તિ બંધ કરો. અમને વધુ અન્યાય ન કરો."

---

* બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય.

"હું અન્યાય કરું છું? જો મારાથી જાણ્યેઅજાણ્યે તમારો અપરાધ થતો હોય તો ચાલો ન્યાય કરાવીએ. મગધરાજ તો પક્ષપાત નહિ કરે ને?"

"એ વાત ખરી!" વિરોધી શૂદ્રો જરા વિચારમાં પડી ગયા. ગઈકાલની બીના તેમની આંખ સામે જ હતી કે પૂરાવાના અભાવે વિચક્ષણ રોહિણેયને રોહિણેય જાણ્યા છતાં મુક્ત કર્યો. શું જવાબ વાળવો એની મુંઝવણ બધાને સતાવી રહી. એક હોંશિયાર માણસે તોડ કાઢ્યો ને કહ્યું:

"કુમાર, મગધરાજ ન્યાય તો ભલો તોળવાના, પણ હું કહું છું કે જો ચારે વર્ણ એક આરે પાણી પીએ એમાં કોઈ જાતનો એમને વાંધો ન હોય તો, શા માટે એક રાજકન્યા મેતારજને ન આપે!"

"રાજકન્યા ને તે મેતારજને?"

"શા માટે નહિ? ક્યાં જેવા તેવા માણસને આપવાની છે? રાજા પહેલ કરે તો પ્રજામાં વિશ્વાસ આવે ને!"

"એ ન બને!"

"તો પારકું ઘર કૃષ્ણાર્પણ કરે પુણ્ય ન થાય! કુમાર! એ તો જળ ને સ્થળ જુદાં તે જુદાં!"

મેતારજ આનો જવાબ ન આપી શકતો, પણ આ બે વર્ગો વચ્ચે મેળ કરાવવાની પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખતો. છતાં શૂદ્રોની આ વાતો ઘેરઘેર પ્રચલિત થઈ હતી.

અને આ વાતને જેઓએ સાંભળી તેઓએ ઝીલીને પ્રચાર કરવા માંડ્યો. દ્વિજો પણ હવે તો છડેચોક કહેવા લાગ્યા કે ખરો ધર્મપ્રચાર તો ઘેરથી જ શરૂ થાય. કાં તો સમાનતાની વાતો બંધ થાય ને કાં તો કંઈ કરી બતાવવું જોઈએ.

એક દહાડો ઘેલા માતંગને પણ આ વાતનું ભૂત વળગ્યું. એણે મહામંત્રીને મુખે સ્પષ્ટ વાત કરી. મહામંત્રીએ પ્રજાનો અભિપ્રાય મગધરાજને સંભળાવ્યો. મગધરાજે પાણીના પ્રવાહ સમી પ્રજાના અભિપ્રાયને હસતાં હસતાં સાંભળીને કહ્યું:

"રાજકન્યા મેતાર્યને પણ વરે, પણ એ પહેલાં મેતારજે રાજગૃહીને શોભાવે તેવાં કાર્ય કરવાં જોઈએ.

"રોહિણેયના હાથમાંથી રાજગૃહીને બચાવી એ મહાન કાર્ય નહીં ?"

"એ તો નગરશ્રેષ્ઠિના પુત્રનો ધર્મ અદા કર્યો; એ તો મેતાર્યનાં કાર્ય, હવે મેતારજ તરીકે શું ? એમાં શૂદ્રકુળો ને મેતકુળોનો શો હિસ્સો ?"

"વારુ, તો મગધનાથ કહે તે કરીએ."

"રાજગૃહીને કાંગરે કાંગરે રત્નમાળા જડાવો ! એનો પ્રકાશ આકાશના વિમાનોને ય અજવાળે !"

"અરે, એ તો હવે મેતકુળોની એકાદ સાગરખેપનું કામ ! અરે, જ્યાં જગતનો વ્યાપારકુશળ વ્યવહારીઓ હોય ત્યાં રત્નમાળની શી ખામી !"

અને માતંગના આ શબ્દો મિથ્યા બકવાદ નહોતા, એ વાત થોડા દહાડામાં બધાને સમજાઈ ગઈ. રાજગૃહીનાં કાંગરા રત્નમાળોથી ઝળહળી ઊઠયાં.

ઘેલા માતંગે ફરીથી માગુ મોકલ્યું. મગધના મહામના રાજવીને આવી વાતો અપમાનકર્તી નહોતી ભાસતી. પ્રજાજીવનની નવ ઉષ્માનો એમાં ચમકારો જોતા. એમણે ફરીથી કહેવરાવ્યું:

"રાજગૃહી સદાને માટે પાવન થતી રહે એવું કાર્ય થવું

જોઈએ. વૈભારગિરિના અગમ્ય પ્રદેશોમાંથી એક ધોરી માર્ગ બનાવે ! એ રસ્તે જ્ઞાતપુત્રને પ્રથમ પધરાવે ! વટેમાર્ગુ અને વણજારોને ચાલુ કરે, તો જ બની શકે !

આ કામ ખરેખર દુઃસાહસ હતું. દ્રવ્યનો તોટો નહોતો, પણ આવી સૂચિભેદ્ય ગિરિમાળાઓનાં પેટાળ ફોડનાર માનવશક્તિનો અભાવ હતો. છતાં જ્ઞાતપુત્રના દર્શનલોભે મેતારજને દ્વિગુણિત ઉત્સાહી બનાવ્યો. એણે દેશદેશથી કુશળ મેતોને તેડાવ્યા ને ભયંકર અટવીઓમાંથી સુંદર માર્ગ–નિર્માણનું કામ શરૂ કર્યું. વૈભારની ભયંકર શિખરમાળો ભેદવા માંડી. માર્ગની બંને બાજુએ સુંદર વૃક્ષો રોપાવા લાગ્યાં.

મેતારજ વિચારી રહ્યો હતોઃ

" આ સુંદર ને ટૂંકા માર્ગેથી જે વેળા પરમ તપસ્વી મહાવીર–જ્ઞાતપુત્ર પધારશે, એ વેળા આ રજ પવિત્ર બની નાચી ઊઠશે. કદાચ સામ્રાજ્યો લોપાઈ જશે, પણ આ માર્ગ નહીં લોપાય. હજારો શ્રમણો, અનેક માલ ભરેલી વણઝારો અહીંથી પસાર થશે. આ વૃક્ષો છાયા ઢોળશે, આ વનમૃગો સાથીદારો બનશેઃ રાજગૃહીનો વ્યાપાર સમૃદ્ધ બનશે ! "

આ કામને દિવસો લાગ્યા, પણ એક અશક્ય મનાતું મહાભારત કાર્ય સમાપ્ત થયું. દેશદેશ વચ્ચેનાં અંતરો એ દહાડે ઘટી ગયાં. નવો માર્ગ નવયાત્રા સમાન થઈ પડ્યો. વૈભારની પ્રદક્ષિણા કરીને પ્રવાસ ખેડતા ને દિવસો બાદ એક શહેરથી બીજે શહેર પહોંચતા શાહ સોદાગરોને હવે લાંબા પ્રવાસોમાંથી મુક્તિ મળી.

આ મહાન કાર્યે પ્રજાની લાગણીને ફેરવી નાખી. મેતારજ બનેલા મેતાર્યની સહસ્ત્રમુખે પ્રશંસા થવા લાગી.

થોડીવારમાં તો નગરમાં ઢંઢેરો પિટાતો સંભળાયોઃ " મહાન

પરાક્રમી મેતારજ સાથે રાજકુમારી સુવર્ણાનાં લગ્ન થશે. પ્રજા ધરો શણગારે, શેરીઓ સંમાર્જન કરે ! કુમારિકાઓ ને પુરવધૂઓ મણિમુક્તાનો વર્ષાદ વરસાવે ! ”

મહાનગરીની પ્રજાઓનાં ભાગ્ય સદાં અત્યાશ્ચર્યવન્તી ઘટનાઓ સાથે સંકળાયેલાં હોય છે. એક રસ બનેલી પ્રજાએ ઉત્સવ આરંભ્યો. પ્રજાએ આગળ–પાછળની વાતો ભૂલી મેતારજને પોતાનો નગર-શ્રેષ્ઠિ બનાવ્યો.

ગોરજ સમયે લગ્નવિધિ પતાવીને પાછા ફરતા મેતારજનાં જે સ્વાગત થયાં એની દેવો પણ ઈર્ષ્યા કરે તેમ હતું.

મગધરાજે રાજકુમારી સાથે નવનિર્મિત દેવવિમાન પ્રાસાદ પણ અર્પણ કર્યો હતો. નવવધુ સાથે મેતારજે એમાં પ્રવેશ કર્યો ત્યારે સાતે સુંદરીઓએ બંનેનું સહર્ષ સ્વાગત કર્યું.

આ દશ્ય દેવોની પુરી અલકાની યાદ આપે તેવું હતું.

# જીવનશુદ્ધિ

## [ ૨૩ ]

**એકવાર** ભૂલેચૂકે અગ્નિ સ્પર્શી જાય અને ભાગ્યયોગે એને પવનનો સાથ મળી જાય, પછી એ આગ બુઝાવી શકય નથી. એવી જ રીતે ગમે તેવા ઘોરપાપીના દિલમાં કોઈ નવીન પ્રકાશનું એકાદ કિરણ પ્રવેશી જાય અને પછી મનોમંથનનો અવકાશ એને સાંપડે તો એ પ્રકાશ ચિરંજીવ બની જાય છે.

દુર્ગચંડ બની રાજગૃહીની અભેદ્ય સત્તાને થાપ આપીને, પાછા વળતા રોહિણેયના દિલમાં અવનવીન જે, તોફાન જન્મ્યું હતું, તે દિવસો વીતવા છતાં એવું જ મનોમંથન જમાવી રહ્યું હતું. એ ગુફાએ ગુફાએ ભમ્યો, શિખરશૃંગોએ ભટકયો, પણ એને કયાં ય ચેન ન પડયું. એને ખરે વખતે નાજુક બનેલા પોતાના દેહ પર ક્રોધ ઉપજી રહ્યો હતો. પોતાની સ્તેનવિદ્યા, સંમોહની શક્તિ ને શસ્ત્રાસ્ત્ર વાપરવાની કુશળતાની નિષ્ફળતા એને ડસી રહી હતી.

અરે, આવા દેહનો ભરોસો શો ? આવી શક્તિઓની વિશ્વસનીયતા શી ? રોહિણેયની નજર સામે એના દાદાની, એના પલ્લીવાસીઓની મૂર્તિઓ ખડી થઈ. વેર, વેર ને વેર. બદલો લેવાની ભાવનામાં ન જાણે કેટકેટલી જિંદગીઓ ધૂળધાણી થઈ ! દાદો બિચારો પળવાર શાંતિથી ન જીવ્યો. એની શક્તિએ, એના શસ્ત્રસામર્થ્યે

ઉલટો એને ઝનૂની બનાવ્યો. લૂંટફાટ, હત્યા, ચોરી, ખુન, કત્લેઆમ ! જાણે રોજના વ્યાપાર !

અને રોહિણેયના શ્રવણપર કોઈ મધુર અવાજ અશ્રાવ્ય રીતે સ્પર્શવા લાગ્યો. ઉકળેલા એના દિલને સહેજ સાતા વળી !

એને પેલા જ્ઞાતપુત્રની યાદ આવી. અમારા વંશનો એ મહાન શત્રુ ! પણ એની યાદ કેમ પ્રિય લાગે છે ? જેનું સ્મરણ કરવું નથી, એ વારેવારે સ્મરણપટમાં ક્યાંથી ઊભરાય છે ? સાધુ થયો એટલે અમારો સમોવડિયો નહીં, બાકી એ ય રાજપુત્ર છે, ક્ષત્રીનાં રણ-વાદ્યોનો પૂજક છે. શરીરેય સમર્થ છે. લોભાવે તેવી કાન્તિ પણ છે. પછી શા માટે આ ભવાડા કરે છે ! ત્યાગ, વૈરાગ્યની આ શી જંજાળ !

અને વિચારશીલ રોહિણેય ઊંડા વિચારમાં ઊતરી ગયો. એકા-એક લાંબા સૂરે ગવાતું કોઈ ગીત એના કાનને સ્પર્શ્યું. પવનની ઉપર સવારી કરીને એ સૂરો આવી રહ્યા હતા.

“ હો પરદેશી—

પરદેશમેં, કુણુ શું કરો રે સ્નેહ !

આયા કાગળ ઊઠ ચલા,

ન ગણે આંધી ન મેહ—હો પરદેશી !

મનોમંથનની જ્વાલામાં સપડાયેલા દિલ પર આ શબ્દો જાણે વીંઝણો ઢોળતા લાગ્યા.

ભમરો આવ્યો રે કમળમાં, લેવા કમળનું ફૂલ,
કમળની વાંછાએ માંહી રહ્યો, જિમ આથમતે સૂર.
હો પરદેશી !

રાતનો ભૂલ્યો રે માનવી, દિવસે મારગ આય,
દિવસનો ભૂલ્યો રે માનવી, ફિર ફિર ગોથાં ખાય.
હો પરદેશી !"

'દિવસનો ભૂલ્યો રે માનવી !' આ શબ્દો રોહિણેયના દિલમાં વારે વારે ઘોળાવા લાગ્યા. ખરેખર, હું દિવસનો ભૂલ્યો છું. છતી શક્તિએ, છતે જ્ઞાને, છતાં સામર્થ્યે મેં કંઈ શુભ ન કર્યું ! કોઈના પર ઉપકાર ન કર્યો ! ન સ્વાર્થ સાધ્યો ન પરમાર્થ ! મહામાત્યને શંકાશીલ બનાવે એવી ચતુરાઈથી પણ શું કારજ સર્યું ! શું સ્વોપકાર કે શું પર ઉપકાર હાંસલ થયો ?

ઉપકાર ! ઉપકાર તો જ્ઞાતપુત્રનો ! એના શબ્દો ન સાંભળ્યા હોત તો આજે મારું શું થાત ! જીવન કેવું ભયંકર બનત ! ભલે, દાદા ભૂલ્યા, હું નહિ ભૂલ કરું ! અરે, દાદાની ભૂલમાં લાખેણા પલ્લીવાસીઓ સદાને માટે છુંદાઈ ગયા.

જ્ઞાતપુત્ર મારા ઉપકારી ! મારા જેવા દિવસના ભૂલ્યાને એ જ માર્ગ બતાવશે. રોહિણેય ભાવુક બની ગયો.

પેલા સૂર તો વહ્યા આવતા હતા.

"સદ્‌ગુરુ કહે વસ્તુ વો'રિયો, જે કાંઈ આવેરે સાથ,
આપણો ×**લાભ** ઉગારીએ, લેખું સાહિબ હાથ.
હો પરદેશી !

જરૂર, જ્ઞાતપુત્ર જેવા સદ્‌ગુરુના ચરણે જવું ! આ બધું મિથ્યા છે. અને રોહિણેયે સૂરની દિશા તરફ દોટ મૂકી.

વૈભારપર્વતનો ગિરિમાર્ગ અનેક ઘુઘરિયાળી વેલોથી, સુંદર શિબિકાઓથી, હય, વાજિ ને રથોથી મુખરિત થઈ રહ્યો હતો.

× શ્રી લાભવિજયજી.

મગધના નાથ, મગધનાં મહારાણી, મગધના મહામંત્રી, મગધની પ્રજા પ્રભુ મહાવીરની પધરામણીએ ચાલી હતી. સહુ સહુ પોતપોતાના સાથ ને સંઘોમાં હતા.

નગરશ્રેષ્ઠિ મેતારજ પણ પોતાના સંઘ સાથે પ્રયાણ કરી રહ્યા હતા. આઠ રૂપયૌવનભરી પત્નીઓ સાથે હતી. અનેક દાસદાસીઓ પણ સાથે હતાં.

મગધના ઇભ્યો, તલવરો, ને બીજા અનેક સામંતો પણ આ નવા માર્ગ પર જઈ રહ્યા હતા. સહુના મુખપર એક જાતનો આનંદ હતો, ઉત્સૂકતા હતી.

મેત લોકોનું એક મોટું ટોળું લાંબે સાદે કંઠેકંઠ ને સૂરેસૂર મિલાવી ગાતું ગાતું ચાલ્યું જતું હતું. આ નવમાર્ગ નિર્માણનું અભિમાન એમના મુખપર હતું.

"તમે બધા ક્યાં જાઓ છો ?" રોહિણેયે પ્રશ્ન કર્યો.

"આ નવીન માર્ગે જ્ઞાતપુત્ર મહાવીર રાજગૃહીને પાવન કરવા પધારે છે. હમણાં થોડેક દૂરના એક વનચૈત્યમાં રહેલ છે. તેમના દર્શનાર્થે જઇએ છીએ."

જ્ઞાતપુત્ર ? રોહિણેય બબડચો, પણ અત્યારની એની મનોદશા જુદી હતી. ભલે ગમે તેવા તો ય જ્ઞાતપુત્ર પોતાના ઉપકારી. એનાં ચાર વાક્યોએ તો પોતાને રૌરવ નરકમાંથી બચાવ્યો.

જ્ઞાતપુત્રના દર્શનાર્થે જાઓ છો ? ચાલો, ત્યારે સહુથી પહેલો હું શા માટે ન જાઉં ! આવો સંયોગ ફરી ક્યારે મળશે !

રોહિણેય રાજમાર્ગની બાજુની ઊંચી ટેકરીપર ફરીથી ચડી ગયો. રાજમાર્ગના પ્રવાસીઓ આ વિચિત્ર પુરુષને અદૃશ્ય થતો નીરખી રહ્યા. એ મૃગબાળની જેમ ખાડાટેકરા કૂદતો, નદીનાળાં

ઓળંગતો, વનઘટાઓ વીંધતો ચાલ્યો. એની ઝડપમાં પવનનો વેગ હતો ને એની છલાંગોમાં કેસરીની તાકાત હતી. યોજનના યોજન આ રીતે એ જઈ શકતો. વનનાં ક્રૂર પશુઓ પણ એનો પીછો ન લઈ શકતાં.

જ્ઞાતપુત્ર જે વનમાં ઊતર્યા હતા, એ વનમાં પહોંચતાં એને બહુ અલ્પ સમય લાગ્યો. જ્ઞાતપુત્ર મહાવીર પોતાના સુવિખ્યાત અગિયાર ગણધરો અને અનેક શિષ્યો સાથે પર્ષદામાં બેઠા હતા. એમના મુખપર પાપીને પણ પાપ વિસ્મૃતિ કરાવે એવી કરુણા વિરાજતી હતી.

ધાર્યું કરવામાં લેશમાત્ર વિલંબ ન સહનારો રોહિણેય ત્યાં પહોંચતાંની સાથે જ્ઞાતપુત્ર મહાવીરના ચરણમાં પ્રણામ કરતો બોલ્યોઃ

“હે નાથ! તમારાં કેટલાંક વચનોએ મને જીવન્ત રૌરવ નરકની યાતનામાંથી બચાવેલ છે. હવે મને આ આત્મા, આ દેહ વિશે સમજાવી સાચો માર્ગ બતાવી મારું કલ્યાણ કરો! હું અઘોર પાપી છું.”

“ધર્મ પાળનાર પાપી રહી શકતો નથી. ધર્મનું શરણ સ્વીકાર, મહાનુભાવ! દેહને જ સર્વસ્વ માનીને ઝૂઝનાર, બાહ્ય આલંબનોને જ સુખનાં સાધન કલ્પનારે આત્માની પણ વિચારણા કરવી ઘટે. આત્મા એક અજેય વસ્તુ છે. ક્રોધ, માન, લોભ ને માયામાં એ અદૃશ્ય છે. આત્માને પ્રાપ્ત કરવો આવશ્યક છે, અને તે માટે રજથી ય નમ્ર, પવનથી ય હલકા ને તૃણ માત્રના પરિગ્રહથી ય પર એવા સાધુ બનવું શોભે છે. દશ લાખ દુશ્મનોના સંહાર માટે જેટલું બળ આવશ્યક છે, એથી ય વધુ બળ આત્મામાં ઉપજેલા ક્રોધને શાંત કરવા માટે જરૂરી છે. એ બળ પ્રાપ્ત કરવા માટે ધર્મપ્રાપ્તિની જરૂર છે.”

“ધર્મ એટલે શું?”

"અહિંસા, સંયમ અને તપનો સમુચ્ચય એ ધર્મ! માનવી કોઈને મન, વચન, કાયાથી મારે નહિ, ત્રાસ આપે નહિ કે સંતપ્ત કરે નહિ, મનને સદા પોતાને વશ રાખી ખોટી વૃત્તિઓથી વેગળું રાખે, અને તપ સેવે, આનું નામ ધર્મ છે. આ ધર્મનું પાલન કરનારને દેવતાઓ પણ નમે છે." *

"હે તારણહાર, મારાં કર્મો અત્યંત હીન છે. મારા દેહનું એક એક રોમ હિંસા, દ્વેષ ને લોહીથી ખરડાયેલું છે. રાત્રીના ઘોર અંધકાર જેવું હિંસક મારું હૃદય છે, અને આ નભોમંડળના તારકો જેવાં પ્રગટ મારાં પાપ છે. શું હું યતિધર્મને યોગ્ય છું?"

"અવશ્ય!"

"સ્વામિન્, મને અશક્ય ભાસે છે."

"કેમ?"

"દીનાનાથ, આપની આંખોમાં તો ધ્રુવના તારા જેવું નિશ્ચલ તેજ છે, અને આપની છાતીમાં તો કેસરીસિંહના સંહારક શરભનું સાહસ છેઃ પણ આ સભા સ્તબ્ધ ન બની જાય તે માટે મેં મારું નામ નથી આપ્યું. મારુ નામ રોહિણેય!"

"રોહિણેય!" પર્ષદામાંથી એકદમ અવાજ ઊઠ્યો. થોડીએક હોહા મચી ગઈ.

"રોહિણેય! આ ભવમાં તો શું, ભવોભવમાં પણ યતિધર્મને યોગ્ય ન થઈ શકે!" એકાએક કોઈ બોલી ઊઠ્યું.

---

* धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥
—દશવૈકાલિક

"કોણ કહે છે, કે ન થઈ શકે!" જ્ઞાતપુત્રે ચારે તરફ દૃષ્ટિ ફેરવતાં કહ્યું. એ દૃષ્ટિના સ્પર્શમાં ય અંતરવલોવવાનું સામર્થ્ય હતું. બોલાવનારની જીભ ફરીથી ન ઉપડી શકી.

"પ્રાણીને પશ્ચાત્તાપ જાગે એટલે પાપનો મોટો ઢગ પણ બળીને ભસ્મ થવાનો! રોહિણેયના દિલમાં આજે એવો પશ્ચાતાપ જાગ્યો છે. એના સમર્થ આત્માને સાચો રાહ મળ્યો છે. રોહિણેય મહાચોર હોવા છતાં મહામુનિ થવાની યોગ્યતા રાખે છે. કેવલ માર્ગ બદલવાની જરૂર છે. એના જેવા સંયમી ને શૂરવીરથી શું અશક્ય છે?"

"પ્રભો, હું આપનો ભવોભવનો આભારી છું. હું યતિધર્મ અવશ્ય સ્વીકારીશ, પણ તે પહેલાં મગધરાજ, મહામાત્ય અને મગધની પ્રજાની મારે ક્ષમાયાચના કરવાની છે. એમનું ધન–વિત્ત તેમને પાછું સોંપવાનું છે. કદાચ તેઓ શિક્ષા કરે તો તે પણ સહન કરવાની મારી તૈયારી છે."

"રોહિણેય, જેનો અન્તરદીપ સળગ્યો, એને ક્યાં ય અવરોધ નથી નડતો. સુખદુઃખ, માનાપમાન એને માટે બધું સમાન છે. મગધરાજ ને જાઓ બધા હમણાં આવી જ રહ્યા હશે."

રોહિણેય તો મગધનું મહાઆશ્ચર્ય હતું. વનચૈત્યની નજીક આવેલા મગધના લોકોને જાણ થઈ ત્યારે મહામંત્રી ને મગધરાજ સાથે હોવા છતાં, ચતુરંગી સેના સજ્જ થઈને સાથે ચાલતી હોવા છતાં પ્રજાના અંતરમાં ભયનો સંચાર થયો. અરે, એ તો પવનવેગી પુરુષ છે. વીજળીની જેમ આટલા સમુદાયમાં વચ્ચેથી હમણાં અદૃશ્ય થઈ જશે.

પણ ના, ના. ભયભીત લોકોએ જ્યારે એને નમ્ર બનીને મગધરાજ અને મહામાત્યના ચરણે નમસ્કાર કરતો જોયો ત્યારે તેઓ લેશ શાન્ત પડ્યા. એ પછી રોહિણેય સમસ્ત પ્રજાની પાસે ક્ષમા-

યાચના કરી રહ્યો હતો ! રોહિણેય જેવો મહાન સુભટ એક નગ્ન ગૃહસ્થની અદાથી ઊભો રહી ઓશિયાળા મુખે બધા સામે નજર નાખે, એ દશ્ય પણ જીરવાય એવું નહોતું.

"મગધવાસીઓ, તમારું લૂંટેલું દ્રવ્ય વૈભાર પર્વતની ગિરિ-કંદરાઓ, પર્વતકુંજો, સરિતાઓ અને શ્મશાનમાં પડ્યું છે. મારે મન હવે એ આ માટીથી પણ ઓછા મૂલ્યનું છે. મગધના કારાગૃહમાં રહેલા મારા વીર સાથીદારો એ જાણે છે, પણ મારી આજ્ઞા વિના એ મુખોચ્ચાર પણ નહિ કરે ! તેઓ તમને બતાવશે. તમે તેમને બોલાવો. હું માનું છું કે તેઓ કદી મારી આજ્ઞા નહિ ઉથાપે. તેઓ પણ મારા માર્ગે જ વળશે !"

"તેઓ પણ તરતમાં જ મુક્ત થશે." મહામના મગધરાજ આ વીરની દરેક રીતે કદર કરવા તૈયાર હતા.

"અને તમે ઇચ્છિશો તો રાજ તમને સેવાચાકરી પણ આપશે" મેતારજે કહ્યું.

"કૃપા છે, તમારી, પણ હવે તો મેં અનેકાનેક રાજવીઓની સેવાને બદલે એક રાજરાજેશ્વરની જ સેવા કરવાનો નિર્ણય કર્યો છે."

"શું સાધુ બનશો ?" બધેથી એકદમ પ્રશ્ન ઊઠ્યો.

રોહિણેયે મસ્તક નમાવી હા કહી. બધા શાન્તિથી ઉપદેશ શ્રવણ કરવા બેઠા.

દોડતા અશ્વોએ ગયેલા ઘોડેસવારો રોહિણેયના વીર સાથી કેયૂર અને બીજા સાથે ત્યાં આવી પહોંચ્યા. જ્ઞાતપુત્ર મહાવીરની દેશના પણ પૂરી થઈ હતી.

રોહિણેયે કેયૂરને પોતાનું તમામ દ્રવ્ય બતાવી દેવા સૂચવ્યું ને સાથે સાથે પલ્લીવાસીઓની વીરતાને આવે રસ્તે વાળી તે માટે

તેણે માફી માગી.

આવાં વિનયવિવેકથી જંગલવાસી કેયૂર અજાણ્યો હતો. એને લાગ્યું કે પોતાનાથી કંઈ અપરાધ થયો, જેથી સરદારને ખોટું લાગ્યું. એની લાલઘૂમ આંખોના ખૂણા ઠરડાયા, એણે ગળગળે અવાજે કહ્યું:

"મહારાજ રોહિણેય, હજાર મગધરાજો અમને તમારી વફાદારીમાંથી આ જન્મમાં તો ચળાવી નહિ શકે. સેવકોનાં માથાં માગો ત્યારે તૈયાર છે. પછી આવી વાતો શા માટે?"

"કેયૂર, તું ન સમજ્યો! અરે, તારા જેવા વીરોને કેવળ કુળના કારણે દૂર હડસેલાયેલા જોઈને જ મને સામ્રાજ્ય હાથ કરવાની લે લાગી હતી. પણ હવે તો એ સામ્રાજ્ય નાનું લાગે છે. હું જ્ઞાતપુત્રનો શિષ્ય બન્યો છું." અને રોહિણેયે પોતાની આપવીતી કેયૂરને કહી સંભળાવી.

શરીરબળનો મહારથી કેયૂર આ બધી મૂંઝવણમાં કંઈ ન સમજી શક્યો. એણે રોહિણેયની આજ્ઞાનુસાર વૈભાર પર્વતમાં છુપાવેલી તમામ દોલત બતાવવા માંડી. ધનદોલતની કંઈ કમીના નહોતી. શકટનાં શકટ ભરાવા લાગ્યાં.

પ્રજા આનંદમાં આવી ગઈ, એ તો જ્ઞાતપુત્રના પગલે શાં શાં નિધિ પ્રગટે, એના ગુણગાન ગાવા લાગી. ધન અને ધર્મનાં જાણે રાજગૃહીમાં પૂર આવ્યાં! ઉદાર રાજવીએ જેનું જે હતું તેને તે પહોંચાડયું.

મહાન રોહિણેય મુનિ બન્યો. રાજગૃહીએ એ પ્રસંગને છાજે તેવો ઉત્સવ રચ્યો.

જ્ઞાતપુત્રના પગલે નગરી ધન્ય બની.

## પાણી પહેલાં પાળ

### [ ૨૪ ]

**દિવસો** વીત્યા એ પાવનકારી પ્રસંગને.

રાજગૃહીના દેવવિમાનપ્રાસાદના રત્નદીપકો હજી એની એ જ રીતે પ્રગટતા હતા, અને એની એ જ રીતે ત્યાં હરએક રાત્રિએ સ્વર્ગની શોભા ખડી થતી હતીઃ છતાં પણ કાળના અનેક ઝાપટાંઓ એ ઉપર વર્ષી ગયાં હતાં.

ઘણીવાર વર્ષ પણ દિવસના જેટલી જ ઝડપથી પસાર થઈ જાય છે. સુખી રાજગૃહીએ પણ એવાં કેટલાંય વર્ષો ઝડપથી પસાર થતાં નિરખી લીધાં હતાં. અત્યાશ્ચર્યના આઘાત લાગે એવા સંજોગો જ જાણે નહોતા. હવે નિત્ય ઉજાગરા કરાવતો રોહિણેય નહોતો, કે નિત્ય દુશ્મનદળની ચિંતા રખાય એવો એકે દુશ્મન નહોતો !

મેતારજ નગરશ્રેષ્ઠિના પદે હતા. એણે ધનધાન્યના પ્રવાહો સદા ભરપૂર રાખ્યા હતા. મેતલોકોએ અને પલ્લીવાસીઓએ કેટલાય પ્રદેશો હરિયાળા બનાવ્યા હતા.

આટલાં વર્ષોમાં આશ્ચર્યવન્તી ઘટનાઓમાં મહામંત્રી અભયની નિવૃત્તિ ને દીક્ષાસ્વીકાર હતોઃ છતાં એ ય વાત તરત ભૂલાઈ જાય તેમ હતી. સતી ચેલ્લણાના પુત્ર કૂણિકે એ પદ સંભાળી લીધું

હતું. એ ય વીર, ધીર ને વિચક્ષણ હતો : છતાં કોકવાર એની ઉતાવળે અનુમાન કરી લેવાની આદત પ્રજાને જૂના મહામાત્યની યાદ તાજી કરાવતી. કોકવાર વયોવૃદ્ધ મગધરાજ સામેની તેમની તોછડાઈની લોકો ટીકા કરતા: પણ એ તો નગણ્ય બાબતો હતી.

ધનધાન્ય ને મણિકનકથી અભરે ભરેલી આ નગરીને કાળના દુર્નિવાર પ્રવાહોનો જાણે ઘસારો જ નહોતો બેઠો, અને એવો ઘસારો આઠ આઠ અપ્સરાઓ સાથે દેવવિમાન પ્રાસાદમાં ભોગ ભોગવતા પ્રૌઢ મેતારજને પણ નહોતો પહોંચ્યો.

રોજ નવી રાત, નવા રાસ ને જાણે નવી જ રસિયણો ! એક સુદીર્ઘ સુખદ સ્વપ્નમાં મેતારજ લુબ્ધ ગયા હતા. નગરશ્રેષ્ઠિનું પદ લાધ્યા પછી એમની મહત્તા વધી હતી. રાજગૃહીના ઓવારે ઊતરતા દૂરદૂરના પ્રવાસીને મોંએ એમના જ રોમાંચક નામની રટણ ચાલતી: પણ એમનાં દર્શન દુર્લભ હતાં. પ્રવાસીઓ, સાગર સફરીઓ ને મોટા સાર્થવાહો એમના દર્શન માટે ઉત્સુક રહેતા, એમની મુલાકાતો માટે પ્રયાસ સેવતા: પણ આઠ આઠ જીવની કિલ્લેબંધીઓ ભેદીને નગરશ્રેષ્ઠિ કદી બહાર ન નીકળી શકતા.

કેવળ પરિચય પાડવાનો પ્રસંગ રાજસભામાં જવાને વખતે પડતો, પણ એમાં ય છેલ્લા વખતથી કંઇક વિઘ્ન આવ્યું હતું. લોકો વાતો કરતાં કે મહામાત્ય અભય સાથેની ઘનિષ્ઠ મિત્રતા હવે મહામાત્ય કુણિક સાથે નથી રહી. કેટલાક આ વાતોને તિરસ્કારી કાઢતા ને કહેતા કે હવે રાજગૃહમાં મગધરાજ ને રાણી ચેલ્લણા સિવાય રહ્યું છે પણ કોણ ? કેટલાય કુમારો, કેટલીય રાણીઓએ દીક્ષા સ્વીકારી લીધી છે. હવે તો બધું નવું વાજું છે. અને ખરેખર, કહેનાર એ રીતે સાચો હતો. જૂનું કહી શકાય તેવું વયોવૃદ્ધ મગધરાજ સિવાય કોઈ નહોતું.

મગધરાજને ય માથે પળિયાં આવ્યાં હતાં, ને કરવાનું કરી

લેવાનો વખત વળતો હતો, પણ અંતઃપુરની માયા, વનવાસનાં કષ્ટો ને ક્ષુધાતૃષાના પરિસહો તેઓ સહી શકે તેમ નહોતા. શસ્ત્રોના અનેક ઘા સામે મોંએ ઝીલનારી એમની પ્રચંડ કાયા લેશમાત્ર ટાઢ કે તડકો વેઠવા અશક્ત હતી.

એમાં ય વયોવૃદ્ધ મગધરાજને એક પ્રસંગે વધુ તપાવ્યા. એક-વાર કૌમુદી–ઉત્સવમાં એક કિશોરબાળાને નિરખી. ઉગતા ચંદ્રની રેખા જેવી એ બાળા ફૂટડી હતી. વૃદ્ધ મહારાજની નસોમાં ફરીથી કામજ્વરે સંચાર કર્યો, પણ એ વેળાએ તો મહામાત્ય અભય મોજુદ હતા. સમર્થ અને વિચક્ષણ પિતાની નબળાઇથી એ પૂરી રીતે વાકેફ હતા. એ નબળાઈ બીજું રૂપ ન લે એ માટે એમણે એ કિશોરીને મહારાજના અંતઃપુરની રાણી બનાવી. ભોગસમર્થ રાજવીના આ કૃત્ય સામે પ્રજાને કંઇ કહેવાનું નહોતું, પણ આ ઘટનાએ અંતઃપુરમાં એક જાતનો વિસંવાદ જગાડ્યો. ભડભડિયા કુણિકે સ્પષ્ટ રીતે વિરોધ કર્યો; પણ આ વિરોધ કે વિસંવાદ મહામાત્ય રૂપી સાગરમાં બુદ્‌-બુદની જેમ અલોપ થઇ ગયો. તેઓએ કહ્યું કે એક માણસ પાસેથી બધી વાતની આશા રાખવી વ્યર્થ છે, કોઇની નબળી કડીનો લાભ ન લેતાં એને સાંધવા–સુધારવા યત્ન કરવો ઘટે !

પણ આ તો ફિલસૂફીની વાતો હતી: એ વાતો મહામાત્યના જવા સાથે વરાળ થઇને ઊડી જતાં વાર ન લાગી, અને આટલેથી બાકી હતું કે પેલી કિશોરીએ પણ પોતાના ચાલુ જીવન કરતાં પ્રવર્તિની ચંદનાના સાધ્વીસંઘમાં ભળી જવાનું વધુ પસંદ કર્યું. મગધરાજ પાસે એણે આજ્ઞા માગી. તેમણે પણ જાણે પોતે પ્રાયશ્ચિત્ત કરતા હોય તેમ પોતાની એક માત્ર સંગિનીને અનુમતિ આપી દીધી. એ સાધ્વી બની ગઈ.

આખા મગધના મહારાજ્યમાં મગધેશ્વર એકલા રહ્યા ! રાણી ચેલ્લણા સતી સ્ત્રી હતી, પણ એનું ય હૈયું ખંડિત થયું હતું. દીક્ષિત

થવાની પ્રબલ ભાવના છતાં કુણિક ને મગધરાજ વચ્ચેના સંબંધનો એ સેતુ બનેલી હતી. એટલે એણે દીક્ષિત થવાની મંજૂરી નહોતી માગી.

મગધની મહાનૌકા આમ ચાલી જતી હતીઃ કદીક એના નિશ્ચલ સ્થંભો પર નાનુંશું તોફાન સ્પર્શી જતું, કદીક એના દિશાસૂચક યંત્ર પર આવરણો આવી જતાં, પણ એ બધું ક્ષણ માટે રહેતું ને ક્ષણિક નીવડતું. એ નૌકા એમ ને એમ આગળ વધે જતી.

છતાં ય નૌકાના નાના–મોટા સૂત્રધારો ઓછા થયા હતા. જે થોડાઘણા હતા તેમાંના ઘણાને ઉદાસીનતા સ્પર્શવા લાગી હતી. એ ઉદાસીનોમાં મુખ્યત્વે નગરશ્રેષ્ઠિ મેતારજ હતા. તેઓએ રાજ-કાજમાં માથું મારવું તજી દીધું હતું. મગધરાજના જામાતાના દાવે અંતઃપુરમાં વારેવારે જતા આવતા હતા, એ પણ હવે ઓછું થયું હતું.

તે ભલા ને તેમનો દેવવિમાનપ્રાસાદ ભલો. આઠ આઠ સુંદરીઓ સ્વર્ગને ભૂલાવી નાખે તેવાં સુખ આપતી હતી. ઋતુ ઋતુને યોગ્ય વિરામભવનોમાં રોજ નવનવા ભોગવિલાસ ઉજવાતા. નગર-શ્રેષ્ઠિ મેતારજ એક મહા સુખદ સંસારમાં ઝબકોળાઈ ગયા હતા.

આવા સુખદ સ્વપ્નમાં એકવાર ભંગાણ પડ્યું.

સેવક સંદેશો લાવ્યો હતો કે કોઈ દેવમિત્ર આપને મળવા માગે છે.

" ક્યાં છે દેવમિત્ર ? "

" નગર બહાર, ચૈત્યમાં. "

" નગર બહાર ? વારુ, જા એમના માટે બંદોબસ્ત કર. હું આવું છું. " આઠ સુંદરીઓ સાથે જલક્રીડામાં ગુંથાએલા નગરશ્રેષ્ઠિ મેતારજને આવે વખતે બહાર જવું યોગ્ય ન લાગ્યું. આઠે સુંદરીઓ

શરીર પર કેવલ એક જ પારદર્શક આવરણ વીંટી જલકુંડની પાસે મેતારજની રાહમાં ઊભી હતી. સંસાર માંડયાને વર્ષો વીત્યાં હતાં, પણ દેહ હતા જાણે નવસુંદર નવોઢાના !

જલકુંડમાં સુવર્ણમત્સ્યો ક્રીડા કરી રહ્યાં હતાં, ને પદ્મિનીની વેલ ચારે તરફ પથરાયેલી હતી.

" સુંદરીઓ, મારો કોઇ દેવમિત્ર આવ્યો છે. હું તેને મળીને ક્ષણવારમાં પાછો ફરું છું. "

" ભલે, પધારો ! " સુંદરીઓને રસભર્યાં આ કાર્યક્રમમાં અચાનક આવેલો વિલંબ ન રૂચ્યો, પણ દેવમિત્રની વાત સાંભળી તેઓએ કચવાતા મને રજા આપી.

ગ્રીષ્મના દિવસો હતા, ઊગતા પ્રભાતની મીઠી લહરોમાં ય ઉકળાટ હતો. સુખી જીવન જીવતા મેતારજને આવી વેળાએ બહાર નીકળવું દુઃસહ હતું. સુંદર શિબિકા તૈયાર કરવામાં આવી, અનેક દાસ સુગંધીજળનો છંટકાવ કરતા આગળ ચાલ્યા. કેટલાય વાતપત્રો ને ચામરો ઢોળતા સાથે ચાલવા લાગ્યા, છતાં ય નગરશ્રેષ્ઠિ મેતારજને સૂર્યકિરણ સંતાપી રહ્યાં હતાં.

તેઓ નગરબહાર ચૈત્યમાં પહોંચ્યા ત્યારે એક વૃક્ષ નીચે બેચાર શ્રમણો બેઠેલા જોવામાં આવ્યા.

" ક્યાં છે મારા દેવમિત્ર ? " મેતારજે શિબિકામાં બેઠા બેઠા પ્રશ્ન કર્યો.

" આવો, નગરશ્રેષ્ઠિ ! સંસારની માયા શું એવી ભૂલભૂલામણી છે, કે જોતજોતામાં જૂના સ્નેહીઓને વિસરી ગયા ? " એક શ્રમણે બેઠા બેઠા કહ્યું :

" કોની આ પ્રેમભરી પરિચિત વાણી છે ? શું મહામંત્રી પોતે ?"

" ના, ના. મુનિ અભય ! "

" ધન્ય છે મહામુનિ ! પ્રથમ દૃષ્ટિએ આપને ન પિછાની શક્યો ? કેમ મને યાદ કર્યો, વારુ ! "

" તમને યાદ આપવા ! નગરશ્રેષ્ઠિ મેતારજ ! અર્થ–કામને ખૂબ સાધ્યો, હવે અંતિમ પુરુષાર્થ મોક્ષનું શું ? પાણી આવવા પહેલાં પાળ બાંધો ! "

" મુનિવર, વિચાર તો ઘણીવાર થાય છે, પણ એમ લાગે છે કે આ કાયા સંયમના ભાર શી રીતે વહેશે ? આઠ આઠ મદભરી વહાલસોયી પ્રિયતમાઓનો વિયોગ કેમ સહેવાશે ? વૈરાગ્યના વિચારો જ હૈયું ભારી કરે છે."

" અમને કશું જ અસાધ્ય નથી. વીર, ધીર મેતારજ આટલો કાયર કાં ? શું ચંદનાનું દૃષ્ટાંત યાદ નથી ? વિરૂપાથી વહાલસોયી સ્ત્રી કદી દેખી હતી ? છતાં વખત આવ્યો એટલે બધું ય મૂકીને ચાલવાનું ! ત્યાં કશી ય દાદ ફરિયાદ નહીં ચાલવાની."

" બધું ય સમજુ છું, મુનિવર ! પણ હજી મોહપાશ છૂટતા નથી. આવીશ, એક દહાડો જરૂર આવીશ."

" નગરશ્રેષ્ઠિ, આવતાં આવતાં અસૂરું ન થાય એ જો જો ! આ તો કમળની કેદ છે. કઠણ કાષ્ઠને જેર કરી નાખનારો પ્રેમી ભમરો મધુ ચૂસવામાં મગ્ન બની રહ્યો ને સાંજ પડી ગઈ. કમળ બિડાઈ ગયું. પ્રેમી ભમરાએ એ કમળને વીંધીને જવા કરતાં એક રાત કેદમાં જ રહેવાનું યોગ્ય સમજ્યું ને એણે વિચાર્યું : હમણાં સૂર્યોદય થશે, કમળ ખીલશે ને મુક્ત બનીશ. પણ એને ખબર નહોતી કે એક ક્ષુધાતુર હાથી કમળનો ચારો કરવા ચાલ્યો આવતો હતો, ને એવાં

હજારો કમળને ક્ષણવારમાં પોતાની મહાન ગર્તામાં સમાવી દેવાનો હતો, માટે કમળપત્રની કેદ છાંડી દો, મેતારજ! કેવલ તમને જાગ્રત કરવા આવ્યો હતો. તમારી અપાર સમૃદ્ધિની, વિશાળ સંપત્તિની વાતો સાંભળી હું અત્યંત ચિંતાતુર હતો. રખે, એ સંપત્તિ સત્યાનાશ ન નોતરે! બસ આગળ જાઉં છું."

"અહીં થોભો, થોડા દિવસ વિશ્રામ લો! રાજગૃહી તમારી જ છે."

"આપણું કંઈ નથી, આ દેહ પણ આપણો નથી. નગરશ્રેષ્ઠિ મેતારજ, આ ગ્રીષ્મનો ઉકળાટ આકાશમાં વાદળોના ગોટાને ઉમેટે ને ચાતુર્માસ બેસે, તે પહેલાં મારે પરમપ્રભુને જઈ મળવું છે, ધર્મલાભ!"

"વંદન!" મેતારજે નમસ્કાર કર્યા.

ચારે શ્રમણો જોતજોતામાં આગળ ચાલ્યા ગયા. મેતારજ એમને ક્ષિતિજમાં ભળતા જોઈ રહ્યો. એમના દિલમાં સમર્થ પુરુષ અભય વિષે વિચાર ચાલી રહ્યો હતો.

## બંધનમુક્તિ

[ ૨૫ ]

**દેવમિત્રની** વાતે પ્રારંભમાં ઘણો સંતાપ જન્માવ્યો, પણ હવે એ વાત ધીરે ધીરે વિસારે પડતી હતી. થાકેલો, હારેલો મહાસાગરનો તરિયો ડૂબતો ડૂબતો ય જેમ મહાસાગરનાં અથાગ જળને વીંધી ક્ષણ બે ક્ષણ સપાટી પર આવી જાય એમ નગરશ્રેષ્ઠિ મેતારજનું થતું. ક્ષણભરમાં વાસનાત્યાગનો નિર્ણય કરતા ને ક્ષણવારમાં વાસનાના પૂરમાં તણાઈ જતા.

કાળનું ચક્ર ફરે જતું હતું. મેતારજના દેહ પરથી હજી તેલ-અત્તર ઓછાં થતાં નહોતાં, અને મદભરી રમણીઓના સ્નેહપાશ હજી તેવા ને તેવા હતા. આખોય રાજબાગ ઉજ્જડ થતો ચાલ્યો હતો. કેવળ એકાદ ખૂણે મેતારજ જેવું કોઈ નવરંગી ફૂલ શિશિરનાં ઝપાટા-ઓથી અળગું અસ્તિત્વ જાળવી રહ્યું હતું. રોજ રોજ નવી રસભરી રાતો ઉગતી અને નવું જોબન પ્રગટતું !

પણ ભલા, શું મેતાર્યને આ બધું હજીય પ્રિય હતું ? આઠઆઠ જોબનભરી પ્રિયતમાઓ વચ્ચે શું વિરૂપાનું બલિદાન ને શેઠાણીનું વાત્સલ્ય—દુઃખ તે ભૂલી ગયા હતા ? પોતાનો જનક માતંગ શું તેમને યાદ પણ આવતો નહિ ? ના એવું નહોતું. મેતાર્યે તો મેતારજ —મોટા ચાંડાલનું બિરુદ ધાર્યું હતું: અને પ્રભુના ઉપદેશને અનુસરીને

તેઓ ઉચ્ચ–નીચના ભેદ દૂર કરવા મથતા હતા. નીચી ગણાતી કોમોમાં જ્ઞાન, સંસ્કાર વેરવા એ ઠેર ઠેર ફરતા; અને સહુની સામે વિરૂપાનું દૃષ્ટાન્ત રજૂ કરતા. એમના પ્રયત્નના પરિણામે કેટલાંય ચાંડાલ–કુલ અગ્રગણ્ય થયાં હતા, ને ગૃહસ્થ તથા સાધુજીવનની ચરમસીમાને પણ પહોંચ્યાં હતાં.

અને આ છતાં ય, રંગરાગ ને એશઆરામની આ દુનિયા વચ્ચે એ જાગતા હતા. તક શોધતા હતા. વાસનાનો તાગ લેતા હતા.

એકવાર મેતારજ અડધી રાતે જાગી ગયા. પ્રિયતમાનો હાથ એમની છાતી ઉપર પડી ગયેલો. એમાં સ્વપ્ન લાધ્યું. જાણે સંસારસાગરમાં બધા ય તરી ગયા છે, વિરૂપા તો સાગરને સામે કાંઠે ખડી છે; ને સાદ પાડી રહી છે. બધાયની ગતિ પ્રગતિ ફરી રહી છે, પણ ન જાણે મેતારજ સાગરમાં પડતાં જ ડૂબકા મારવા માંડ્યા, અને એકવાર તો તળિયું પણ માપી આવ્યા. કેટલી ગભરામણ! કેટલી મુંઝવણ!

ઝબકીને જાગીને જુએ છે, તો ન મળે સાગર કે ન મળે પાણી. કદલીદલ જેવો પ્રિયતમાનો હાથ છાતી ઉપર પડ્યો છે! એમણે ધીરેથી એ હાથને અળગો કર્યો; છતાં ય સુવર્ણપિંજરની મેના એ હાથનાં રત્નકંકણોનાં રવથી જાગી ગઈ, ને ચીંચી કરવા લાગી. મેતારજ ફરીથી ઊંઘવા પ્રયત્ન કરવા લાગ્યા, પણ ન ઊંઘી શક્યા.

એ ઊભા થયા ને બહાર ઝરૂખામાં આવી ઊભા રહ્યા. રાત્રી નીરવ હતી. મેતારજનું મન તોફાને ચડ્યું. સામે પિંજરમાં મેના પાંખ ફડફડાવી રહી હતી. રાજમંદિરની આ મેના હતી. સુવર્ણ પિંજરમાં વસનારી હતી; છતાં એને ય અજંપો હતો! મેતારજ ધીરેથી પાસે ગયા, પિંજર ઊઘાડી નાખ્યું. એમને ખબર હતી કે રાજકુંવરીને આ મેના પ્રાણસમ પ્રિય હતી.

મેના એક લાંબી કિકિયારી સાથે બહાર નીકળી ને પાંખો ફફડાવતી ગોખ પર બેઠી. વિદાય લેતી મેનાને જોવા મેતારજે ભર ઊંઘમાં સૂતેલી પ્રિયતમાને જગાડી. વિખરાયેલો લાંબો કેશકલાપ, સમસ્ત કપોલ પ્રદેશને રંગી રહેલો સૌભાગ્ય તિલક ને ઝીણા ઉત્તરીયથી ઢંકાયેલો મનોહર દેહ! આ રૂપ જોઈ એકવાર મેતારજના દિલની વૈરાગ્ય ભાવના ધ્રુજી ઊઠી, પણ બીજી પળે હૃદય સ્વસ્થ કરી તેમણે કહ્યું: "પ્રિયતમે! આ મેના જાય છે!"

"પ્રિય, જો જો! એવું ન કરતા. એ તો મને પ્રાણથી પણ પ્યારી છે."

"પણ એ તો આ ચાલી!" મેતારજે પાસે જઈ મેનાને પકડવાની ચેષ્ટા કરી, પણ સ્વતંત્ર બનેલી મેના તો ભુરરર...કરતી ઊડી ગઈ ને અંધકારમાં અદૃશ્ય થઈ ગઈ.

"મેના તો ગઈ,...પ્રિયતમે! હવે શી રીતે જીવાશે? અને તું મરીશ, તો મારે પણ મરવું જ રહ્યું" મેતારજે વ્યંગ કરતાં કહ્યું.

"હવે મરવા–કરવાની વાત જવા દો? મરેલાની પાછળ કંઈ કોઈ મરી જાય છે! પણ એ તો પ્રેમની વાત છે. મને આ મેના ઉપર અત્યંત પ્યાર હતો. ને પિંજરામાં પંખી પાળવાની મગધેશ્વરની મનાઈ છતાં ખાસ આજ્ઞાથી મેં એને પાળી હતી!"

"બસ, મારું એજ કહેવું હતું. જનારાને જવા દઈ, સહુએ રહેલાથી આનંદ માનવો જોઈએ. જો, વિરૂપા ગઈ, શેઠાણી ગયાં, માતંગે ન જાણે ક્યાં ગયો ને હું? કમને જવાનો વખત આવે તે પહેલાં મનપૂર્વક શા માટે ન ચાલ્યો જાઉં! સુંદરીઓ, મહામાત્યે આ લોક પણ સાધ્યો ને પરલોક પણ! મેં શું કર્યું?" મેતારજ બોલતા બોલતા થોભ્યા.

"જા, તમામને જગાડીને અહીં બોલાવ! આ વાત મારે તેમને પણ સમજાવવી છે." મેતારજે બાકીની પત્નીઓને જગાડવા કહ્યું. બધી સ્ત્રીઓ મેતારજના ધૂની ને ચિંતક સ્વભાવથી સુપરિચિત હતી. એમને લાગ્યું કે દૂધને ભલે ઊભરો ચડે! એ શમાવવા માટે પાણી તૈયાર હોય પછી શી પરવા? ભર ઊંઘમાં પડેલી બધી રમણીઓ વિસ્મયથી આંખો ચોળતી ત્યાં આવી પહોંચી. મેતારજે ફરીથી બધી વાત કહી; અને જણાવ્યું કે: "ડાહ્યો માણસ જનારાને જવા દઈ રહેલામાંથી આનંદ મેળવે છે. કદાચ કાલે હું પણ ચાલ્યો જાઉં તો..."

બધી રમણીઓ ઉપર જાણે વીજળી પડી. બધી એકદમ ચમકી ઊઠી, મેતારજે ફરીથી કહ્યું: "સુંદરીઓ, મારી કમળ-કેદ પૂરી થઈ. મેના ગઈ, એમ મારે ય જવું રહ્યું. પિંજરવાસ ક્યાં સુધી? તમે આ સમૃદ્ધિ ભોગવો. તમને બધું આપેલું છે. આ બધું ભોગવજો ને બને તો તમે પણ આ લોકના સુખ તરફથી જરા પરલોક તરફ નજર કરજો!"

"એ વાત કરશો મા! એ ન બને!" બધી રમણીઓ ચિત્કાર કરી ઊઠી.

"સુંદરીઓ, તમે બધી મને એ વાતની ખાતરી આપો છો, કે તમારું આ રૂપ કદી નહિ કરમાય અને તમારું આ યૌવન સદા ખીલેલું રહેશે? અને મારા દેહનું પણ શું? આ બાહુની પ્રચંડતા ને પગની આ દઢતા શું સદાકાળ ટકશે? માટે બધું યોગ્ય વખતે થઈ જાય તેમાં જ મજા છે. મોહ છે, ત્યાં દુઃખ અવશ્ય થાય, પણ સાચો પ્રેમ પ્રેમીનું હિત જુએ છે. મારું હિત જુઓ ને મને રજા આપો!"

સુંદરીઓ કંઈ જવાબ ન આપી શકી, કેવલ તેમનાં નેત્રોમાંથી આંસુઓનો પ્રવાહ વહી રહ્યો.

એ આખી રાત્રિ પ્રેમીઓ વચ્ચે અજબ રસાકસી ભરી વીતી,

પણ મેતારજ હવે દૃઢ બન્યા હતા. કોઈ પણ વાત તેમને લોભાવી કે થોભાવી શકે તેમ નહોતી.

વહેલી સવારે રાજગૃહી કામધંધે વળગે એ પહેલાં બધે સમાચાર પ્રસરી ગયા, કે મેતારજ સંસારત્યાગ કરી રહ્યા છે. જેણે જેણે આ સમાચારો સાંભળ્યા તે સ્તબ્ધ થઈ ગયા.

માયાનો અંચળો ફગાવીને, મેતારજ ચાલ્યા ગયા. એ દિવસે જે દુઃખ, દર્દ જન્મ્યાં, એ દિવસે દિવસે ઓછાં થતાં ચાલ્યાં. એમને કોઈ પાછું ન લાવી શક્યું. પાછા લાવનારા જ અડધે રહ્યા.

મગધરાજને પણ એક દહાડો સંદેશો મળ્યો કે વખત વીત્યા પછી કરેલાં કામ અફળ જશે. પાણી આવ્યા પહેલાં પાળ બાંધી લેવી સારી છે. અડધું અંતઃપુર ઉજ્જડ થયું, ખાસ ખાસ અનુચરો પણ ચાલ્યા ગયા, હજી ય વખત આવ્યો નહિ! પણ મગધરાજનાં મોહનાં બંધનો ઢીલાં ન થઈ શક્યાં.

દેવોને ઈર્ષા આવે એવી સમૃદ્ધિ છોડીને નીકળેલા મેતારજ મુનિ ઘોર અરણ્યોમાં એકલા વિચરવા લાગ્યા. સ્મશાનોમાં એ સૂઈ રહે, ને દિવસોના દિવસો સુધી અન્ન ન આરોગે: જ્ઞાનધ્યાન ને જપતપ એમના સાથી.

શમ, દમ ને ક્ષમા! આ ગુણોના તો તે આગાર બન્યા. એમનું અંતર બધા જીવોને સમભાવથી જોતું હતું, ને પ્રમાદરહિત વિચરતા તેઓ કોઈના અકલ્યાણમાં રહેતા નહોતા.

તેઓ પ્રભુ મહાવીરે અર્પેલી અહિંસા ભાવનાનો પરમ પ્રચાર કરતા. તેઓ કહેતા:

**सव्वे जीवा वि इच्छंति जीविउं न मरिज्जउं ॥**

બધા જીવો જીવવાને ઇચ્છે છે, કોઈ મરવાને ઇચ્છતું નથી.

જીવો અને જીવવા દો! એક તણખલાને પણ ઈજા પહોંચાડવાથી અટકવું.

મેતારજ મુનિ આ રીતે ઉત્કટ તપ કરવા લાગ્યા. ધીરે ધીરે હાથી જેવી એમની કાયા ગળતી ચાલી. ન એ રૂપ રહ્યું કે ન રહ્યું એ તેજ! સ્મશાનના વસનારા આ અવધૂતને ભલભલા પિછાણી શકતા નહિ. મુનિરાજે સાપ કાંચળી ઉતારે એમ પૂર્વાવસ્થાને સ્મરવી પણ છોડી દીધી હતી.

મેતારજ ગામે ગામ વિચરવા લાગ્યા. એમનો ઉપદેશ તો એક જ હતો. પરાર્થે પ્રાણ વિસર્જન! દુનિયાના ઉત્કર્ષ અને ઉદ્ધાર અર્થે એકબીજાએ બલિદાનની પરંપરા ચાલુ રાખવી જોઈએ. દુનિયાનો કોઈ પણ છોડ ખાતર વગર ઊગી શકતો નથી, અને એ ખાતર બનનારે પોતાનું સર્વસ્વ ગુમાવવાનું હોય છે. દુનિયાના તમામ ઉત્કર્ષ અર્થે માનવીઓ ખાતર રૂપ ન બને તો જગત સ્વાર્થાંધોનું જ ટોળું બની રહે! પાણી, પવન, સૂર્ય, ચંદ્ર બધા જ જો સ્વાર્થ માટે જ જીવે તો સંસારની શી સ્થિતિ!

અને સાચી અહિંસા પણ કોનું નામ? દુશ્મનને મારીને નહિ, એના કલ્યાણ માટે મરીને જીવન સાફલ્ય કરવું જોઈએ. એવું સાફલ્ય ન આણી શકીએ તો આ નાશ પામનાર જીવનનો કંઈ અર્થ નથી. વસંત આવી તો એણે હરએક પ્રાણીને નવજીવન આપી, એ નવજીવનના કાર્યમાં જ ખતમ થઈ જવું ઘટે. એમાં જ વસંતની શોભા! અને વસંત પોતાનું કામ ન પણ કરે તો પણ એને ખતમ તો થવાનું જ છે!

પ્રભુ મહાવીરનો આ જ સંદેશ હતો. અહિંસા, આત્મબલિદાન, બીજી બધી વાતો અહિંસામાં જ અંતર્ગત થઈ જાય છે.

અહિંસામાં માનનારને સત્ય, પરિગ્રહ કે બીજું બધું જુદું જાણવાનું હોતું જ નથી.

ભોગક્ષમ અને ત્યાગક્ષમ મેતારજની સાધુતા ખૂબ જ ઝળકી ઊઠી. ગામ ગામના ખૂણે ‘ મેતારજ મુનિ ’નાં ગુણગાન ગવાતાં હતાં. મેતારજ મુનિ એટલે દયાનો દરિયો, કરુણાનો અવતાર !

કાળચક્ર

[ ૨૬ ]

**જાજ્વલ્યમાન** જીવનની મહત્તા એમાં જ છે, કે એ ઝળહળાટમાં જ પરિનિર્વાણ પામે ! સુદીર્ઘ આયુષ્ય એ જીવનનો આશીર્વાદ નથી, પણ ઘણીવાર શાપ સમાન બને છે. ટૂંકા પણ તેજસ્વી, અલ્પ પણ ભાવનાભર્યાં જીવનની જ મહત્તા છે. પુખ્ત યુવાવસ્થામાં પ્રવેશેલા મહામંત્રી અભય આ વાત સમજ્યા. રૂપવતી રાણીઓ એ વાતને પામી. મોડેમોડે પણ અતિ મોડું ન થાય તે પહેલાં નગરશ્રેષ્ઠિ મેતારજ પણ એ સમજ્યા.

ન સમજી શક્યા કેવલ મગધરાજ. આખો ઉદ્યાન ઉજ્જડ થઈ ગયો તોય એમણે ઠૂંઠા બનીને પણ વળગી રહેવાનું પસંદ કર્યું. હવે ગરુડશી એ આંખો નહોતી, ને કેસરીસમું એ હાડ નહોતું. વજ્ર જેવા પાય ને ભોગળ જેવા બાહુ કમજોર બન્યા હતા. બધી ય શક્તિઓ હણાતી ચાલી હતી, પણ સર્વશક્તિઓના હ્રાસમાં પ્રબલ બનનાર એમની ભોગશક્તિ ભડકે બળતી હતી. બધી ય રીતે મહાન મગધેશ્વરને આ ભોગલાલસા અજાણી રીતે પીડી રહી હતી. જ્ઞાતપુત્ર મહાવીરના પરમ પૂજારી હોવાનો દાવો કરનાર રાજવી પોતાની આ નિર્બળતા માટે ઘણીવાર એકાંતે રડી પડેલા.

જ્ઞાતપુત્રે એ વખતે કહેલું:

"મગધરાજ, નિર્માણને અન્યથા કરવાની તાકાત મહાત્માઓમાં પણ નથી. છતાં પ્રયત્ન કરનારને કશું ય અશક્ય નથી. તમારો શ્રદ્ધાદીપ બુઝાવા દેશો નહિ. ખરાબને ખરાબ ને સારાને સારા તરીકે પીછાણજો. પશ્ચાત્તાપનો જલતો રહેલો પાવક આ ભવે નહિ તો પરભવે પણ તમને પાવન કરશે જ."

જ્ઞાતપુત્ર પ્રભુ મહાવીરનાં વચનોમાં શ્રદ્ધા રાખી જીવનનાવ હાંકનાર મગધરાજને માનવસુલભ દુર્બળતા સિવાય બીજા દુર્ગુણ નહોતાઃ પણ યુવરાજ કુણિકે એક નવો દુર્ગુણ શોધી કાઢ્યો. એ દુર્ગુણ તે મગધરાજનું સુદીર્ઘ આયુષ્ય.

કુણિકે પોતાના ભાઈઓને એકત્ર કર્યા. સગાંસંબંધીઓને મેળવ્યાં. સહુને કહ્યું: "ધિક્કાર હજો આપણા પિતાજીને! રાજકાજ કંઈ થતું નથી, ને નિરર્થક રાજસૂત્ર પકડી રાખે છે. યુવાન અભયકુમારે દીક્ષા લીધી તો ય આ વૃદ્ધને કંઈ ઇચ્છા થતી નથી. આવતી કાલે જેની જવાબદારી આપણે શિર આવવાની છે, એવા આ મહાન સામ્રાજ્ય મગધની સંભાળ હવે આપણે આજથી જ લેવી ઘટે."

ઊગતા સૂરજને નમવાના સ્વભાવવાળા બધા યુવરાજની વાતને ટેકો આપતા. મગધરાજ તો બુઝાતા દીપક હતા. બુઝાતા દીપકનો આધાર શા કામનો! આ રીતે મગધરાજ વિરુદ્ધ એક વિચિત્ર જાળ પથરાવા લાગી.

મગધરાજને ય આછી આછી ગંધ આવવા લાગી હતી, પણ તેમના પુત્રપ્રેમ આગળ એ ગંધ એમને બનાવટી લાગી. યુવરાજ કુણિકે પિતા નિવૃત્તિ લે એવા પ્રયત્નો જારી રાખ્યા. નિર્બળ મૃત્યુશય્યા પર પડેલા કેસરીની મશ્કરી રસ્તે જતા શિયાળને પણ શક્ય બને છે, એ રીતે મગધરાજ વારેવારે અપમાન, ભર્ત્સના પામવા લાગ્યા. પણ મોટા મનના રાજવીએ એ બધું દિલ પર ન લીધું.

વાત વધતી ચાલી. એક વેળાના ચતુરંગ સેનાના મહારથીની અંતઃપુરમાં પણ હાંસી થવા માંડી. આર્યાવર્તનો અજોડ રાજવી આંતરયુદ્ધમાં એક પછી એક પરાજય પામતો ચાલ્યો.

આ પરાજયોએ એક શંકા જન્માવી: મગધરાજને લાગ્યું કે રાણી ચેલ્લણા દુશ્ચરિત્રવાળી છે. એણે અંતઃપુરને મારા વિરુદ્ધ ઉશ્કેરી મૂક્યું છે. અને આ રીતે અંતઃપુરનો કોલાહલ ઉગ્ર બન્યો.

પુત્ર અને પિતા વચ્ચે સેતુરૂપ બનીને જીવવાની અભિલાષાવાળી રાણી ચેલ્લણાને આ વાતથી અત્યંત આઘાત થયો. એનું ઔદાસિન્ય વધતું ચાલ્યું. એવામાં જ્ઞાતપુત્ર મહાવીરના દર્શનાર્થે ગયેલા મગધરાજે સરળતાથી ભગવાનને એ શંકા પૂછી લીધી.

જ્ઞાતપુત્રે સ્પષ્ટતાથી કહ્યું: " રાણી ચેલ્લણા સતીઓમાં પરમ છે, લેશમાત્ર સંદેહ ધરીશ મા ! "

વધુ ને વધુ માનખંડિત થતી ચેલ્લણા આ પછી રાજાએ બનાવી આપેલ એકસ્તંભિયા પ્રાસાદમાં ચાલી ગઈ. સંસારની અસારતા એને દહી રહી હતી. પણ પતિની ઇચ્છા વગર દીક્ષિત કેમ થઈ શકાય ? રજા વગર દીક્ષા કોણ આપે !

મગધનું આ બેસૂરું વાદ્ય વધુ ને વધુ બેસૂરું બનતું ગયું. કુણિકે સર્વ તૈયારીઓ કરી લીધી હતી. રાજ્યના સ્થંભોને પોતાના કરી લીધા હતા. આ બનાવો વિચિત્ર પ્રકારના વેશ ધારણ કરી પ્રજામાં પણ ભમી રહ્યા હતા. ઊગતી બાદશાહીની આછી આંધિ બધે પ્રવર્તતી હતી.

આ આંધિની વચ્ચે જીવતા મગધરાજે પોતાનો ધર્મદીપક સદા જલતો રાખ્યો હતો. ઘણીવાર દિલ પણ થઈ આવતું, છતાં મુનિ-જીવનનાં કષ્ટો નિહાળી સ્થંભી જતા. તેઓએ ધીરે ધીરે જિનપૂજામાં પોતાનું મન પરોવવા માંડ્યું.

છતાં ય મગધરાજ વિરુદ્ધનો આવેગ વધતો જતો હતો. ત્રિકાળ-વંદના માટેના સુવર્ણજવ સિવાય રાજલક્ષ્મીને સ્પર્શ ન કરનાર મગ-રાજનું જીવન જ ખુદ રાજશેતરંજના ખેલાડીઓને ભારે પડવા લાગ્યું.

મગધરાજ વિરુદ્ધ એક નવો દાવ રચાયે જતો હતો.

# સોનીનો શો દોષ?

[ ૨૭ ]

**રાજગૃહિને** આંગણે આજે ધખધખતી ગ્રીષ્મ આવી હતી. સૂરજ સોળે કળાએ નિર્દય થઈ તપતો હતો, આમ્રઘટાઓમાં છુપાઈને કોયલો ખીલી ઊઠી હતી. વાવંટોળો આકાશને ભરી દેતા હતા, ને વાયુ ગરમાગરમ થઈને, પૃથ્વીને આકુળવ્યાકુળ બનાવી રહ્યો હતો. ઘણે વર્ષે મેતારજ મુનિ રાજગૃહિને આંગણે આવતા હતા, પણ મુનિ એટલે વનવગડાના રહેનાર, મધ્યાહ્ને એકાદ વખત પાસેના ગામ–નગરમાં ગૌચરી માટે આવનાર—જનાર ! રાજગૃહિના પાસેના ઉદ્યાનમાં ઊતરેલા મેતારજ મુનિ માસના ઉપવાસ પછી ભિક્ષાન્ન માટે આજે રાજગૃહિમાં પધારતા હતા.

ગામલોક ભોજન પૂર્ણ કરી રહેવા આવ્યા હતા. એવે વખતે મેતારજ મુનિ ગૌચરી અર્થે રાજગૃહિના ઘેરઘેર ફરવા લાગ્યા. ફૂલ ઉપર ભમરો બેસે, ફૂલને લેશમાત્ર ઈજા ન કરે; અને રસ ચૂસી વિદાય થાય, એવી રીતે ભિક્ષા લેવાનો મુનિધર્મ હતો ! રસ–વિરસમાં એમને કંઈ રસ ન હોય. મુનિરાજ ફરતા ફરતા એક સુવર્ણકારને બારણે જઈ ઊભા.

સુવર્ણકાર મગધનો સુપ્રસિદ્ધ શિલ્પી હતો. રાજાજીનો માનીતો હતો. એના બનાવેલા સુવર્ણ જવ મહારાજા ત્રિકાળવંદના માટે

વાપરતા. રાજાજીનો સુવર્ણકાર એટલે મુનિરાજોથી પણ સુપરિચિત. એણે મુનિજીને વંદના કરી, અને ભિક્ષાન્ન લેવા અંદર ગયો. મુનિરાજ આંગણામાં જ ઊભા રહ્યા.

સુવર્ણકારે પ્રેમપૂર્વક ભિક્ષા આપી.

ભિક્ષાન્ન વહોરીને, ધર્મલાભ આપી મુનિરાજ પાછા ફર્યા. સુવર્ણકાર હાથ વગેરે સાફ કરી કામ ઉપર બેસવા જાય છે, ત્યાં તો સુવર્ણ-જવ અદૃશ્ય! સુવર્ણકાર એકદમ આશ્ચર્યચકિત બની ગયો. આ સુવર્ણજવ કોણ લઈ જાય ?

એક ક્ષણ તો એ વિચારમાં પડી ગયો. એનું દિલ કોઈને ગુનેગાર માનવા તૈયાર નહોતું; કદાચ ડાબે હાથે ઉઠાવીને ક્યાં ય મૂક્યા હોય! ઘણી તપાસ કરી પણ કશું ન જડયું. હવે શું ? આ સોનું ક્યાંથી આણવું ? અને ન અણાય તો જવ શી રીતે બની શકે ? રાજાજીની અત્યારની પૂજા ખંડિત થાય ! ઘોર અપરાધ થાય ! રાજાજીના સેવકો સીધું કારાગૃહ જ બતાવે !

એ મુંઝવણમાં એને યાદ આવ્યું: અરે ! પેલો સાધુ ! હું અંદર ગયો ત્યારે એ બહાર જ ખડો હતો. માયા દેખી મુનિવર ચળે ! કંઈ બધા સાધુ સરખા હોય છે ? ચાલ તપાસ તો કરું !

રાજદેવડીએ જઈ ખબર આપું ! એ ધુતારાને પકડાવી દઉં ! સુવર્ણકાર એકદમ ઊભો થયો. એ તૈયાર થઈ બહાર નીકળ્યો.

પણ એને કંઈ યાદ આવતું હોય તેમ લાગ્યું. અને એણે રાજ-દેવડીનો રાહ બદલ્યો. એણે મુનિનો રાહ લીધો.

એને વિચાર આવ્યો હતો કે આવા પ્રસંગે રાજદેવડીએ મારી દાદ કોઈ નહિ સાંભળે ! એને ખબર પણ હતી કે આવા આંતરયુદ્ધમાં કોઈને આવી માથાકૂટમાં પડવાની ફુરસદ નથી. રાજાજીના સેવકો

કદાચ પોતાની જ લુચ્ચાઈ કલ્પી લે! વિકલ્પોની પરંપરા વચ્ચે એણે વિચાર કર્યો કે આ કરતાં પેલા મુનિની હું જ ખબર લઈ નાખું. લેશ દમદાટી, જરા ધાકધમકી, આપું. ધુતારો પારકું ધન ક્યાં સુધી જીરવી શકવાનો છે!

દૂરદૂર દેવવિમાનપ્રાસાદના શિખર પરના સુવર્ણમયૂર ફૂદડી કરતા દેખાતા હતા. આ શેરી, આ રાજમાર્ગ ને આ ધૂળઃ બધું મુનિરાજને સુપરિચિત હતું. તેઓ બધાને પિછાણતા હતા, તેમને પિછાણી શકનાર દુર્લભ હતા.

તેઓને ઝટ પિછાણી શકાય તેમ પણ નહોતું. તપથી શ્યામ પડી ગયેલો દેહ ને ત્યાગથી કૃશ થયેલું શરીર! સુવર્ણકાર દોડયો આવતો હતો. મુનિરાજ તો નીચી નજરે નગર બહાર જઈ રહ્યા હતા. અડધે રસ્તે એ પહોંચી વળ્યો. એણે મુનિરાજને કહ્યું:

"મુનિજી, મારે કામ છે. ઘેર પધારો!"

"મને વિલંબ થાય છે."

"ભલે થાય, તમારે આવવું જ પડશે." સુવર્ણકારના દિલમાં મુદ્દામાલ સાથે ચોરને પકડી લઉં, એવી ઇચ્છા હતી. એણે દમદાટી આપી. સરળ પરિણામધારી મુનિરાજ પાછા વળ્યા. આગળ મુનિરાજ ને પાછળ સુવર્ણકાર!

ઘેર પહોંચતાંની સાથે જ એણે મુનિરાજને કહ્યું: "મહારાજ, મારું સોનું આપી દો!"

"સોનું?" મુનિરાજ આટલું બોલીને જાણે કંઇક યાદ આવતું હોય તેમ સ્તબ્ધ બની ઊભા રહ્યા. સુવર્ણકારને ખાતરી થઇ કે નક્કી આજ ચોર! સાધુના વેશમાં પાકો શેતાન!

મુનિરાજ તો શાન્ત ઊભા હતા. એમને યાદ આવી રહ્યું હતું કે સુવર્ણકાર જ્યારે અંદર ગયો ત્યારે પાસે બેઠેલું એક ક્રૌંચ પક્ષી ભૂલથી એ સુવર્ણજવને સાચા જવ માની ચણી ગયું હતું. હવે શું કરવું? નામ દેતાં સુવર્ણકાર પક્ષીને નહિ જ છોડે! એ મારી નાખશે, ત્યારે જૂઠું બોલવું? એ કેમ બને? એમને વર્ષો પહેલાંની એક વાત યાદ આવી.

અભયકુમાર સાથેનો એ ચર્ચાપ્રસંગ હતો. ચર્ચા ચાલતાં પોતે કહેલું:

"જ્ઞાતપુત્રનો ઉપદેશ પચાવવો સહેલ નથી. મારા વિચાર અને આચારમાં સરખું સામર્થ્ય હોય એમ મને નથી લાગતું. વિચાર અને આચારમાં ઘણો ભેદ છે, છતાં ખાતરી રાખજે! એક દહાડો જ્ઞાતપુત્રનો ઉપદેશ ચરિતાર્થ કરી બતાવીશ."

અભયકુમારે ચર્ચા કરતાં એ વેળા કહેલું:

"વારુ મેતાર્ય, એક ચર્ચા તમને કહેવાની રહી ગઈ. અમારે હમણાં વાદવિવાદ ચાલ્યો હતો. એકે કહ્યું કે સત્ય ને અહિંસામાં પણ વેળા–કવેળા જોવાની! ધારો કે એક મૃગલું આપણી પાસેથી પસાર થયું. એને જતું જોનાર આપણા સિવાય અન્ય કોઈ ત્યાં નથી. પાછળ જ એક ક્રૂર પારધિ આવીને પ્રશ્ન કરે કે મૃગલું જોયું? હવે આપણે શું કરવું? સ્થિતિ વિચિત્ર છે. સત્ય કહો તો હિંસા થાય છે. ખોટું કહો તો સત્ય હણાય છે. મૌન રહો તો પેલો તમારો ઘાત કરે છે. ત્રણમાંથી શું કરવું? મેતાર્ય, આ ચર્ચા ખૂબ રસભરી નિવડી. બોલો, તમે શો જવાબ આપો છો?"

એ વેળા પોતે જ અભયકુમારને ઉત્તર વાળેલો:

" જીવને સાટે પ્રતિજ્ઞા પાળવી. શિકારીને સમજાવવો, ન માને તો પ્રાણનું પણ બલિદાન આપી પ્રતિજ્ઞા જાળવવી ! "

અભયકુમારે વળતો જવાબ આપતાં કહેલું:

" શાબાશ મેતાર્ય, તમારી ભાવના બરાબર છે, પણ ભલા કોઈ એમ પણ કહે કે હરણ જેવા ક્ષુદ્ર પ્રાણી ખાતર મહા પરાક્રમી માણસે શા માટે મરી ફીટવું ? "

એ વેળા પોતે જ ગર્વપૂર્વક કહેલું:

" સત્યશીલ અને અહિંસાપાલકને મન કીડી અને કુંજર બધાં ય સરખાં છે. અને એ રીતે સત્ય અને અહિંસાની વેદી પર આપેલું બલિદાન વ્યર્થ જતું નથી ! એ મૌન–બલિદાનને વાચા આવે છે, ને જુગજુગ સુધી એવા હજારો શિકારીઓનું કલ્યાણ કરે છે. મરનારને શ્રદ્ધા જોઈએ. "

એ ચર્ચાને તો વર્ષો વીત્યાં. એ વાત ચરિતાર્થ કરી બતાવવાનો પ્રસંગ આજે આવ્યો. આત્મસમર્પણ ! બલિદાન ! માનવને ખાતર બલિદાન આપનાર વિરૂપાઓ તો સંસારમાં છે, પણ પશુ–પક્ષી માટે પણ બલિદાન અપાય તો પ્રભુ મહાવીરનો અહિંસાનો ઉપદેશ સાચો અમલમાં આવે ! પ્રાણી માત્ર સમાન ! મુનિરાજની ભાવના વધતી જતી હતી !

આત્મવત સર્વભૂતેષુ ! એ સંદેશ આ જીવન–બલિ દ્વારા સધાશે ? નષ્ટ થનારા આ જીવનથી પણ કંઈક સાધી શકાય, તો કેટલો લાભ ? કોનો આ દેહ ? કોની આ દુનિયા ?

મુનિરાજ સ્તબ્ધ ખડા રહ્યા. ન બોલ્યા કે ન ચાલ્યા. સુવર્ણ-કારનો ક્રોધ ઉગ્ર બની રહ્યો હતો. એણે બેચાર વાર પ્રશ્ન કર્યા, પણ કંઈ જવાબ ન મળ્યો.

અને જેમ જવાબ ન મળતો ગયો, એમ એમ ભૂખ્યા વાઘની જેમ સુવર્ણકાર વિફરતો ચાલ્યો. એણે મુનિની જડતી લીધી. ત્યાં સુવર્ણજવ ક્યાંથી હોય !

" નક્કી એણે ક્યાંક છૂપાવી દીધા ! કેવો કાબેલ ! ખરો મુનિ-વેશ ધર્યો છે ! વારુ, ચાલ તને પણ ઠીક ઠીક શિક્ષા કરું. ભવિષ્યમાં ય યાદ રહે કે પારકું ધન કેમ ચોરાય છે ! "

સુવર્ણકારે પાસે પડેલું વાધર લીધું. એને પાણીમાં ભીંજાવી જેટલું પહોળું થઈ શકે તેટલું પહોળું કર્યું.

મુનિરાજ શાંત નયને બધું નીરખી રહ્યા હતા. સુવર્ણકાર વાધર લઈ પાસે આવ્યો ને કચકચાવીને માથે બાંધતો બાંધતો બોલ્યો:

" ચાલાક ચોર, આજે તને એવી શિક્ષા કરું કે તું જીવનભર ભા ભૂલી જાય ! કેવો માંદો ! જાણે જબાન જ નથી. જોઉં છું કે હવે બોલે છે કે નહિ ! "

ગ્રીષ્મના મધ્યાહ્નનો સૂર્ય નિર્દય રીતે તપી રહ્યો હતો. લીલું વાધર સૂકાવા લાગ્યું. તપથી કૃશ થયેલી કાયાવાળા મુનિરાજને લાગ્યું કે કોઈ મહા અજગર પોતાના મસ્તકને ભરડો લઈ રહ્યો છે, હમણાં હાડકાં ને અસ્થિનું ચૂર્ણ કરી નાખશે.

મસ્તિષ્કમાં વીજળીના કડાકા ને વેદનાના અસહ્ય તણખા ઝગવા લાગ્યા હતા. નિર્બળ કાયા ત્રાસથી ધ્રૂજી ઊઠી.

સુવર્ણકારને લાગ્યું કે હવે શિક્ષાની અસર થઈ રહી છે. એના મોં પર હાસ્યની ઝીણી રેખા ફરકી. છતાં એ ધ્રુજારી ક્ષણિક હતી. ફરી મુનિરાજ સ્વસ્થ થઈ ગયા. બીડાયેલું મોં દૃઢ બન્યું, પણ હવે તો જડબાં નીચે ય જાણે ધરતીકંપના આંચકા લાગતા હોય એમ એ ખડભડતાં હતાં.

આવી ઘોર વેદનાની વેળાએ મુનિરાજ વિચારતા હતાઃ

" બિચારા સોનીનો શો દોષ ! એને રાજભય છે. એને મન એ સાચો છે. મારા પર હિતબુદ્ધિથી આ કામ કરી રહ્યો છે. અને પેલા પંખીનો પણ કયો દોષ ! એ તો ભૂલથી અખાદ્ય ખાઈ ગયું. એના પેટમાં ય ચૂંક આવતી હશે. એનું નામ દઈશ તો હજાર વાતે ય આ સોની ઘાત કરતો નહિ અટકે ! ભલે ત્યારે એ બિચારું સુખી થતું ! "

મુનિ શાન્ત ઊભા હતા, પણ એમનું મનોમંથન પૂર્ણિમાની ચાંદની જોઈ સાગર ભરતીએ ચઢે એમ ઉછરંગ ધરી રહ્યું હતું.

# અર્પણ

## [ ૨૮ ]

**જલતી** ભઠ્ઠી પર શેકાતા માનવીથી ય વધુ ભયાનક વેદના! ધરતીકંપના આંચકા ને લાવાનો પ્રચંડ તાપ એમાં હતો! જ્ઞાનતંતુ-ઓથી જ માનવી વેદના પીછાણે છે ને! એના પર જ અત્યાચાર!

આ વેદનાનું એકમાત્ર પરિણામ મૃત્યુ!

મૃત્યુ! એક પોતાના આદર્શને અણિશુદ્ધ રાખવા પાછળ મૃત્યુ! અરે! મૃત્યુ આટલું પ્રિય બનીને ક્યારે આવે છે? આ તો જીવનસાફલ્યની સુંદર ઘડી. આજે તો જીવનના બધા સરવાળા-બાદબાકી અહીં જ થઈ જવાના!

ધન્ય ઘડી!

મુનિરાજ ધીરે ધીરે વધતી જતી વેદનાને વિસરતા જતા હતા. એમની વિચારશ્રેણી અંદર ને અંદર ઊતરતી જતી હતી. તેઓને જ્ઞાતપુત્રે આપેલું એક દૃષ્ટાંત યાદ આવી રહ્યું હતું.

જ્ઞાતપુત્રે કહેલું: "હે શિષ્યો, આ શરીર વિજય ચોરની જેવું છે, ને આત્મા ધન્ય સાર્થવાહ સમો છે. તેની વાત નીચે પ્રમાણે છે.

"વિજય નામનો એક ભયંકર ચોર હતો. એણે એકવાર ધન્ય

સાર્થવાહના એકના એક પુત્રને હણી નાખ્યો ને તેના અલંકારો લૂંટી લીધા. સાર્થવાહે રાજદરબારમાં ફરિયાદ કરી. કુશળ રાજસેવકોએ વિજય ચોરને પકડીને કારાગૃહમાં પૂર્યો.

"ભાગ્યયોગે થોડા દિવસો વીત્યા બાદ ધન્ય શેઠ પર કંઈ આરોપ આવ્યો, ને તેમને પણ રાજાએ વિજય ચોરની સાથે એક જ હેડમાં બાંધી કારાગૃહમાં પૂરવાનો હુકમ આપ્યો. અહીં ધન્ય સાર્થવાહ માટે સારાં સારાં ખાદ્ય આવતાં. વિજય ચોરને સૂકો લૂખો રોટલો મળતો. પોતાના પુત્રનો આ હત્યારો છે, એમ કલ્પીને સાર્થવાહ એને કંઈ ન આપતાં બધું પોતે જ ખાતો અથવા ફેંકી દેતો.

"પણ ભોજન બાદ શૌચાદિ જવા માટે ધન્ય સાર્થવાહને ઇચ્છા થઈ. છતાં તે એકલો હાલી-ચાલી શકે તેમ નહોતો. તેમ કરવા જતાં તેને અત્યંત વેદના થતી. આખરે તેણે વિજય ચોરને પોતાની અનુકૂળતા માટે સાથે સાથે ચાલવા વગેરે માટે અડધું ખાવાનું આપવાનું વચન આપીને રાજી કર્યો.

"પોતાના પ્રાણપ્રિય પુત્રના ઘાતકને પોતાનો જ પતિ રોજ ખાવા આપે એ વાત ધન્ય સાર્થવાહની પત્નીને ન રૂચી. ધન્ય સાર્થવાહ છૂટીને ઘેર આવ્યો ત્યારે પત્નીએ એ બાબત ફરિયાદ કરી કે હે નાથ, આપણા પુત્રના ઘાતક વિજય ચોરને તમે ખવરાવતા તેથી મને ખોટું લાગ્યું છે."

શેઠે ખુલાસો કરતાં કહ્યું: "હે પ્રિયે, હું અને તે એક જ હેડમાં બંધાયેલા હોવાથી મેં જો તેને ખાવા ન આપ્યું હોત તો મારું શરીર ન સચવાત, કદાચ હું જીવતો ઘેર પણ ન આવત."

આ પ્રમાણે દૃષ્ટાંત આપીને જ્ઞાતપુત્રે કહેલું: "વિજય ચોર

---

*લાકડાના બે પાટીયાં: જેમાં ગુનેગારના હાથપગ નાખીને બાંધવામાં આવે છે.

તે શરીર અને ધન્ય સાર્થવાહ તે આત્મા. વિજય ચોર ધન્ય સાર્થવાહનો કાર્યસાધક હતો માટે જ તેને ખવરાવેલું. આ પ્રમાણે આ શરીર સંયમ, અહિંસા, સત્ય, ત્યાગ ને તપ વગેરેની સાધના માટે અનિવાર્ય કારણભૂત છે, માટે જ તેને સાચવવું—જાળવવું. અને જો તેમ ન થતું હોય તો પછી સાચવ્યાનો કંઈ અર્થ નથી."

મેતારજ વિચારી રહ્યા હતા: આજે એ સાધના માટે જ આ શરીર છૂટતું હતું. શા માટે પછી મોહ રાખવો? મોતની આ સુંદર ઘડી શા માટે જવા દેવી!

મસ્તકની પીડા વધવા લાગી. એક એક માસનું અપવાસી શરીર ઝાઝી ટક્કર ઝીલી શકે તેમ નહોતું: પણ અંદર વસેલો મહાન આત્મા સ્થિર હતો—એ વેદનાની એકે કિકિયારી ન પાડતો; શાન્ત, સ્વસ્થ, સ્તબ્ધ હતો!

સુવર્ણકાર ગુનેગારની મજા જોઈ રહ્યો હતો. એને ભાવી પરિણામની કલ્પના નહતી. એ તો કલ્પી રહ્યો હતો કે ધુતારો ઘડી બે ઘડીમાં પગે પડી ગુનો કબૂલ કરી લેશે.

એને જાણ નહોતી કે ગુનો કબૂલનાર તો અંતરીક્ષની કોઈ સૃષ્ટિમાં સરતો જતો હતો. દેહની અનિત્યતા, વાસનાની સંતપ્તતા, સર્વ જીવ સમભાવ! કરુણા! એવી એવી ભાવનાઓ ભાવતો હતો.

મુનિ અંતરમાં ને અંતરમાં સર્વ જીવોની ક્ષમાયાચના કરી રહ્યા હતા. સુવર્ણકાર તો મારો પરમ ઉપકારી છે. એણે જ મારા આત્માની અનંત શક્તિનું મને ભાન કરાવ્યું. મારે કોઈ શત્રુ નથી, કોઈ મિત્ર પણ નથી. સર્વ જીવો કીડીથી લઈને કુંજર, રંકથી લઈને રાય બધા સમાન છે. બધામાં મારા જેવો જ એક સરખો આત્મા વસી રહ્યો છે. એ દરેકના કલ્યાણાર્થે પ્રયત્ન કરવો મારી ફરજ છે.

વિજયચોરની જેમ આ દેહને ખૂબખૂબ પોષ્યો, અને તો યે સહેજ ઓછું મળતાં કેવો દુબળો થઇ ગયો! એવા દેહના મમત્વથી શું સર્યું! આ દેહ મારો નથી. હું તો અનંત છું, અમર છું. મારો સ્વભાવ ચિદાનંદનો છે. આ વેદના, આ દુઃખ, આ સંતાપ મારાથી ક્યાંય દૂર છે. એ તો પૂર્વકર્મની જલતી ભઠ્ઠી છે. હમણાં જ બુઝાઈ જશે. આ તો અગ્નિપરીક્ષા છે.

મને સિદ્ધોનું શરણ હોજો!
અરિહંતોની યાદ હજો!

**खामेमि सव्वजीवे, सव्वे जीवाः खमन्तु मे**

સર્વ જીવો મને ક્ષમા આપો! હું સર્વને ક્ષમા આપું છું.

વેદનાની જબરદસ્ત સીમા આવી રહી હતી. અને બીજી તરફ વિચારની પણ શ્રેણી ઉત્તમ હદે પહોંચી હતી. એકાએક મુનિરાજના દિલમાં ઝળહળાટ થયો. આખું જગત જાણે જોવાતું લાગ્યું.

દેહની હાલત તો અકથ્ય હતી. આંખોના બે ડોળા બહાર નીકળી પડ્યા હતા, ને હોઠ તૂટેલી સારંગીના તારની જેમ ધ્રુજતા હતાઃ પણ એ નેત્રહીનતા જ એમને ત્રણ લોકનો પ્રકાશ આપી રહી હતી.

સર્વોત્કૃષ્ટ જ્ઞાન એમને પ્રકાશ્યું. સાધકોની ભવોભવની પ્રાર્થનાનું અંતિમ મુનિરાજે વાતવાતમાં મેળવી લીધું. જેની મહામુનિ અભયને વાંચ્છા હતી, ગણધરશ્રેષ્ઠ ગૌતમ જે માટે જ્ઞાતપુત્રના પાદ-પદ્મ સેવી રહ્યા હતા, એ મુનિ મેતારજ સ્વયં પામી ચુક્યા હતા. અર્થ-કામના પરમ ઉપાસકને મોક્ષ હાથવેંતમાં હતું.

એક અલૌકિક હાસ્યની રેખા એમના મુખ પણ તરવરી રહી, અને જીર્ણ-શીર્ણ દેહ પૃથ્વી પર ઢળી પડ્યો.

સુવર્ણકાર ઢોંગીને ઢંઢોળવા આગળ આવ્યો, પર સ્પર્શ કરે છે તો ટંડું હીમ શરીર! મુનિરાજનો આત્મા દેહનો ત્યાગ કરી ગયો હતો.

શું મૃત્યુ !

ના, ખૂન !

સુવર્ણકારના દિલમાં પડઘા પડવા લાગ્યા.

ખૂનની શિક્ષા? મગધરાજનો ન્યાય! ક્યાં ચાલ્યો જાઉં? નાસી છૂટું! સંતાઈ જાઉં! ક્યાં જાઉં! આકાશ કે પાતાળમાં પેસી જાઉં તો ય મગધનો રાજદંડ મને નહિ છોડે! એક સાધુનું ખૂન!

સુવર્ણકાર ધ્રૂજી ઊઠ્યો. અચાનક કંઈ જોરથી પછડાયું. એક સ્ત્રી કાષ્ટનો ભારો નાખતી હતી. એના અવાજથી પાસે બેઠેલું ક્રૌંચ પક્ષી ચમકી ગયું. ભયમાં ચરકી પડ્યું.

અરે, આ ચરકમાં શું ઝગઝગે છે! સુવર્ણકારની નજર ત્યાં પડી.

સુવર્ણજવ? શું ક્રૌંચ ચરી ગયેલું?

સુવર્ણકાર ક્ષણમાત્રમાં ન્યાયાધીશ મટી ખુદ ગુનેગાર બન્યો. અરે, વા વાતો લઈ ચાલ્યો. રાજાજીના સેવકો આવતા જ હશે. હવે શું થાય?

એકાએક એને કંઈ સૂઝી આવ્યું. એણે ઝટઝટ અલંકારોનો ત્યાગ કર્યો. એક વસ્ત્ર શરીરે વીંટી લીધું. મુનિનો દંડ અને પાત્ર હાથમાં લઈ મુનિ બની ચાલી નીકળ્યો.

પણ લોકોનાં ટોળાં જમા થઈ રહ્યાં હતાં. કોઈ તીક્ષ્ણદૃષ્ટિવાળાએ પરખી લીધું:

અરે, આ તો નગરશ્રેષ્ઠિ મેતારજ !

શું મગધરાજના જમાતા !

મહામુનિ મેતારજ !

ક્ષણભરમાં બધે સંદેશ ફરી વળ્યો, દેવવિમાનપ્રાસાદની સુંદરીઓ દોડી આવી. મગધરાજ આવ્યા.

દેવવિમાનપ્રાસાદની સુંદરીઓને આશા હતી કે ક્ષણિક વૈરાગ્ય-ભાવનાને બળે આવી સુંદર સુખદ સૃષ્ટિ તજી જનાર—રાતદહાડો ભોગમાં રચ્યોપચ્યા રહેનાર પ્રીતમ, મહામુનિ અભયના લઘુબંધુ *નંદીષેણની જેમ પુનઃ મોહમાયાના પ્રેર્યા પાછા આવશે. આઠે સું-દરીઓ સદોદિત રાહ જોતી બેસી રહેતીઃ થાકેલો, કંટાળેલો પ્રીતમ આજે આવશે કે કાલે ! એ વેળા આઠે માનુનીઓએ સંકેત રચી રાખ્યો હતો કે પ્રીતમને ઠીક ઠીક પજવવો !

પણ દિવસો વીત્યા તો ય પ્રીતમ પાછો ન આવ્યો. ન ખબર-અંતર મળ્યા ! એમના મેંદીરંગ, મંદારમાળાઓ, ગંધ, માલ્ય ને વિલેપનો એમને એમ નિરર્થક થતાં રહ્યાં. દાસીઓ વધામણીના મોતીસર લેવા રોજ ઉત્સુક રહેતી.

ને વધામણી આવી ત્યારે કેવી? બધી ચોધાર આંસુઓએ રડવા લાગી. તેમને સાંત્વન આપતાં મગધરાજે કહ્યું:

" પુત્રીઓ, વ્યર્થ શોક કરશો મા ! એમના મુખ પરનું અલૌ-કિક હાસ્ય તો નીરખો ! ઘોડે ચડી તમને વરવા આવ્યો ત્યારે ય આવો ઉમંગ એના મુખે નહોતો. એ તો તરી ગયો." અને મગ-ધરાજ પોતાની પુત્રી સુવર્ણા પાસે ગયા. માથે હાથ મૂક્યો ને કહ્યું:

---

*એ કાળના એક સાધુ અને મગધરાજના પુત્ર. દીક્ષા લેવા માટે બધાએ ના પાડી છતાં દીક્ષા લીધી ને પછી એક રૂપવતીમાં મોહાયા. આખરે તેઓ સાચા સાધુ થયા.

"ક્ષત્રિયની પુત્રી રડે ? એનો પતિ રણમાં રોળાય તો એ તો અમર સૌભાગ્ય પામે. પુત્રી, તારો પતિ તો સામાન્ય રણમાં રોળાયો નથી. જે યુદ્ધમાં ભલભલા યોદ્ધાઓ હારી જાય છે, અરે, જે યુદ્ધમાં તારા આ વૃધ્ધ પિતાએ હાર ખાધી છેઃ એમાં એ જીતી ગયો છે."

મગધરાજનું દિલ આ શબ્દો બોલતું હતું. તેઓએ અનુક્રમે બંને સુંદરીઓની પીઠ પર હાથ મૂકી પુત્રીવત પંપાળતાં કહ્યું:

"જાઓ, શોક તજી દો! આવાં મૃત્યુ કંઈ રડવાને યોગ્ય નથી. આજે તો ખુદ મૃત્યુનું મૃત્યુ થયું છે. જ્ઞાતપુત્રની આવી જીવદયા કોણ જીવી બતાવશે ?"

સેવકોએ ગુનેગારને પકડી આણ્યો. મગધરાજે મુનિ મેતારજના જીવનની પ્રશંસા કરતાં કહ્યું:

"એણે તો ચારે પુરુષાર્થ સાધ્યા. એવા જ્વલંત જીવનની પાછળ એના કારણે શિક્ષા ન હોય. ભલે, જે વેશથી મેતારજ સંસારસાગર તરી ગયા, એ વેશને એનો પાપી દેહ અપનાવી પવિત્ર બને. ભલે સાચો પશ્ચાત્તાપ સુવર્ણકારને સાચો સાધુ બનાવે !"

સુવર્ણકાર મુક્ત બન્યો. રાજગૃહી નગરીએ સાચા જીવનસાફલ્યને એ દહાડે પ્રત્યક્ષ કર્યું. અનેકોને તાર્યા.

જીવન કરતાં મૃત્યુથી મેતારજ દુનિયાને મહામૂલો બોધપાઠ આપી ગયા. 'મહાતપોપતીર'ની પાસે વિરૂપા ને શેઠાણીની સમાધિઓ પાસે, મુનિ મેતારજને અગ્નિ દેવાયો.

એ અગ્નિ અલૌકિક હતો. એના તાપે ઘણા ય માનવીઓને પવિત્ર બનાવ્યાં.

# ગુરુ–શિષ્ય

[ ૨૯ ]

**વર્ષાનાં** વાદળો ઘેરાં બન્યાં હતાં. કુદરતે લીલો સાળુ પહેરી નૃત્ય આરંભ્યું હતું. મત્તમયૂરો રાજગૃહીની પાસે આવેલા ચૈત્ય પર બેસી અંતરીક્ષમાં ઊભેલા કોઈ પોતાના પ્રિયજનને આમંત્રી રહ્યા હતા.

એ વેળા આ ચૈત્યમાં ચાતુર્માસાર્થે રહેલા એક શિષ્યે ગુરુને પ્રશ્ન કર્યો:

"પ્રભુ, પેલા મહાતપોપતીરને કાંઠે કોની સમાધિઓ છે."

"હે શિષ્ય, માનવજીવનને સફળ કરનાર માનવીઓની છે. એક ધન્યજીવના મેતરાણી વિરૂપાની છે, બીજી પરોપકારનો ગુણ જાણનાર રાજગૃહીની શેઠાણીની ને ત્રીજી જેમણે ચતુર્થ પુરુપાર્થ સાધ્યા છે, એવા મહામુનિ મેતારજની છે. એમની જીવનકથાઓ મગધપ્રસિદ્ધ છે."

"ગુરુદેવ! મહામુનિ મેતારજને મારનાર સુવર્ણકારને મગધરાજે કંઈપણ શિક્ષા કેમ ન કરી?"

"શિક્ષા? શિક્ષા કરતાં ક્ષમાથી ગુનેગારને સાચો પશ્ચાત્તાપ થાય છે. પશ્ચાત્તાપની મહત્તાને તું પિછાણતો નથી? એના સાક્ષાત્ દૃષ્ટાંત સ્વરૂપ મહામુનિ રોહિણેયને શું તું નથી જાણતો?"

"જાણું છું, ગુરુદેવ! પણ હાલમાં તેઓ ક્યાં છે?"

"વૈભારની ગિરિકંદરાઓમાં એ છેલ્લી ક્ષણો તપ–જપમાં વીતાવી રહ્યા છે. મહામુનિ અભય પણ તેટલામાં જ છે."

"દયાનિધિ! યુવરાજ અભયની દીક્ષા જોઈને વયોવૃદ્ધ મગધરાજને શું કંઈ વૈરાગ્ય નહિ આવ્યો હોય?"

"માણસ માત્ર કર્માધીન છે."

"જ્ઞાતપુત્રના પરમ શ્રાવક પણ?"

"કર્મને કોઈ મિથ્યા કરી શકતું નથી. ભવોભવનો પુરુષાર્થ એ માટે જોઈએ. મગધરાજે આત્મહત્યા કરી છે."

"ગુરુજી, એ વિચિત્ર વૃતાન્ત મને કહો!"

"ગઈ કાલના જ વર્તમાન છે. મગધરાજે સ્વમાનભંગના ભયથી આત્મહત્યા કરી લીધી."

"સ્વમાનભંગ?"

"હા, અતિ વૃધ્ધ થવા છતાં રાજગાદી ન તજવાથી યુવરાજ કુણિકે તેમને બંદીખાને નાખ્યા, અને રાજલોભમાં આટલેથી ન ધરાતાં એ એકલવાયા વયોવૃધ્ધ રાજવીને રોજ સો સો ફટકા મારવા માંડ્યા. રાજ્યેશ્વરી સો નરકેશ્વરી તે આનું નામ! સિંહાસન–લોભે પિતાપુત્રનો સંબંધ ભૂલાવી દીધો. મગધરાજને સારાસારનું ભાન થયું. એ વેળાએ એમને એક જ સ્ત્રીએ સહારો આપ્યો, અને તે રાણી ચેલ્લણાએ. કુણિક અન્ય કોઈને મળવા ન દેતો, પણ પરમ તપસ્વિની માતાને ના ન પાડી શક્યો. રાણી ચેલ્લણા સોવાર ગાળેલી સુરાથી કેશપાશ ભીંજવી, એનો અંબોડો વાળી તેમાં કુલ્માષનો પિંડ છુપાવીને લઈ જતી. કેશમાંથી નીચોવીને સુરા પાતી, કુલ્માષનો પિંડ ખવરાવતી."

“ રાજાએ શું આ વેળા આત્મહત્યા કરી ? ”

“ ના, ના. પ્રાણીનો આશાતંતુ દુર્નિવાર છે. પુત્રને શાણપણ આવશે એવી આશા પર નરકેસરી મગધરાજ મૃત્યુથી ય ભયંકર જીવન વીતાવતા રહ્યા. એક દહાડો કુણિકને પતિવ્રતા રાણી ચેલ્લણાના સમજાવ્યાથી એ શાણપણ આવ્યું. એ પિતાને મુક્ત કરવા માટે દોડ્યો. પિતાની જંજીરો તોડવા હાથમાં કુહાડો લીધો, પણ મનની વાત કોણ જાણે છે ! મગધરાજ સમજ્યા કે પુત્ર ઘાત કરવા ધસ્યો આવે છે. એના હાથે મરવા કરતાં શા માટે જાતે મૃત્યુ ન નોતરવું ! તેમણે હાથ પર રહેલ તાળપુટ વિષથી રસેલી મુદ્રિકા મોંમાં મૂકી દીધી. ”

“ મહારાજ, પાપી કુણિકનું શું થશે ? ”

“ એનું કલ્યાણ થશે. આ કાર્યનો પશ્ચાત્તાપ એના સમગ્ર જીવનને ઘેરી વળશે. એની યાદ એની નિદ્રા હણી લેશે. ખાનપાનમાંથી રુચિ હઠાવી લેશે. મૃત્યુથી ય ભયંકર પીડાઓ ભોગવશે, ને એમાંથી એનો જીવનોત્કર્ષ રચાશે. ”

“ અને મગધરાજના આત્માનું શું થશે ? ”

“ મગધરાજનો આત્મા પતનની ગર્તામાં નહિ ગબડે ! એ કાળાંતરે તીર્થંકરપદ પામશે ને જીવનસાફલ્ય કરશે. ”

“ ગુરુદેવ ! આવાં આવાં વિચિત્ર જીવનો જોઈ શંકા થાય છે, કે માણસે શું કરવું ને શું ન કરવું ? એક મહાચોર સ્વર્ગ પામે, એક મહારાજવી નરક પામે ! ”

“ શિષ્ય, કર્તવ્યાકર્તવ્યના આ વિચિત્ર મહાસાગરમાં એક જ વાત યાદ રાખવી:

**सच्चस्स आणाए**

**उवट्ठिओ**

**मेहावी मारं तरई !***

એ વેળા મહાતપોપતીર પાછળથી ઊંચે સાદે કોઈ ગાતું સંભળાયું. ગુરુ–શિષ્ય એ સાંભળી રહ્યા.

મેતારજ૪૮ મુનિવર,
ધન ધન તુમ અવતાર.

શમ દમ ગુણના આગરૂજી, પંચમહાવ્રત ધાર,
માસખમણને પારણેજી, રાજગૃહી નગરી મોઝાર. મે૦–૧
સોનીના ઘેર આવીયાજી, મેતારજ ઋષિરાય,
જવલા ઘડતો ઉઠીઓજી, વંદે મુનિના પાય. મે૦–૨
આજ ફળ્યો ઘર આંગણેજી, વિણ કાળે સહકાર,
લો ભિક્ષા છે સૂઝતીજી, મોદકતણો એ આહાર. મે૦–૩
ક્રૌંચ જીવ જવલા ચણ્યોજી, વહોરી વળ્યા ઋષિરાય,
સોની મન શંકા થઈજી, સાધુ તણાં એ કામ. મે૦–૪
રીસ કરીને ઋષિને કહેજી, દો જવલા મુજ આજ,
વાધર શિશે વીંટિયુંજી, તડકે રાખ્યા મુનિરાજ. મે૦–૫
ફટ ફટ ફૂટે હાડકાંજી, તટ તટ ત્રટે રે ચામ,
સોનીડે પરિસહ દિયોજી, મુનિ રાખ્યો મન ઠામ. મે૦–૬
એહવા પણ મોટા યતિજી, મન ન આણે રોષ,
આતમ નિંદે આપણોજી, સોનીનો શો દોષ. મે૦–૭
એહવા ઋષિ સંભારતાજી, મેતારજ ઋષિરાય,
અંતગડ હુવા કેવલીજી, વંદે મુનિના પાય. મે૦–૮

* સત્યની આજ્ઞાએ ખડો થયેલો માણસ સંસારને તરી જાય છે.

ભારી કાષ્ટની સ્ત્રીએ તિહાંજી, લાવી નાખી તિણિ વાર,
ધબકે પંખી જાગિયોજી, જવલા કાઢ્યા તિણે સાર. મે૦-૯
દેખી જવલા વિષ્ટામાંજી, મન લાજ્યો સોનાર,
ઓઘો મુહપત્તી સાધુનાંજી, લેઈ થયો અણગાર. મે૦-૧૦
આતમ તાર્યો આપણોજી, થિર કરી મન વચ કાય,
રાજવિજય રંગે ભણેજી, સાધુતણી એ સજઝાય. મે૦-૧૧

"ગુરુદેવ, મેતારજ મુનિવરના જીવન પ્રસંગને આવી મિષ્ઠ રીતે કોણ ગાય છે?" શિષ્યે પ્રશ્ન કર્યો.

અનુભવી ગુરુએ કહ્યું:

"એ મંત્રસિધ્ધોનો રાજા માતંગ છે. ઘરબાર તજીને એ ફર્યા કરે છે. પોતાના પ્રિય પુત્રના ગુણગાન દશે દિશાએ ગજવતો ફરે છે."

"એનું કલ્યાણ થશે?"

"જેના દિલમાં સદિચ્છાઓ સ્ફુરતી હશે, ને સત્કાર્યની ઝંખના જેને સદોદિત સાવધ રાખતી હશે: એનું કદી અકલ્યાણ નહિ થાય."

